“ પ્રજાબંધુ ” ના[illegible]ને ૧૯૨૦ ની ભેટ.

# ભાગ્યશાળી અમરસિંહ

યાને

## મરાઠાઓના સમયનું ગુજરાત.

પ્રજાબંધુ ઓફીસ. અમદાવાદ.

# ભાગ્યશાળી અમરસિંહ

યાને

## મરાઠાઓના સમયનું ગુજરાત.

અનુવાદક :
માધવલાલ દલસુખરામ કોઠારી
રાયપુર, વડની પોળ;
અમદાવાદ.

મુદ્રક અને પ્રકાશક :
કેસરીપ્રસાદ મણીલાલ ઠાકોર
પ્રજાબંધુ પ્રિન્ટીંગ વર્ક્સ–ખાડીયા, જેઠાભાઇની પોળ;
અમદાવાદ.

સને ૧૯૨૦. સંવત્ ૧૯૭૬.
આવૃત્તિ ૧ લી. પ્રત ૨૫૦૦.

મૂલ્ય રૂ. ૧॥

# પ્રસ્તાવના.

આ પુસ્તક, એલેકઝાન્ડર ડયુમાના 'પ્રીન્સ ઓફ થીવ્ઝ' ઉપરથી રચેલો ગુજરાતી અનુવાદ છે. 'રોબીન હુડ' ના બહારવટા વિષે ઇંગ્લાંડમાં અનેક પ્રકારની વાતો ચાલતી હતી પરન્તુ તેનો ઐતિહાસિક પુરાવો કાંઇ મળ્યો નથી. મરાઠાના રાજ્ય અમલ સમયે મહીકાંઠાના પ્રદેશમાં પણ એજ સ્થિતિ ચાલતી હતી. અમરસિંહ બીજાઓની ખટપટનો ભોગ થઇ પડે છે અને તેને પોતાનું બાળપણ એક અજાણ્યા પરન્તુ માયાળુ અને સહૃદય રાજપુતના ઘેર ગાળવું પડે છે. ત્યાં તેને ધનુષ્ય-બાણની વિદ્યા સારી રીતે પ્રાપ્ત થાય છે. તે એટલે સુધી કે વૃક્ષનાં હજારો પાંદડાંમાંથી ધારેલું પાન તે વીંધી શકે. એ સમયે બાણ મારવાની વિદ્યા ન્હાનપણથી જ રાજપુતોને કેટલી સારી રીતે શિખવવામાં આવતી તેનું આ એક દૃષ્ટાંત છે. અમરસિંહનો ધર્મપિતા જયસિંહ એવો અચૂક બાણાવળી હતો કે તેણે અમરસિંહને પણ તેમાં ઘણો જ પ્રવીણ બનાવી દીધો હતો.

ફ્રેંચ નવલકથાકાર એલેકઝાન્ડર ડયુમાનું નામ પ્રસિદ્ધ છે. તે વિદ્વાન્ ગ્રંથકારની "થ્રી મસ્કેટીઅર્સ" "કાઉન્ટ ઓફ મોન્ટીક્રીસ્ટો" ઇત્યાદિ નવલકથાઓ જગપ્રસિદ્ધ છે. વસ્તુસંકલના અને પાત્રાલેખન માટે એ નવલકથાકાર અતિ વખણાય છે. આશા છે કે તેના "પ્રીન્સ ઓફ થીવ્ઝ" ના પુસ્તકના આ અનુવાદની ગૂર્જર પ્રજા કદર કરશે.

રાયપુર વડની પોળ,<br>
અમદાવાદ.<br>
તા. ૧-૨-૨૦.

માધવલાલ હલસુખરામ કોઠારી.

# અનુક્રમણિકા.

# ભાગ્યશાળી અમરસિંહ

યાને

# મરાઠાઓના સમયનું ગુજરાત.

## પ્રકરણ ૧ લું.

### બે મુસાફિરો.

આપણી વાર્તાનો સમય અઢારમા સૈકાની આખર અને ૧૯ મા સૈકાની શરૂઆતનો છે. સન ૧૮૦૦ ના સપ્ટેમ્બર માસમાં ગોવિંદરાવ ગાયકવાડનું અવસાન થયું. અમદાવાદમાં તે વખતે બાજીરાવ પેશ્વાના ભાઇ ચીમનાજી આપાનો મુતાલિક આબા શેલુકર હતો. તેને પેશ્વા સરકારે ગુજરાતનો સરસુબો નીમ્યો હતો. ગોવિંદરાવ ગાયકવાડને બે વર્ષ સુધી આબાજી શેલુકરની સાથે લડાઇમાં ઉતરવું પડ્યું હતું. શેલુકર જ્યાં સુધી અધિકાર ઉપર રહ્યો ત્યાં સુધી, લોકોના ઉપર જુલમ કરવાથી અને તેમની પાસેથી બલાત્કારે નાણાં કઢાવવાથી, લોકો તેના ઉપર તિરસ્કાર દર્શાવતા હતા એટલું જ નહિ પરન્તુ તેની વિરૂદ્ધમાં પેશ્વા સરકારને અરજીઓ મોકલી, તપાસ કરવા માટે વિનતિ કરતા હતા; પરન્તુ તેમની અરજની દાદ કોઇએ સાંભળી નહી. એવામાં તેનો પ્રતિસ્પર્ધી ગોવિંદરાવ ગાયકવાડ મૃત્યુવશ થયો. આથી શેલુકર પોતાને નિર્ભય થયેલો માનતો હતો પરન્તુ તે તેનો માત્ર ભ્રમજ હતો. આગળ અમદાવાદમાં જે *ઇમારતમાં અદાલત બેસતી હતી તે શેલુકરે જ બંધાવી હતી. મુસલમાન સુલતાનોના રાજમહેલના પાયા ઉપર તેણે જ ચણતર ચણાવ્યું હતું અને તેનું ખર્ચ લોકો પાસેથી વસુલ કર્યું હતું.

ઈ. સ. ૧૮૦૦ માં જ્યારે સુરતના નવાબ મરણ પામ્યા ત્યારે મુંબાઇનો–બ્રિટિશ સરકારનો ગવર્નર ત્યાંનો અધિકાર પોતાના તાબામાં લેવા આવ્યો હતો. આ સમય સાધીને ગોવિંદરાવ ગાયકવાડે તેને મુબારકબાદી આપવાનું મિષ કાઢી પોતાના વકીલોને સુરત મોકલ્યા હતા. આમાં તેની

---

* એ ઈમારત પડી જાય એવી થઇ છે એમ ઠરાવીને ઉતરાવી નાંખવામાં આવી છે.

ખરી મતલબ તો એ હતી કે ગુજરાતના સરસુબા શેલુકરનો નાશ કરવાના કાર્યમાં બ્રિટિશ સરકારના સૈન્યની સહાય મેળવવી. મુંબઇનો ગવર્નર મી. ડંકન પણ તે હેતુ આગળથી સમજી જ ગયેલો હતો અને સહાય આપવાના બદલામાં સુરતની આસપાસનું ચોર્યાશી પરગણું તથા સુરત બંદરની ચોથ માગી લેવાને તૈયાર થઇ રહ્યો હતો. શેલુકરની સામે મદદ મેળવવાને ગોવિંદરાવ ગાયકવાડના વકીલોએ મી. ડંકનને અરજ કરી પણ તે તરફ તેણે ઝાઝું ધ્યાન આપ્યું નહિ એટલે ચોર્યાશી પરગણાનો અને સુરત બંદરની ચોથનો પણ કાંઇ શુકવાર થયો નહિ.

આ પછી ગાયકવાડ સરકારે પોતાના જ બળના સાધનથી શેલુકરને તોડી પાડવાનો નિશ્ચય કર્યો હતો અને તેથી ગાયકવાડની એક ફોજ વડોદરાથી અમદાવાદ ઉપર ચાલી. શેલુકરે ડાકોરજી અને કાઠિયાવાડથી પોતાના સરદારોને બોલાવ્યા અને શહેરની બહાર શાહઆલમનો રોજો છે ત્યાં આગળ ગાયકવાડની ફોજ સાથે લડાઇ કરી તેમાં તેની હાર થઇ અને તે કિલ્લામાં જઇને ભરાઇ પેઠો, પરન્તુ આખરે તેને તેનાં જ માણસોએ સોંપી દીધો અને તે કેદ પકડાયો*. શેલુકર અંદરખાનેથી ન્હાના ફડનવીસ સાથે સંબંધ રાખતો હતો. તેથી પેશ્વાને તેની સાથે અણબનાવ હતો. આ કારણથી પેશ્વાએ ગુજરાતની ઉપજનો મોટો ભાગ ગાયકવાડને પાંચ લાખ રૂપિયા માટે પાંચ વર્ષની મુદતે પટે આપ્યો અને ગાયકવાડના પ્રધાન રાવજી આપાજીના પીત્રાઇ ભાઇ રઘુનાથ મહીપતરાવને અમદાવાદનો સુબો ઠરાવ્યો હતો. આ રઘુનાથને કાકાજી કહીને લોકો બોલાવતા.

આ પ્રમાણે ગુજરાતમાં રાજ્યની વ્યવસ્થા પુરી થાળે પડી નહોતી. ગુજરાતના જે ભાગમાં મરાઠા સૈન્ય ખંડણી ઉઘરાવવા નિકળતું હતું તે મહીકાંઠાનો જ પ્રદેશ નહીં પરન્તુ મહીનદીની ઉત્તરમાં પોસીના, અંબાજી અને બનાસ સુધીનો પ્રદેશ હતો; છતાં મરાઠાઓ તો તે તમામ મુલકને મહીકાંઠા જ કહેતા. ઘણો ખરો સપાટ પ્રદેશ મરાઠાઓની સત્તા નીચે આવી ગયો હતો તોપણ ચુંવાળના જંગલોમાં અને દક્ષિણમાં છેક વડોદરા સુધીના, મહીનદીના કાંઠાના પ્રદેશમાં સ્વતંત્ર જાતિના લોકોને રક્ષણ મળતું હતું. મરાઠાઓને મહુધા, નાપાડ, ધોળકા તેમ જ બીજાં ફળદ્રુપ પરગણાના ગામોમાં તથા વાઘેલા વગેરે રજપુત ગરાસીઆના ગામોમાંથી ખંડણી ઉઘરાવવાને

---

* અંદરખાનેથી પેશ્વાની પરવાનગી હતી. પ્રથમ તો તેને વડોદરે લઇ ગયા ત્યાંથી બોરસદના કિલ્લામાં કેદ રાખ્યો. છેવટે બ્રિટિશ સરકારની મહેરબાનીથી છુટયો હતો.

મુલ્કગીરી કરવી પડતી હતી. જેમ જેમ નાની નાની નદીઓની શાખાઓ પ્રતિદિન વધતી ગઇ તેમ તેમ મહીનદીના કાંઠા ઉપરની ઝાડીઓ અને કોતરોમાં ઘણા સ્વતંત્ર લોકો આવીને ભરાવા લાગ્યા; એટલું જ નહિ પણ જેમ જેમ નાની નદીઓની સંખ્યા વધતી ગઇ અને જંગલો વધારે ઘાડાં થતાં ગયાં તેમ તેમ ઠાકર અને લુણાવાડાનાં બીજાં સંસ્થાનોની વસતિ વધતી ગઇ.

મહીનદીના કાંઠે આવેલી ઝાડીઓમાં અનેક જંગલો હતાં. તેમાં એક જંગલ ખાસ. માંડવગઢના ઠાકોરે પોતાના શિકારને માટે રાખેલું હતું. ઠાકોરની પરવાનગી સીવાય બીજા કોઇથી ત્યાં શિકાર થઇ શકતો નહિ. તે જંગલને સાચવવાને એક ખાસ સરદાર રાખ્યો હતો, જે પોતાના કુટુમ્બ સાથે જંગલમાં રહેતો હતો. સન ૧૮૦૦ ના માર્ચ માસમાં એક દિવસે બે ઘોડેસ્વારો આ જંગલમાંથી પસાર થતા હતા. સૂર્યાસ્ત થવાને હજુ બે કલાકની વાર હતી. ગરમી સામાન્ય પડતી હતી. વસંતઋતુનો સમય હોવાથી વૃક્ષોને નવાં પલ્લવો આવ્યાં હતાં, જે જંગલની શોભામાં વૃદ્ધિ કરતા હતા. ઘોડેસ્વારોને સાંકડા રસ્તામાંથી પસાર થવું પડતું હતું. ઝાડોની ડાળીઓમાંથી સૂર્યનારાયણનાં કિરણો મુસાફરો સામે પોતાનો પ્રતાપ દર્શાવી રહ્યાં હતાં. રસ્તાની રજવડે મેલાં થયેલાં કપડાંથી અને મુસાફરીના થાકથી તેઓ જાણે કંટાળી ગયેલા જણાતા હતા અને દૂરની મુસાફરીથી આવેલા હોય એમ લાગતું હતું. વસંતઋતુને લીધે મંદ મંદ શિતળ સમીરની લ્હેરો વાતી હતી. કેટલાંક વૃક્ષોનાં પાંદડાં ખરી પડીને ઝીણીઝીણી કુંપળો અને નવાં પાંદડાઓ હમણાં જ ફુટી નીકળ્યાં હતાં. આખર થયેલી શિશિર ઋતુએ પોતાના પ્રભાવથી કેટલાંક વૃક્ષોના પાનને બાળી મુક્યાં હતાં. પરંતુ એટલામાં આસપાસ પવનના તોફાનથી વંટોળીઓ ચડયો અને તુરત જ આજુબાજુનાં ગામો દેખાતાં બંધ થઇ ગયાં. અંધકારનું સામ્રાજ્ય માત્ર દૃષ્ટિગોચર થવા લાગ્યું. વૃક્ષોના પર્ણોના અવાજથી જંગલે, ભયાનક રાત્રીની આગાહી બતાવી.

“ હમીર, ” તેઓ પૈકીના સરદારે પોતાના સાથીને ઉદ્દેશીને કહ્યું: “ પવનના સુસવાટા વધુ ને વધુ આવતા જાય છે અને આપણે ત્યાં જઇ પહોંચીશું તે અગાઉ કદાચ આંધી ચડશે માટે ઘોડા ઉતાવળે ચલાવીએ તો સારૂં. ” પોતાના અંગરખાંનાના બન્ને છેડાને બરાબર નીચે દબાવી ઘોડો હમીરની નજીક લાવી સરદારે ફરીથી જણાવ્યું: “ રસ્તો તો બરાબર છે, ભાઇ ? ”

“ આપે જરા પણ બ્હીવું નહિ; બાપુ, રસ્તો તો આજ છે એવી મારી

સંપૂર્ણ ખાત્રી છે." હમીરે નિર્ભયતાથી જવાબ આપ્યો. પોતાના સરદારને વધુ ખાત્રી આપવાને તેણે ફરીથી જણાવ્યું કે "જો, મારી યાદદાસ્ત મને દગો દેતી ન હોય તો એક જ કલાકમાં આપણે આ જંગલના રખેવાળના મકાને પહોંચી જઇશું."

બન્ને જણે હવે ઘોડાઓને પુરપાટ દોડાવી મુક્યા. એક કલાક જોતજોતામાં વ્યતીત થઇ ગયો પરન્તુ ધારેલું સ્થળ જણાયું નહિ અગર હમીરે કાંઇ વધુ ખુલાસો કર્યો નહિ. આથી સરદારે ફરીથી અધીરા થઈ હમીરને સવાલ કર્યો.

"હજી પણ કેટલું દૂર છે?"

"બાપુ જરા સબૂરી રાખો; હવે આ પાંચ દશ મીનીટમાં પહોંચ્યા ગણોને." હમીરે ધીરજ આપી.

"બહુ સારૂં; પણ આ જે રખેવાળની પાસે આપણે જઇએ છીએ તે ખાત્રીથી ભલો માણસ છે ને?" સરદારે હવે પોતાની મૂળ મુદ્દાની વાતનો વિચાર આવતાં સવાલ કર્યો.

"એમાં તમારે જરાય શંકા લાવવાની નથી. તે સરળ પ્રકૃતિનો, પ્રામાણિક અને ઉમરાવ દીલનું માણસ છે. મારો તે બનેવી થાય છે. તમે, બાપુ, જે આ અદ્ભુત કાર્ય માથે લીધું છે તેમાં તો તે અચૂક અમૂલ્ય મદદ આપ્યા સીવાય રહેશે નહિ. અસત્ય બોલવું તે તો જાણે તેણે સ્વપ્નમાં પણ સાંભળ્યું નથી અને કોઇને માટે શંકા લાવવી એ પણ તેને નવાઇ લાગે છે. પણ બાપુ, જુઓ," રખેવાળનાં વખાણ કરવાં બંધ કરી ઓચિંતો હમીર બોલી ઉઠયોઃ "આ પેલાં ઝાડોમાંથી દીવો બળતો દેખાય છે. આ જરા ચકરાવો ખાઇને ગયા કે આપણે પહોંચ્યા ગણોને." જરા થોભીને હમીરે કહ્યું: "જેસીંહના જ મકાનમાંથી જ તે અજવાળું નજરે પડે છે. અરે! જ્યારે હું નાનો હતો ત્યારે કોણ જાણે કેટલીએ વખત તેની મેમાનગીરીનો સ્વાદ ચાખ્યો હશે!" બચપણના દિવસોનું સુખ સાંભળી આવતાં હમીર વિચારમાં પડી ગયો અને બોલતો બંધ પડી ગયો.

પણ તેની સાથેના સરદારને ધીરજ રહી શકી નહિ. પોતાના માણસની લાગણીની દરકાર નહીં કરતાં તેણે વાતચિત ચાલુ રાખી.

"હમીર, બાળક ઉંઘી ગયું છે કે?" તેણે પૃચ્છા કરી.

"હા, બાપુ;" હમીરે પહેલાંની પેઠે બેદરકારીથી જવાબ આપ્યો. "તેને લસલસાટ ઉંઘ આવી ગઇ છે. અને નવાઈ લાગે છે કે, બાપુ, તમે આ એક નાના સરખા બાળકને જાળવવાને આટલી બધી તસ્દી કેમ ઉઠાવો

છો? આ ઝટ દેતે ને એક બાલોડું ખોશી દીધું કે પછી તેને જગાડવાની કે સુવારવાની ચિન્તા જ મટી જાય અને તે બાળકને પણ ફરી જાગવું ન પડે!”

“અરે! હમીર, તું છાનો રહે,” તે સરદારે જરા કઠોર અવાજે કહ્યું. “એ બિચારા નિરપરાધી બાળકનું મોત આણવાની મારી જરા પણ ઇચ્છા નથી. ભવિષ્યમાં તેની શોધ થશે એમ મને ભય લાગે છે ખરો, પરન્તુ હાલ એવું ઘાતકી કામ કરવા કરતાં એ ભયને હું વધારે પસંદ કરૂં છું. મને એવી આશા રાખવાનું પુરતું કારણ છે કે–અરે મને એવું માનવાની પણ જરૂર છે કે આ બાળકના જન્મનું ગુહ્ય વૃત્તાંત ભવિષ્યમાં કદી પણ બહાર આવશે નહીં; અને કદાચ એનો પત્તો લાગે તો તે માત્ર તારા પોતાના ફુટવાથી જ લાગે; તને પણ હું આજથી ચેતાવી મૂકું છું કે તારા દરેક કાર્ય તરફ બારીક નજર રાખવામાં આવશે. “જો સાંભળ,” તે સરદારે આગળ જણાવ્યું: “બાળક એક જંગલના રખેવાળના કુટુમ્બમાં ઉછરશે. જંગલની જીંદગીનો તેને બચપણથી જ અનુભવ થશે અને તેથી તેને પોતાની સ્થિતિથી કોઇ પણ પ્રકારે અસંતોષ થવાનો સંભવ નથી. તેનો સ્વભાવ, તેની રીતભાત, તેની છટા એ બધું આસપાસના સંયોગોને અનુસરતાં જ થશે અને તેની જાગીરનું નામ સુદ્ધાંતની તેને આ રીતે બીલકુલ માહીતી જ નહીં મળવાથી તેને, તે બદલ કદી પણ દીલગીર થવાનો પ્રસંગ પણ આવશે નહીં.”

“જેવી બાપુની મરજી” હમીરે ઠંડે પેટે જવાબ આપ્યો. “પરન્તુ મારી સમજ તો એવી છે કે એક નાના બાળકની રક્ષા માટે આટલી ત્રીશ ચાલીસ ગાઉની મુસાફરી કરવી તે નકામી જહેમત ઉઠાવવા જેવું છે.”

આ પ્રમાણે વાતોમાં બન્ને ઘોડેસ્વારો જયસીંહના મકાન પાસે આવી પહોંચ્યા. જંગલમાં જેમ પક્ષીનો માળો ઘણા જ યત્નથી અદૃશ્ય રાખવામાં આવે છે તેવી જ રીતે આ મકાન પણ ઝાડીમાં જ રાખેલું હતું. બન્ને જણ ઘોડાઓ ઉપરથી નીચે ઉતરી પડ્યા.

“અરે જેસીંહ! હે જેસીંહ” હમીરે મોટેથી હસતાં હસતાં ઘાંટો પાડ્યો. “કમાડ ઉઘાડ, ઝટ ઉઘાડચ. આ પવનથી શરદી લાગે છે.” “અંદર તાપતાં હોય એમ લાગે છે!” પોતાના સરદારને ઉદ્દેશીને હમીરે ધીમેથી કહ્યું.

અંદરથી કુતરાઓનું ભસવું સંભળાતું હતું અને મકાનના માલીકે સાવચેતીને ખાતર દ્વાર પાસે આવી તપાસ કરવા માંડી—

"કોણ છે એ? અત્યારે સાંજે આવીને કમાડ ખડખડાવે છે?" જયસિંહે દમમાં જ પૂછ્યું.

"એ તો તારો મિત્ર છે." હમીરે સવાલના પ્રમાણે જ જવાબ આપ્યો.

"કોણ મિત્ર?"

"હમીર વાઘેલો. જયસીંહ હવે બહુ આપાચીપ જવા દઇને કમાડ ઉઘાડ. અમે નાહક હેરાન થઇએ છીએ." હમીરે હવે સ્પષ્ટ જવાબ દીધો.

"હમીર વાઘેલો? ગાયકવાડ સરકારના લશ્કરમાં ગયો હતો તે?"

"હા, હા, હા; એજ. હવે મહેરબાની કરીને ઉઘાડીશ? બીજી બધી વાત આપણે અંદર નિરાંતે કરીશું." હમીરે અકળાઇ જઇને કહ્યું.

આખરે મકાનનો દરવાજો ઉઘડયો અને બન્ને મુસાફરો અંદર દાખલ થયા.

હમીરનો જયસીંહે બહુ જ આદરસત્કાર કર્યો અને તેની સાથેના સરદારને યોગ્ય આદર આપ્યો. તે બન્ને જણને પોતાના મકાનમાં લઇ ગયો.

જયસીંહે બન્નેને યોગ્ય આસને બેસાડયા બાદ સરદારના પોષાક ઉપરથી તેને કાંઇક વિવેક દર્શાવવાની જરૂર જણાતાં તે નીચે પ્રમાણે બોલ્યો:— "સાહેબ! મને તમે છોકરવાદીમાં ગણી કાઢતા નહીં. આપને થોડો સમય બહાર થોભવું પડયું તે બદલ હું ક્ષમા માગું છું. એક તો આ મકાન એકાંતમાં છે, બીજું આસપાસ બહારવટીઆ અને લુંટારાઓનો ત્રાસ ચાલુ છે એ જ કારણોથી આટલી સાવચેતી રાખવી પડે છે, હીંમત રાખીને ચાલુ છું અને કદાચ તરતોફાન જણાય તો માત્ર બળનો જ આશ્રય લેવો પડે છે. આથી આપ મને ક્ષમા કરશો અને આ રંકના ઝુંપડાને આપનું જ નિવાસ સ્થાન સમજી લેશો. હું વિનતી કરૂં છું કે આપ શાન્તિથી અહીં જ રાત્રી ગાળો, કપડાં પણ બદલી નાંખો. આપના ઘોડાઓની સંભાળ મારો માણસ રાખશે." "અરે જસા!" પોતાના નોકરને હાંક મારીને તેણે બોલાવ્યો, "આ પેલાં બે ઘોડાંઓને લઇ જા અને આપણા તબેલામાં બાંધી તેમને ઘાસચારો તથા રાતબ આપજે અને બરાબર બરદાસ્ત રાખજે." જયસીંહના બોલતાં વાંત જ ત્યાં, એક મજબુત બાંધાનો લઠ્ઠપઠ્ઠ પુરૂષ હાજર થયો, ઘોડાને દોરીને વગર બોલ્યે ત્યાંથી ચાલતો થયો. મુસાફરોને જોઇને તેના મુખ ઉપર જરા પણ આશ્ચર્યનું ચિન્હ જણાયું નહિ.

થોડા જ સમય વીત્યા બાદ એક સારા દેખાવની આશરે ૩૦ વર્ષની ઉમરની સ્ત્રી ત્યાં આવી. ઘુમટો ખેંચીને તે જરા દુર ઉભી રહી. મુસાફરોના સામું તેણે હજુ જોયું નહોતું. પરન્તુ જયસીંહે સમય વિચારી હમીરને ક-

સારત કરી પોતે ત્યાંથી જરા દૂર જઇને બેઠો. હમીરે પોતાની બ્હેનને બોલાવી. ભાઇ બ્હેન, લગભગ ૪ વર્ષના વિયોગ પછી મળ્યાં. બન્નેને હર્ષનાં આસુંઓ આવી ગયાં અને બ્હેને વળી વળીને બન્ને મુસાફરોના ઓવારણાં લીધાં. સભ્યતાને માન આપી હમીરે બ્હેન સાથે વધુ વાતચિત કરી નહીં પરન્તુ પોતાના સરદારની સ્હેજ ઓળખ આપી, બ્હેનને અંદર જવાનું કહ્યું અને પોતે પાછી જયસીંહ સાથે વાત કરવાની ઇચ્છા દર્શાવી. જયસીંહના ગૃહમાં પોતાની બહેન સુખી છે એવી હમીરને ખાત્રી થઇ.

હમીરે હવે પોતાના હાથમાંનું બાળક કે જેને કપડામાં લપેટેલું હતું તે નીચે મૂક્યું. જયસીંહની નજર હવે તેના ઉપર પડી. બાળકને જોઇ જયસીંહના ચ્હેરા ઉપર આશ્ચર્યનાં ચિન્હો જણાયાં. હમીરને કોઇ સંતાન હજુ પ્રાપ્ત થયું નથી તે તે સારી રીતે જાણતો હતો એથી જ તેને વિશેષ નવાઇ લાગી. બાળકે સ્હેજ રડવા માંડયું અને તેના અવાજથી જયસીંહની સ્ત્રી પણ ચમકી. હમીર સાથેની વાતચિત સમયે તેણીએ માત્ર એક પોટલા જેવું જ કાંઇક જોયેલું પરન્તુ તેમાં બાળક હશે એવી કલ્પના આવેલી નહીં. બાળકનું રડવું સાંભળતાં જ તે દ્વાર આગળ આવીને ઉભી રહી. જયસીંહને જોતાં તે આગળ વધી શકી નહીં. પરન્તુ હમીરના હાથમાંનું બાળક નીચે મુકાયું એ જોતાં તેના આશ્ચર્યનો પણ પાર રહ્યો નહિ.

જયસિંહે હવે બાળક સામું જોવા માંડયું અને હમીરને બાળકનો ખુલાસો પુછવાનું તેને યોગ્ય જણાયું: "હમીરસિંહ, આ બાળક કોનું છે? અને તમે આટલી મુસાફરી કરીને, જંગલમાં તેને કેમ લાવ્યાછો? મને આમાં કોઇ ગુહ્ય ભેદ લાગે છે."

"ખરેખર, જયસિંહ! તેમાં ગંભીર ભેદ સમાયેલો હોવાની તમારી કલ્પના બરાબર છે. મારે કંઈ સંતાન નથી એ તો તમે જાણોછો. આ બાળક અનાથ છે. આ મારા સરદારને, બાળકના માતાપિતા તથા તેના વાલીવારસોની પૂર્ણ માહિતી છે અને અમારા આવવાનું કારણ પણ એ જ તમને કહી સંભળાવશે. હાલ તો આ બાળકને જરા દુધ પાવા માટે મારી બેનને આપવા ઘો. પછી આપણે શાન્તિથી તેની વાત કરીએ છીએ."

જયસિંહે 'બહુ સારૂ' એ શબ્દો સાથે પોતાની સંમતિ દર્શાવી અને તુરત જ જયસિંહની પતિવ્રતા સ્ત્રીએ, ઘુમટો તાણી, ત્યાં આવી બાળકને ઉપાડી લીધું. બાળક તુરત ચૂપ થઇ ગયું. જયસિંહને તુરત જ યાદ આવ્યું કે બન્ને મુસાફરોના વાળુનો પ્રબંધ કરાવવાની જરૂર છે. આથી તેણે હમીરસિંહની રજા લીધી અને પોતાના રસોડામાં જઇ સ્ત્રીને યોગ્ય સૂચના આપી

તે પાછો વળ્યો. દશેક મીનીટ વીત્યા બાદ કંસારનાં ભોજન થયાં અને પછી બન્ને પ્રાહુણાઓ અને જયસિંહ એક ઓરડામાં બીછાના ઉપર યોગ્ય આસનોએ બેઠા. આ સમયે તે સરદારે બાળકના સંબંધમાં નીચે પ્રમાણે હકીકત જાહેર કરી:–"તમો અને તમારી સ્ત્રીએ અમારી તરફ જે સદ્‌ભાવ દર્શાવ્યો છે તે જોઇને આ બાળકના ભવિષ્યના સંબંધમાં હું તમારી આગળ એક દરખાસ્ત રજુ કરવાની રજા લઉં છું. પરન્તુ તે અગાઉ આ બાળકનો જન્મ, કુટુમ્બ અને તેને લગતા સંયોગોની હકીકત જણાવીશ. હાલ તો હું જ તેનો એકનો એક સંરક્ષક યાને પાલક છે. તેનો પિતા મારી સાથે યુદ્ધમાં જ હતો અને અમે બન્ને મિત્ર હતા. થોડા જ સમય ઉપર ના. ગાયકવાડ સરકારના લશ્કરે અમદાવાદના સરસુબા ઉપર ચડાઇ કરીને તેને હરાવ્યો તે લડાઇમાં તે મારા દીલોજાન દોસ્તનો નાશ થયો. મૃત્યુ સમયે હું એકલો જ તેની પાસે રહ્યો હતો. તેને તરવારના છ સાત ઘા થયેલા હોવાથી તે બેભાન હતો અને બીજું લશ્કર, સરતચુકથી તેને મૂકીને ત્યાંથી ચાલી ગયું હતું. લગભગ અડધા કલાક પછી તેનામાં શુદ્ધિ આવી અને તેણે મારા સામું જોયું. તેના દીલમાં કોઇ ગુપ્ત વિચાર રમી રહ્યો હતો અને તેથી તેને માનસિક વેદના થતી હતી એમ સ્પષ્ટ સમજી શકાતું હતું. તેનાં નેત્રો ઉપરથી તે સ્થિતિ હું સહજે જ કળી ગયો. મેં જ તેને અકળામણનું કારણ પૂછયું. પોતાનો અંતકાળ પાસે આવ્યો છે એમ ધારી તેણે મને પોતાના આ અનાથ બાળકની વાત કરી. 'કોઇ કુમારીકાના પેટે અવતરેલું એ બાળક છે અને તે મારી દુર્મતિએ ઉત્પન્ન કર્યું છે.' એટલું જ કહી તેણે બાળકનું નિવાસસ્થાન તથા પોતાની ઓળખ માટે એક સુવર્ણમુદ્રિકા તેણે મને આપ્યાં. તેના હૃદયનો દુઃખનો ભાર જાણે ઉતરી ગયો હોય એમ તે શાન્ત થયો અને પછી તુરત જ તેનો આત્મા આ પંચભૂતાત્મક દેહનો ત્યાગ કરી ગયો. તે શૂરવીર અને તરૂણ રજપુત જોતજોતામાં હતો નહતો થઇ ગયો." અત્રે તે સરદારનાં નેત્રોમાંથી બે ચાર અશ્રુઓ પડયાં પરન્તુ તુરત જ સાવધ થઇ તેણે પાછું બોલવાનું ચાલુ રાખ્યું: "બાળક હવે તદ્દન અનાથ અને નિરાધાર છે. આ વિશાળ વિશ્વમાં મારા સીવાય તેનો કોઇ પણ વાલી નથી. તેની કુમારિકા માતાએ પણ, બાળક અવતર્યા બાદ થોડા જ દિવસમાં વિષપાન કરીને આત્મહત્યા કરી છે. તેના મરનાર પિતાની એટલી ઇચ્છા હતી કે તેનું નામ ઠામ અગર કાંઇ પણ હકીકત પ્રસિદ્ધિમાં આવવી ન જોઇએ અને તેણે મારી પાસે એવી પ્રતિજ્ઞા લેવરાવી છે, કે જે હું મરણપર્યંત પાળીશ. જયસીંહ, આ અનાથ બાળકને, તમને સોંપી જવા માટે જ અમે આ કષ્ટદાયક

અને ભયંકર જંગલની મુસાફરી કરી છે. મારાથી તે બાળકને ઉછેરી શકાય તેમ નથી. બચપણમાંથી જ એક સૈનિક તરીકેની મને તાલીમ મળેલી છે અને આજપર્યંતનું મારૂં આખું જીવન, લશ્કરી છાવણીઓમાં જ વ્યતીત થયેલું છે. એટલે આ કોમળ બાળકને ઉછેરવાનું કાર્ય મારાથી બનવું તે સર્વથા અશક્ય છે. તેમ જ મારે કોઇ એવો મિત્ર યા સગુંવહાલું નથી કે જેને હું આ બાળક સોંપી શકું. આ તમારા સાળા હમીરસિંહને મેં વાત કરી અને તેમણે તુરત જ તમારૂં નામ દીધું અને મને કહ્યું કે હજુ મારા બનેવીને ઇશ્વરે સંતાન પ્રાપ્તિ કરાવી નથી આથી તેઓ ખુશીથી આ બાળકને પોતાના પુત્રની માફક ઉછેરશે. જો બાળક મોટો થશે અને તે ઇશ્વિરકૃપાથી જીવતો રહેશે તો વૃદ્ધાવસ્થામાં તે મારી સેવા કરશે અને વખત આવે હું પોતે જ તેને તેનું જીવનવૃત્ત કહી સંભળાવીશ તથા તેના પિતાએ અને મેં યુદ્ધમાં જે નામના મેળવી છે તે જ માર્ગનો તેને બોધ કરીશ. દર્મ્યાન બાળકને ઉછેરવાનું કાર્ય હું તમને સોંપું છું અને તેમાં પણ તમારે કોઇ જાતના ખર્ચમાં ઉતરવું નહીં પડે. માત્ર તમારે તમારા પોતાના બાળકની પેઠે તેનું જતન કરવાનું છે. કેમ, જયસીંહ તમે વિચારમાં કેમ પડી ગયા ? ”

સરદારે હવે જયસિંહના ઉત્તરની આતુરતાથી રાહ જોવા માંડી. જયસીંહ વિચારમાં લીન થયો હતો. આખરે તે ત્યાંથી ઉઠીને અંદર ગયો અને પોતાની પત્નીને બાળકની કથા અથથી તે ઇતિ સુધી કહી સંભળાવી. ‘બાળકને માટે મોટો ભેદ રહેલો છે છતાં હમીર સાથે છે અને તે આપણને ખાત્રી આપે છે તો રાખવામાં કાંઇ હરકત નથી. વળી આપણને પણ ઇશ્વિરે સંતાન આપ્યું એમ ગણીશું અને હું તેનું પુત્રની પેઠે પાલન કરીશ માટે મારા તરફની કાંઇ પણ ચિન્તા તમારે કરવી નહીં’ એવી રીતના પત્નીના વિચારો જાણી જયસીંહ બહાર આવ્યો. જરા સ્થિર થઈ તેણે કહ્યું: “ બહુ સારૂં; આ બાળકને મારી પત્ની અને હું ઉછેરીને મોટો કરીશું તેને અમે અમારૂં પોતાનું સંતાન ગણીશું અને ઉમરે પહોંચ્યા પછી જ્યારે તમે તેને પાછું લેવા આવશો ત્યારે તમને સોંપીશું, જો કે અમને તે સમયે મોટો સંતાપ તો લાગશે ખરો. પરન્તુ હું તમને વચન આપું છું કે એમાં કોઈ પણ પ્રકારની અમો ગફલત કરીશું નહીં. માત્ર એ અવસરે અમારા બન્ને જણમાંથી કોઈ હયાત ન હોય તો તમોને ઓળખી કાઢવાની હરકત ન આવે તેને ખાતર આ એક ચીઠ્ઠી પણ લખીને આ બાળકના ગળાના માદળીયામાં રાખું છું, એ એંધાણી આપનારને બાળક સોંપવામાં આવશે. ”

“ મેં પહેલેથી જ આપને જયસીંહના સ્વભાવની હકીકત કહી હતી. ” હમીરે જયસીંહની પ્રશંસા કરતાં વચ્ચે ઉમેર્યું.

"જયસીંહ તે જયસીંહ જ છે." સરદારે ઉદ્ગાર કાઢ્યા. "હવે આપણે બાળકના ભરણપોષણના ખર્ચની બાબત રહી. લ્યો, આ ખર્ચને માટેની રકમ હું આપું છું." એમ કહી તેણે પોતાના ખીસ્સામાંથી એક નાની થેલી કાઢી જયસીંહની પાસે મૂકી તેમાં કેટલીક રૌપ્ય મુદ્રિકાઓ હતી. પરન્તુ જયસીંહે તુરત જ તે પાછી ખસેડી.

"તમે મને એવો અધમ સમજો છો કે શું? જે બાળકને હું પુત્રવત્ ઉછેરનાર છું તેના જ ભરણપોષણનું ખર્ચ હું લઉં શી રીતે? ધનનો હું ગુલામ નથી તેમ ઈશ્વિરે પણ મને એટલી સંપત્તિ તો આપી છે. માતા પિતાનો પ્રેમ કાંઇ ખરીદી શકાતો નથી." નાણાંની કોથળી થોડો સમય જયસીંહ અને તે સરદારની વચ્ચે અથડાઇ. આખરે હમીરે એવી સૂચના કરી કે તે રકમ બાળકની ભવિષ્યની મીલકત તરીકે ગણીને જયસીંહે હાલ રાખવી અને જ્યારે બાળક ઉમર લાયક થાય ત્યારે તેને તે રકમ સોંપી દેવી. આ પ્રમાણે ત્રણે જણને સંતોષ થાય એ રીતે તે બાબતનો નીવેડો આવ્યો.

બીજે દિવસે સવારમાં જયસીંહ વહેલો ઉઠ્યો અને ઘોડા ઉપર બેસી ફરવા જવાને તબેલામાં દાખલ થયો. પરન્તુ આ શું? તે અચક્યો કેમ? તબેલામાં તેનો પોતાનો ઘોડો મળે જ નહીં! તે સાથે તેના નોકરનો ઘોડો પણ અદૃશ્ય! માત્ર મુસાફરોના બે આરબ્બી ઘોડા જ ઘાસ ખાતા હતા! "આ શું! ઘોડાઓ ક્યાં ગયા હશે? જસો તેને ચરવા તો નહીં લઇ ગયો હોય?" "જસા, હે જસા!" નોકરને હાંક મારતાં જ તે આવ્યો. ઘોડા વિષે તેને પુછતાં તેણે પોતાનું અજ્ઞાન દર્શાવ્યું. હવે જયસીંહ અકળાયો. પ્રાહુણાનો તપાસ કરવાને તે તેમને સુવાના ઓરડામાં ગયો. પરન્તુ ત્યાં કોઇ મળે નહીં! "આ તો નવાઈ જેવું!" જયસીંહ મનમાં જ બડબડ્યો. તે પોતાની સ્ત્રી પાસે ગયો. તેની સ્ત્રી બાળકને દુધ પીવરાવતી હતી.

"સાંભળ્યું કે? આ આપણા ઘોડા કોઈ ઉપાડી ગયું!" તેણે મોટેથી કહ્યું.

"શું કહો છો? એવું તે બને?"

"પરોણાઓ પણ પલાયન થઇ ગયા છે!"

"હેં! શું આપણને મળવાય ન રહ્યા?"

"આપણા ઘોડા લઇ ગયા છે અને એમના મૂકતા ગયા છે!"

"પણ આમ જતા રહેવાનું શું કારણ હશે?" આશ્ચર્યમાં ગરકાવ થએલી જયસીંહની પત્નીએ મોટેથી આ વાક્ય ઉચ્ચાર્યું.

"કાંઈ સમજ પડતી નથી. આમ કરવામાં તેમનો કાંઇ હેતુ હશે."

જયસીંહે પોતાની કલ્પના ન ચાલી શકવાથી જવાબ આપ્યો. એવામાં જસો ત્યાં આવી પહોંચ્યો અને તેણે કહ્યું : "કદાચ એમ હોય કે તેઓ કઈ દિશામાં ગયા છે અને ક્યાં જનાર છે તે આપણાથી છુપાવવાને આ યુક્તિ કરી હશે." જયસિંહની પત્ની બોલી.

"ત્યારે તો તેથી આપણને એવો શક લેવાનું કારણ મળે છે કે તેમને કાંઈક પણ કૃત્ય છુપાવવાનું હોવું જોઈએ." જયસીંહે હવે પોતાની કલ્પના દર્શાવી.

"ત્યારે એમ તો નહીં હોય કે તેમનાં થાકેલાં ઘોડાં મૂકી જઈને આપણાં ઉપાડી જવાને આ માર્ગ લીધો હોય?" જસાએ બીજી જ શંકા ઉઠાવી.

"ના, ના; ઘોડાઓ તો અત્યારે એવા જણાય છે કે જાણે ગયા આખા અઠવાડીઆથી તબેલામાં જ બાંધી રાખ્યા હોય."

"હશે, હવે ગમે તે હોય; જવાદોને. આ આનંદી અને રસિક બાળકને જુઓ, કેવું ગેલ કરે છે? આપણે તેને ઉછેરીને સારી પેઠે હોંશિયાર કરીશું. મોટો થાય ત્યારે શિકાર કરવા જાઓ ત્યારે તમે તેને સાથે લેતા જજો. આપણે તેનું નામ શું પાડીશું?" જયસિંહની સ્ત્રીએ હવે વાતને ફેરવીને બાળક તરફ તેમનું ધ્યાન ખેંચ્યું. બન્ને જણાએ હવે બીજી કલ્પના પડતી મૂકી અને બાળકનું નામ શું પાડવું તેનો વિચાર કરવા લાગ્યા. જયસીંહે વિચાર કરી તેનું નામ અમરસીંહ પાડવા જણાવ્યું અને તેમાં તેની સ્ત્રી તથા જસાએ સંમતિ આપી. જયસિંહે વહાલ આવતાં બાળકને એક ચુંબન કર્યું અને પછી સૌ પોતપોતાને કામે લાગ્યાં.

---

## પ્રકરણ ૨ જું.

### જંગલમાં.

સર્વભક્ષી કાળ પોતાનું કર્તવ્ય નિષ્કામપણે કર્યે જાય છે. પક્ષપાત તેના કાર્યમાં ક્યાંઈ પણ દૃષ્ટિગોચર થયો નથી. કાળને જ કેટલાકો દેવ અને પરમાત્મા ગણી તેનું વંદન કરે છે.

ઉપર જણાવેલા બનાવને પંદર વર્ષ થઈ ગયાં છે. વનમાં જ નિવાસ કરનારા જયસિંહને ત્યાં હમેશાં સુખ અને શાન્તિનું જ સામ્રાજ્ય ચાલે છે અને આપણો બાળ અમરસિંહ હવે જયસિંહના યુવાન પુત્ર તરીકે જંગલના લોકોમાં પ્રસિદ્ધિ પામી ચુક્યો છે. વર્ષાઋતુના આરંભમાં જ્યેષ્ઠ માસના એક દિનના પ્રભાતમાં, એક પુખ્તવયે પહોંચી ગયેલો મુસાફર ત્યાંના જંગ-

લમાંથી પસાર થતો હતો. તેનો પોષાક સારી સ્થિતિના એક ખેડૂતના જેવો હતો. તે ધીમે ધીમે બેચાર ગાઉ ઉપર આવેલા કોઈ ગામે જવા નીકળ્યો હતો.

આકાશ સ્વચ્છ હતું; સૂર્યનારાયણે ઉદયાચળ ઉપરથી પોતાનાં કિરણોનો થોડો થોડો પ્રભાવ બતાવવા માંડ્યો હતો; વાયુ પણ જંગલનાં વૃક્ષોનાં જંગલી પુષ્પોના પરાગથી દિશાઓને સુગંધિત કરી રહ્યો હતો; સવારમાં પડેલાં ઝાકળનાં બિન્દુઓથી ભોંય ઉપર તથા વૃક્ષોના પાંદડાંઓ ઉપર જાણે મૌક્તિક મૂકવામાં ન આવ્યાં હોય એવો જ ભાસ થતો હતો; પક્ષીઓ કીલકીલાટ કરી રહ્યાં હતાં અને વૃક્ષોની ડાળીઓ ઉપર ગેલ કરતાં હતાં; ઝાડીઓમાં હરણો દોડાદોડ કરી રહ્યાં હતાં. જંગલમાં બધે જ સૃષ્ટિદેવીએ પોતાનો પ્રભાવ સંપૂર્ણ સ્વરૂપમાં દર્શાવ્યો હતો.

આ રમણીય પ્રભાતથી આપણા ઉક્ત પથિકનો ચ્હેરો પ્રફુલ્લિત અને આનંદી થયો; સ્વચ્છ હવાનો શ્વાસોશ્વાસ લેતાં તેનું વક્ષઃ સ્થળ વિશાળ થયું અને તે એટલો તો આનંદમાં આવી ગયો કે ભાટોએ રચેલાં કવિઓનાં પ્રાચીન રાજગીતોમાંથી તેણે એક મોટેથી લલકારવા માંડયું અને તે ગીત ચંદ બારોટના પૃથુરાજ રાસામાંનું હતું. એવામાં જ એક વિઘ્ન નડયું.

એકાએક એક તીર તેની નાસિકાના અગ્રભાગ આગળથી પસાર થઈ ગયું. તેનો સુસવાટો એવો તો ગંભીર હતો કે તેના કર્ણોમાં પણ લગભગ ધાક પાડવા જેવું થઇ ગયું. તીર આવ્યું તેવું ચાલ્યું ગયું. તેને કાંઇ ઇજા થઈ નહીં. ભય કરતાં પણ આશ્ચર્યમાં તે વધુ ગરકાવ થઇ ગયો. ઘોડાને ઉભો રાખી ઉતરી પડ્યો અને એક વૃક્ષના ઓઠે સંતાઇ જઈ પોતાના ધનુષ્યની પ્રત્યંચા ચડાવી તથા ભાથામાંથી તીર કાઢી તેનું અનુસંધાન કરી તે તૈયાર રહ્યો. લગભગ દશેક મીનીટ તે પ્રમાણે વ્યતીત થઇ પરન્તુ ત્યાં કોઇ પણ પ્રાણીનો પગરવ સંભળાયો નહીં. તેણે હવે આસપાસ ઝાડીના ખુણાઓમાં તપાસ કરવા માંડી, કોતરોમાં નજર નાંખી અને જરા પણ અવાજ થાય તો તે સાંભળવાને કર્ણેન્દ્રિયને અતિ સતેજ કરી પરન્તુ સર્વત્ર શાન્તિ અને ચુપકીદી હતી. આ તીર ફેંકનાર કોણ હોય તેની તે કશી પણ અટકળ કરી શક્યો નહીં. ત્યારે શું આ નિર્દોષ અને શુદ્ધ અંતઃકરણના મુસાફિરે કોઈ શિકારીને હરકત તો કરી નથી ને? પરન્તુ એમ હોય તો પણ ત્યાં કાંઈ પગરવ તો સંભળાવો જોઇએ અગર શિકારી કૂતરાઓનું ભસવું અથવા ત્યાંથી નાસતા કોઇ હરણનો ખડખડાટ તો તેને કાને પડવો જોઇએ. કદાચ કોઈ લુંટારાએ આ મુસાફિરને લુંટી લેવાની સૂચના તો કરી નથી? જંગલમાં તે વખતે ઘણા લુંટારાઓ અને બહારવટીઓ રાત દિવસ ફરતા

જ રહેતા હતા. તેમાંના કેટલાક જાણીતા લુટારાઓનાં નામો તો ગાયકવાડ સરકાર તરફથી તથા માંડવગઢના ઠાકોર તરફથી પ્રસિદ્ધ પણ થઇ ચુક્યાં હતાં. પરન્તુ તે તમામને આપણો મુસાફિર ચહેરા ઉપરથી જ ઓળખી શકતો હતો. વળી લુંટારાઓને તેની પાસેથી લુંટમાં કાંઈ મળે તેમ નહોતું. તેમ જ તેના મકાને જે કોઇ બહારવટીઓ આવીને કદાચ અનાજ કે બીજી કોઇ વસ્તુની માંગણી કરે તો તેને મળતી હતી. ત્યારે તેનું મૃત્યુ આણવાનો પ્રયત્ન કરનાર કોણ હતો? ખરેખર, જો તીર એક વ્હેંત જ પાછળ આવ્યું હોત તો મુસાફિર ક્યારનોએ રામશરણ થઇ ગયો હોત. આવા સંયોગોમાં વિચાર કરતાં તે મુસાફિરે આખરે પોતાની કલ્પનાનો નીચે પ્રમાણે સાર કાઢ્યોઃ–"મારા ઉપરનો હુમલો ગંભીર સ્વરૂપમાં તો નથી જ; નહિ તો તેણે મારા અશ્વને જ તીરથી પાડી દીધો હોત. અગર મારો અશ્વ પણ જરા ત્વરાથી જ દોડત. ઉલટું અશ્વ તો અહીં સ્થિર ઉભો છે અને શાન્તિથી ચરે છે; જાણે કે તેને તબેલામાં જ બાંધેલો નહોય!"

પરન્તુ આ સ્થિતિ લાંબો સમય ચાલી નહિ. શિકારીઓના જેવો એક સીસોટીનો અવાજ સંભળાયો અને તે અશ્વે પોતાના કાન ઉંચા કર્યા અને શિકારીઓના આગમનથી ચેતી જવાની તેની પ્રકૃતિનું પ્રદર્શન કરાવ્યું. તેના માલીક તરફ પોતાનાં નેત્રોથી જોઇ રહ્યો. લગભગ પા કલાક સુધી તે મુસાફિર પણ બીજી વખત હુમલો થવાની રાહ જોઈ રહ્યો.

"હવે જ્યારે અધીરાઇથી કાંઈ સમજી શકાતું નથી ત્યારે તો યુક્તિનો જ પ્રયોગ અજમાવવા દે" તે મનમાં જ બબડ્યો.

તુરત જ તેણે જે દિશામાંથી તીર આવ્યું હતું તે તરફ એક તીર ફેંક્યું; એમ ધારીને કે કાંતો શત્રુ પલાયન થઇ જશે અગર તો સામો હુમલો કરવા આવશે. ઝાડીમાં ફેંકાયેલું આ તીર ક્યાં અદશ્ય થયું તે તે નક્કી કરી શક્યો નહિ પરન્તુ તેના પ્રતિઉત્તર રૂપે કાંઇ પણ ચિન્હ જણાયું નહિ. વખતે બીજા તીરનો જવાબ વળશે, ધારી બીજું ફેંક્યું; અકસ્માત તે દિશામાંથી એક તીરે આવી તેના ધનુષ્યના બે કકડા કરી નાંખ્યા! આશ્ચર્ય તો એ હતું કે મુસાફિરને પોતાને જરાયે ઇજા થઇ નહોતી. આ ચાલાકી અને તીર નાંખવાની ચપળતા અને નીપુણતાથી મુસાફિર એટલો તો ચકિત થઇ ગયો કે તે હવે પોતાના જીવના જોખમે પણ એકદમ વૃક્ષના ઓઠેથી બહાર આવ્યો અને શત્રુને પ્રત્યક્ષ નીહાળવાની તીવ્ર જિજ્ઞાસા બતાવી. "એ પ્રભો! આ તે કેવો બાણાવળી! જાણે રમતું જ બાણ જોઇ લ્યો. ધારેલું નિશાન જ તોડે છે. અર્જુનનો અવતાર તો આ પૃથ્વી ઉપર

થયો નથી ને?" બહાર ખુલ્લા માર્ગમાં આવતાં તેણે મોટેથી ઉદ્ગાર કાઢવા માંડ્યા.

આ ઉદ્ગારોના ઉત્તરરૂપે માત્ર એક આનંદના હાસ્યનો જ ધ્વનિ સંભળાયો અને તે નજીકની ઝાડીમાંથી જ. સુંદર સ્ત્રીના જેવો કોમળ અવાજ હોય એમ લાગ્યું. ચંદબારોટનું રચેલું પૃથુરાજ રાસાનું ગીત જ ગવાયું અને જયસિંહ જાણી ગયો કે આ બીજું કોઈ નહિ પરન્તુ અમરસિંહ જ છે! એ જ મૂર્ખ અમરસિંહ ગાય છે! અરે છોકરા! અહીં આવ, અહીં આવ! તારા પિતા ઉપર જ આમ હુમલો કરવાની તેં હિંમત કરી છે? હું સમ ખાઈને કહુંછું કે કોઇ લુંટારાએ મને લુંટવા ધાર્યું હશે એમ મારૂં માનવું હતું! આ ગીત તો હું પોતે જ અમરસિંહને નાનપણમાં શિખવતો હતો, જેમાં વસંતઋતુનું એક સ્ત્રી તરીકે વર્ણન કરેલું છે?"

"અહોહો! પિતાજી, મારા તીરથી તમે આટલા બધા ગુસ્સે થઈ ગયા? તમારી નાસિકાના અગ્રભાગથી જરાક છેટેનું નિશાન મેં તાક્યું હતું. આ તો મારી બાણુવિદ્યાની પરીક્ષા આપવાને મેં પ્રયત્ન કર્યો!" ઝાડીમાંથી ગાતાં ગાતાં બહાર આવી અમરસિંહે જયસિંહને ખુલાસો કર્યો.

જંગલની ઝાડીમાંથી ગીતના પડઘા હજુ પડતા હતા. અને ૧૬ વર્ષની ઉમરનો બહાદુર અમરસિંહ ત્યાં ગીત લલકારતો ઉભો હતો. એજ અમરસિંહ કે જેને આપણે પહેલા પ્રકરણમાં બાળક તરીકે ઓળખી ગયા છીએ. જયસિંહને ત્યાં તે ઉછરીને યુવાવસ્થામાં પ્રવેશ કરે છે. તેનો બાંધો કદાવર અને મૂછનો દોરો સ્હેજ ફુટવાથી ગંભીરતાનો પણ કાંઇક ભાસ થતો હતો.

પોતાના ધર્મપિતાને તે પિતા જ સમજતો હતો. જયસિંહની પાસે આવતાં જ તેણે પ્રણામ કર્યા હતા. બાદ દાઢી આગળ પોતાના હાથ રાખી તેણે પોતાની બાળબુદ્ધિ દર્શાવી. તેના હાથીદાંત કરતાં સફેદ અને સુંદર ચ્હેરા ઉપર કાળા વાળનાં ગુંચળાં આસપાસ પથરાઇ ગયાં હતાં. નેત્રોની કીકીઓની સુંદરતા જાણે નેત્રકમળોને વધુ શોભાવતી હતી. તેની દૃષ્ટિ એવી રીતે પડતી હતી કે તેના મગજમાં રહેલા કોઇ પણ વિચારની ઝાંખી તે દર્શાવી શકે એટલું જ નહિ, પરન્તુ તેનામાં બળ અને શૌર્ય રહેલાં છે તેની શત્રુને ખાત્રી આપી શકે તેમ હતું. તેનામાં જો કે બીજો કોઇ અસાધારણ પ્રકાર નજરે નહોતો આવતો, પરન્તુ તેનો ચ્હેરો જોઇ દરેકને ભાવ ઉત્પન્ન થાય તેમ હતું. ઓષ્ઠ ઉઘાડતાં જ હાથીદાંતની હરિફાઈ કરે તેવી દંતપંક્તિ નજરે પડતી. હાસ્યની છટા કાંઈ ઓરજ હતી, જે એમ જ

સૂચવતી કે તેનું અંગ તેના સંપૂર્ણ કાબૂમાં છે. સૂર્યના તાપથી તેના શરીરના અવયવો ઉપર જો કે કાંઇક રતાશ જણાતી હતી પરન્તુ તેની ગરદન, તેના સ્કંધો અને હાથના પહોંચાઓ આગળ તો કુદરતની શ્વેતતાનાં દર્શન થતાં હતાં. તેની પાસેનાં સાહિત્યોમાં ધનુષ્ય, ખભે લટકાવેલો તીરનો ભાથો, એક નાનું રણશિંગું અને કમરમાં ખોશેલી કટારી, એટલાં વાનાં હતાં. તેનામાં કોઇ પણ પ્રકારની કૃત્રિમતાનો દેખાવ નહોતો.

"બેટા, એમ ધાર્ય કે તારૂં તીર મારી ખોપરીમાં જ લાગ્યું હોત તો! અરે કદાચ નાસીકામાં જ ચોંટયું હોત તો!" પુત્ર પ્રેમથી ગદ્દગદ્દ થયેલા જયસિંહે હવે અમરસિંહને એ શબ્દો કહેવાની જરૂર જોઇ. "આવાં નિશાન તાકવાની ટેવ બેટા ભૂલી જા! આ તો રમત કરવા જતાં કોઇનું મોત થઇ જાય."

"પિતાજી તમારી ક્ષમા માગું છું; આપને જરા પણ ઇજા કરવાનો ઇરાદો નહોતો." કોમળ સ્વરે તે યુવકે પોતાના બે હાથ જોડી જયસિંહની ક્ષમા માંગી.

"બેટા અમરસિંહ! તારૂં કહેવું અક્ષરશઃ મને સત્ય લાગે છે અને તે હું માનું છું. પણ એમ બનવાનો સંભવ ઘણો. વખતે મારો અશ્વ ડગ ભરતાં ભૂલ્યો હોત અગર માર્ગની જમણી કે ડાબી બાજુએ ખસ્યો હોત અથવા તો તારી જ કાંઇ નજરચૂક થઈ હોત તો આ તારી રમતથી તારા પિતા તો ક્યારનાએ સ્વધામ પહોંચી ગયા હોત."

"પરન્તુ પિતાજી, મારા હસ્ત કદી ધ્રુજતા નથી અને મારી નજર તો હમેશાં ચોક્કસ જ રહેવાની, પિતાજી મને ઠપકો આપશો નહિ—પણ આ મારી સ્હેજ ગમત બદલ મને ક્ષમા આપો."

"મારા ખરા અંતઃકરણથી હું તને ક્ષમા આપું છું." પુત્ર વાત્સલ્યથી ઉભરાયેલા જયસિંહે હવે સહૃદયતાથી જવાબ આપ્યો. "પણ હિતોપદેશમાંથી તને કેવો બોધ મળેલો છે? આપણા પૂજ્ય સંન્યાસીજીએ તને તેનો અભ્યાસ તો કરાવ્યો છે. વળી મહાભારતનાં કેટલાંક આખ્યાનો પણ તને ભણાવવામાં આવ્યાં છે તેમાં તને એ બાબતની સમજ પડી નહિ કે એકને મન હસવું અને બીજાને ખસવું થાય? આપણે ત્યાં જ લોકો નથી બોલતા કે હાડીઆને મન હસવું અને દેડકાના પ્રાણ જાય. તારે મન રમત છે પરન્તુ મારો તો જીવે ઉડી ગયો હતો."

"બરાબર છે; પિતાજી," પશ્ચાત્તાપ કરતો અમરસિંહ બોલ્યો. "પિતાજી, હું આજીજી કરૂંછું કે મને માફી આપો. આમાં મારી મૂર્ખતા જ મેં દર્શાવી છે. મારી ખોટી અગરૂરીથી જ મેં આ ભૂલ કરી છે."

"મગરૂરી?"

"હા પિતાજી, મગરૂરી; ગઇ કાલે જ્યારે આપણે જંગલમાં શિકારે ગયા ત્યારે એક નાસતા હરણના કાનને વીંધી નહિ શકવાથી આપે મને બાણ ફેંકવાની વિદ્યામાં બરાબર પ્રવીણ નહિ થયાનું જણાવ્યું હતું. એ આપનો અભિપ્રાય બદલવાને જ મેં આ પ્રયોગ અજમાવ્યો!"

"સાબાશ! બેટા; હોશિઆરી બતાવવાની રીતિ તો સારી શોધી કાઢી!" જયસિંહે આશ્ચર્યનો ઉદ્‌ગાર કાઢ્યો. "હશે, પણ દીકરા! એ વાત હવે પડતી મૂકો; મને તારા ઉપર જરા પણ દ્વેષભાવ નથી; આતો માત્ર હું તને એટલી ચેતવણી આપુંછું કે હવે ફરીથી કદી પણ મારી જાત ઉપર આવો ભયંકર પ્રયોગ અજમાવતો નહિ."

"કદિ નહિ, પિતાજી; કોઈ કાળે પણ નહિ;" યુવકે કોમળ સ્વરે જવાબ આપ્યો. "હવે ગમે તેવું ઉદ્ધત અગર મૂર્ખાઇ ભર્યું કાર્ય કરીશ તો પણ, પિતાજી, તમારા તરફનો પૂજ્યભાવ અને સ્નેહ હું કદી પણ ભૂલી જઇશ નહિ, અને આ આખા જંગલના બદલામાં પણ તમારો એક વાળ વાંકો થવા દઇશ નહિ."

જયસિંહનું હૃદય દ્રવ્યું. તેણે અમરસિંહના હાથ પોતાના હાથથી દબાવ્યા અને પછી નીચે પ્રમાણે બોલ્યો:—"તારા જેવા બહાદુર અને સુંદર યુવકને પરમાત્મા સુખી રાખો અને તને સુબુદ્ધિ આપો!" પછી પાંચેક મીનીટ થોભી, જરા મગરૂરીનો અંશ લાવી યુવકને પણ જરા ઠપકો આપવાના હેતુથી તેણે આગળ જણાવ્યું કે "પણ તું શિષ્ય કોનો છે? મારો કે બીજાનો? આ જયસિંહે જ તને પહેલાં ધનુષ્યની પ્રત્યંચા ચઢાવીને તીર ફેંકવાનું શિખવેલું છે. આ આખા પ્રદેશમાં કહો કે મહીકાંઠામાં તારા જેવો બાણાવળી કોઇ થયો નથી તેમ થશે પણ નહિ."

"પિતાજી, જો આપનો ઉપકાર અને સ્નેહ હું ભૂલી જાઉં તો, આ મારા જમણા હાથનું બળ નાશ પામો અને મારૂં તીર કદી પણ તેના નિશાનને ન પાડો."

"વારૂ, બેટા; પણ એ તો તું જાણે છે કે હું તારો જનક પિતા નથી; પરન્તુ ધર્મપિતા છું."

"પિતાજી, તમે મારા જનક પિતા કરતાં જરા પણ ઉતરતા હોવાની વાત કરશો જ નહિ. પરમાત્માએ જે કુદરતી હકની બક્ષીસ તમોને આપી નથી તે પંદર વર્ષના મારા તરફના પ્યાર અને ચાહથી તમે મેળવી ચુક્યા છો. મને એ બાબતમાં જરાય સાંભળવાની ઈચ્છા નથી."

"નહીં, હું તને એ બાબત જણાવવા માંગું છું. અમરસિંહનો હાથ ઝાલી પગે ચાલતા જયસિંહે ઘોડા તરફ જવા માડયું. એક સીસોટીના અવાજથી ઘોડો કાંઈક ભડકેલો હતો. "બેટા! ગમે તેમ, જંગલમાં અત્યારે કાંઈ ભય જેવું લાગે છે." ઓચિંતા અવાજથી અનુમાન કર્યું "પિતાજી, તમને આવી ખોટી ભીતિ કેમ જણાય છે?"

"બેટા, હવે તું ઉમ્મર લાયક થયો છું, શરીરે મજબુત છું અને વળી તારામાં જુવાનીનો પુરો જુસ્સો છે. ઇશ્વર તને સુખી રાખો; પરન્તુ તારા ભવિષ્ય માટે મેં જે આશાઓ રાખેલી તે ફળીભૂત થઇ નથી—જ્યારે તું નાનો હતો અને મારા ખોળામાં નિર્દોષપણાની રમતો કરતો હતો ત્યારે રાખેલી મારી આશાઓ પૂર્ણ થાય એમ મને જણાતું નથી."

"એવું તે શું છે? પિતાજી, હું તો એટલું જ માંગુ છું કે ભૂતકાળ અને વર્તમાનકાળની પેઠે જ મારૂં ભવિષ્યનું જીવન પણ વ્યતીત થાઓ."

"પરન્તુ તારા જન્મ વિષે જે ગુહ્ય ભેદ રહેલો છે તે જો જાણવામાં આવે તો તો અમારી વૃદ્ધાવસ્થા સુખમાં જ પસાર થાય."

"જે શૂરવીર સરદાર મને આપની પાસે મૂકી ગયો તે, તે પછી કદી પણ જણાયો નથી?"

"કદી પણ નહિ; માત્ર એક વખત તેના કાંઇક સમાચાર આવ્યા હતા."

"કદાચ તે લડાઇમાં માર્યો ગયો હશે?"

"એમ એ હોય. ગમે તે અટકળ કરી શકાય. તને મૂકી ગયાને એક વર્ષ વીત્યા પછી કેટલીક સુવર્ણ મહોરોની એક થેલી કોઇ અજાણ્યો સખ્સ મને આપી ગયો હતો. બીજા કાંઇ પણ સમાચાર અગર પત્ર પણ મોકલાવેલો નહિ. તેમજ તે સખ્સે પણ મને કાંઈ કહ્યું નહિ. થેલીની અંદરથી એક નાનો સરખો કાગળનો ટુકડો નીકળ્યો હતો તેમાં એવું લખાણ હતું કે "જયસિંહ, તારી સંભાળમાં મેં એક બાળક મૂક્યું છે, જેને બાર માસ વીતી ગયા. તેને માટે મેં આ રકમ મોકલી છે. હું હાલ અમદાવાદ છોડી કુડી જાઉં છું અને ત્યાંથી ક્યારે પાછો આવીશ તે નક્કી નથી. આથી હવે પછી તને ખર્ચની રકમ નિયમીત રીતે મળતી જાય તે માટે મેં અમદાવાદના એક શરાફ સાથે ગોઠવણ કરી છે. તારે માત્ર દર વર્ષે અખાત્રીજના દિવસે હાજર થઇ મારી મૂદ્રિકા બતાવી રકમ લઇ જવી. તે બાળક મારૂં પોતાનું છે એમ જાણીને તું ઉછેરજે. હું પાછો ફરીશ ત્યારે તેને તારી પાસેથી લઇ જઇશ." નહિ તારીખ કે નહીં સહી, તેમજ કાગળ ક્યાંથી લખેલો એનો પણ પત્તો નહિ! મારાં આશ્ચર્યનો જરા પણ ખુલાસો આપ્યા

વિના જ તે સંદેશવાહક વંઝે મારી ગયો. તારાં માતાપિતાના મૃત્યુ વિષે તથા તારા જન્મના સંબંધમાં તે સરદારે જે હકીકત મને કહેલી તે ઘણી વખત મેં તને જણાવી છે. આ સીવાય બીજું કોઇ પણ મારા જાણવામાં આવ્યું નથી. અમદાવાદનો જે શરાફ તારા ભરણપોષણ નિમિત્ત રકમ આપે છે તે પણ મને કાંઇ ખુલાસો કરતો નથી. તે મારા સવાલના જવાબમાં એમ જ જણાવે છે કે, આ રકમ જેમના તરફથી હું આપું છું, તેઓનું નામ કે ઠામ હું બીલકુલ જાણતો નથી! જો તારાં વાલી વારસ આવીને તને લઇ જાય તો અમે ખુશીથી તને સોંપી દઇએ; અમને તેથી એટલો દિલાસો મળે કે તને તારાં હકદાર માબાપ મળ્યાં છે; પરન્તુ તે અગાઉ જો અમારૂં મૃત્યુ થાય તો અમારા અંતકાળના દિવસોમાં અમને ખરેખર બહુ જ દુઃખ થાય."

"પિતાજી, તમારે દુઃખી શામાટે થવું પડે?"

"હજુ તું હમણાં જ યુવાવસ્થામાં પ્રવેશ કરે છે અને આ સંસારાટવીનો તને અનુભવ થયો નથી એવામાં જ તને એકલો મૂકીને જવું પડે એ વિચાર આવતાં જ મારા હૃદયમાં દુઃખનો સંચાર થયા સીવાય રહે ખરો?"

"પરન્તુ પિતાજી, તમે અને મારી માતા હજુ તો દીર્ઘ જીવન ગાળનાર છો."

"તે તો પરમાત્માને ખબર."

"પરમાત્મા તમને હજુ દીર્ઘ આયુષ્ય આપે."

"એવું જ ધાર્યું થશે, પરન્તુ કદાચ અમારો કાળ આવે તો—બેટા, તને મારે કહેવું જ જોઇએ કે આ મારા ઝુંપડામાં જે કાંઈ છે તે તારૂં છે—જ્યાં તું ઉછરીને મોટો થયો છું તેનો માલીક પણ તુંજ છે. વળી ગયાં ૧૫ વર્ષમાં તારા ભરણપોષણને માટે આવેલી જે રકમ જમા થઈ છે તેથી પણ તને કોઈ પ્રકારની તંગી પડનાર નથી. તું ડાહ્યો છે, બુદ્ધિશાળી છે અને તું સુખી જ થઇશ. તારા જન્મથી જ તારા ઉપર સંકટનું વાદળ ઝઝુમેલું હતું, પરન્તુ તારા ધર્મના માતપિતાએ તારા પ્રારબ્ધને સુધારવાને પોતાથી બનતો પ્રયત્ન કર્યો છે. આથી કોઈ દિવસે તેમનું સ્મરણ કરજે. હું બીજી કોઇ પણ માંગણી તારી પાસે કરતો નથી."

જયસિંહનાં આ વચનોથી અમરસિંહનું હૃદય અતિ દ્રવિભૂત થયું. નેત્રોમાંથી અશ્રુઓ વહેવા લાગ્યાં પરન્તુ પોતાના વૃદ્ધ પિતાના દુઃખમાં ઉમેરો થવા ન પામે એમ ધારી તેણે પોતાની લાગણીને દબાવી દીધી. શોકાતુર ચહેરો

બાજુએ કરી આંસુઓ લુછી નાંખી તેણે આનંદી અવાજે નીચે પ્રમાણે કહ્યું: “ મારા વ્હાલા પિતાજી ! આવા શોકજનક પ્રસંગને ઉપસ્થિત કરવાની જ કાંઇ જરૂર નથી. ગમે તો ભવિષ્યમાં પણ આપણે છુટા પડીશું એ વિચાર જ મને એક અબળા જેવો નિર્બળ બનાવી મૂકે છે અને નબળાઇથી પુરૂષનું બૂરૂં જ થાય છે. ” ( તે યુવક પોતાને એક પુખ્ત વયનો પુરૂષ જ સમજતો હતો ) “ આ હું કોણ છું એ એક દિવસે મારા જાણવામાં આવશે તેની લેશ માત્ર પણ શંકા નથી; દર્મ્યાન તે નહીં જાણવાથી મારી નિદ્રામાં કે મારા નિર્દોષ શિકારમાં જરા પણ હરકત પડતી નથી. હું મારા વંશથી–જાતિથી જો કે અજ્ઞાન છું પરન્તુ એ તો ખાત્રીથી માનજો કે ઢાકોરના આ જંગલમાં હું એક અદ્વિતીય બાણાવળી નીવડીશ. એ વિષે તમારે જરાય શંકા લાવવી નહીં. ”

“ અમરસિંહ, બેટા, તે તો તું ક્યારનો થઈ ચુકેલો છે. શું હું જ તારો ગુરૂ નથી ? બસ. હવે બહુ જ મોડું થઇ ગયું અને તારી માતા મારી રાહ જોતાં હશે. અમરસિંહ, તું તારી બાણવિદ્યા અહીં ચલાવે જા અને મારી યુવાનીના દિવસોમાં મેં જેટલી વિદ્યા મેળવી હતી તેવો જ તું પણ થા. ” જયસિંહ ઘોડેસ્વાર થઈ ત્યાંથી ઘર તરફ રવાના થયો. અમરસિંહ હવે ત્યાં એકલો પડયો.

અમરસિંહે કેટલોક સમય તીરથી વૃક્ષોનાં પત્રો વીંધવામાં ગાળ્યો. તાડનાં વૃક્ષનું પત્ર, તેની મધ્યમાં છેદવાનું, બીજાં વૃક્ષોનાં સૌથી ઉંચાં પત્રોને વીંધવાનું તેણે ચાલુ રાખ્યું અને આખરે તેનાથી કંટાળી ઘાસ ઉપર સુઇ ગયો. પોતાના પિતા અને પોતાની વચ્ચે થયેલી વાતચીત ઉપર તેણે વિચાર કરવા માંડયો. હાલની સ્થિતિમાં તે સર્વથા સંતુષ્ટ હતો. બાહ્ય જગત્થી તે તદ્દન અજ્ઞાત હતો. પૂર્ણ સ્વતંત્રતાથી શિકાર કરવામાં જીવન ગાળવું એ જ તેના મનથી સુખી જીવન હતું. ભવિષ્યમાં તે મોટો સરદાર નીવડે અગર એક જંગલમાં રખેવાળી કરનાર તરીકે જીવન ગુજારવું પડે તે માટે તેને કાંઇ પણ કાળજી કે ચિન્તા હતી નહિ.

અચાનક, પાસેની ઝાડીનાં વૃક્ષોનાં પાન તથા ડાળીઓના હાલવાથી અવાજ થવા માંડયો અને આ યુવક પોતાના વિચાર સાગરમાંથી બહાર નીકળ્યો. તેણે તે ઝાડી તરફ નજર કરી તો ત્યાંથી એક હરણ ઝાડીમાંથી સપાટાબંધ નાસી જતું જોયું. હરણ સામેની બીજી ઝાડીમાં અદૃશ્ય થઇ ગયું. અમરસિંહ ઝડપથી ઉઠયો અને ધનુષ્યની પ્રત્યંચા ચઢાવી. હરણની પાછળ પડવું તે તો જાણે તેનું કામ જ હતું. પરન્તુ એકાએક ઝાડીના

આકાશમાંથી તેની નજર કોઇ મનુષ્ય ઉપર પડી. પોતે દેખાયા સીવાય તે મનુષ્યને દેખી શક્યો અને આગળ વધવાનું માંડી વાળી મનુષ્ય ઉપર બાણ ચઢાવી ત્યાં જ ઉભો રહ્યો. આ અજાણ્યા મનુષ્યના પોષાક ઉપરથી એમ લાગતું હતું કે તે પણ કોઇ જંગલનો જ રહેવાશી હશે; તે પક્ષીઓ અને પશુઓની ભાષાઓ કાંઇક સમજતો હતો, તથા કોઇ જંગલી પ્રાણીના શિકારમાં તે ત્યાં છુપાયો હોય એમ લાગતું હતું પરન્તુ જો તે શિકાર કરવા જ નીકળ્યો હોય તો શામાટે હરણની પુંઠે ન પડે? અને ત્યારે આ સંતાય છે શામાટે? શું એમ ન બને કે તે કોઇ નિર્દોષ મુસાફિરનું જ ખૂન કરવાની તજવીજમાં જ સંતાયો છે?

અમરસિંહને તે સખ્સ ઉપર શક આવ્યો અને તેના કાર્યમાં વચ્ચે પડવાનું યોગ્ય લાગ્યું. તુરત જ તે એક ઝાડની ઓથે સંતાયો અને પેલા સખ્સની હીલચાલ ઉપર તેણે બારીક નજર રાખવા માંડી. શકમંદ સખ્સ, અમરસિંહ તરફ પીઠ રાખી, કોઇ વસ્તુ તરફ બારીક નજર રાખતો વાંકો વળીને ઉભો હતો.

એકાએક, તે શિકારી–કહો કે કોઇ લુંટારાએ જંગલના માર્ગ તરફ એક તીર ફેંક્યું અને તે પછી તે દિશામાં જવાને તે ટટાર થયો. પણ પછી તુરત જ અટકી ગયો, પાછો ફરીથી સંતાયો અને બીજું તીર ઘણા જોરથી ફેંક્યું.

“ આ કોણ હશે? શું મારી પેઠે જ પોતાના કોઇ મિત્ર ઉપર તો તે આ પ્રયોગ અજમાવતો નથી ને? આવી રમત કરવાનું કાંઇ સહેલું નથી. તે બાણ ક્યાં ફેંકે છે તે પણ સમજાતું નથી. આ શું? તે ફરીથી બાણ ફેંકવાની તૈયારી કરે છે? બસ મારે તે જોવું જ જોઇએ.” અમરસિંહે વિચાર કરવા માંડ્યો.

જેવો અમરસિંહ વૃક્ષના ઓથેથી બહાર આવ્યો કે તુરત જ તેણે તે સખ્સનો ઇરાદો જાણી લેવાનું નક્કી કર્યું. પરન્તુ એવામાં તો તેની નજર, રસ્તાની પેલી તરફના છેડે પડી અને ઘોડા ઉપર બેઠેલા એક પુરૂષને અને એક સ્ત્રીને જોયાં. તેઓ ભયથી ધ્રુજતાં હતાં. શિકારીની સામે થવું કે ત્યાંથી પાછા જ વળી જવું તેનો નિર્ણય કરવામાં તે ત્યાં જ અચકી ગયાં હતાં. ઘોડા ઉપર બેઠેલા પુરૂષે પોતાના શત્રુને ખોળી કાઢવાનો પ્રયત્ન કર્યો હતો પરન્તુ તેમાં તે નિષ્ફળ થયો હતો અને તે પોતાની સાથે જે સ્ત્રી હતી તેને ધીરજ આપતો હતો.

એકાએક તે સ્ત્રીએ કારમી ચીસ પાડી અને જીન ઉપર જ બેભાન

થઇ ગઇ. જીનના નીચેના ભાગમાં એક તીર આવીને પેસી ગયું હતું. અમરસિંહની હવે ખાત્રી થઇ ગઇ કે સંતાઇ રહેલો શિકારી આ મુસાફિરોનું ખૂન કરવા જ ધારે છે.

ક્રોધથી રાતાચોળ થઇ ગયેલા અમરસિંહે તુરત જ પોતાના ભાથામાંથી એક તીક્ષ્ણ અણીદાર તીર કાઢયું અને ધનુષ્ય ઉપર ચડાવી જોરથી ફેંક્યું. તે લુંટારાનો હાથ એમને એમ ધનુષ્ય ઉપર જ ચોંટી ગયો; જેના વડે તે બીજું તીર ફેંકવાની તૈયારી કરતો હતો, તે ધનુષ્ય હવે નકામું થયું!

આ અકસ્માત તીર ક્યાંથી આવ્યું તે જોવા માટે તેણે આસપાસ નજર ફેરવી. તેનામાં ક્રોધ અને દુઃખનો તીવ્રપણે વાસ થયો; તે કાંઇ પણ અટકળ કરી શક્યો નહિ. અમરસિંહ તુરત જ એવો સંતાઇ ગયો હતો કે તેના ઉપર નજર પડી શકે નહિ. તે લુંટારાનું ત્યાં ને ત્યાં તે જ વખતે ખૂન કરવાને અમરસિંહને જરા પણ વિલમ્બ થયો નહોત; પરન્તુ તેમ કરવું તેને યોગ્ય લાગ્યું નહિ. તેણે બીજું તીર તૈયાર કર્યું અને તે ફેંકીને તેના માથાના ફાળીયાને ઉડાવીને ૨૦ વાર દૂર ફેંકી દીધું! ભયથી થરથર ધ્રુજતો અને જખમની પીડાથી દુઃખ પામેલો તે લુંટારો એકદમ ઉંચો થઇને કુદ્યો, આમ તેમ પછાડા માર્યા અને પછી મોટેથી "એ તો ઓળખ્યો! એ તો પેલો ભૂત! પેલો રાક્ષસ! નાસ મારા બાપ!" એમ બુમો પાડતો ત્યાંથી પલાયન થઇ ગયો.

તે નાસી જતા દુષ્ટને છેવટે અમરસીંહે હાસ્યથી જ સલામ કરી! એક બીજું તીર ફેંકી તેને શરીરે વેદના ચાલુ રહે એમ કર્યું. આ ભય દૂર કરી, અમરસીંહ હવે ઝાડીમાંથી બહાર આવ્યો અને માર્ગની બાજુએ આવેલા એક વૃક્ષને અઢેલીને ઉભો. તે પેલા ઘોડેસ્વાર મુસાફિરોને આવકાર આપવાને ત્યાં ઉભો રહ્યો હતો; પરન્તુ જેવો તે, તેમની નજરે પડ્યો કે તુરત જ તે સ્ત્રીએ મોટેથી ચીસ પાડી અને તે સખસે તો તુરત જ ઘોડા ઉપરથી ઉતરીને તેના સામે તરવાર ખેંચી!

"જરા આસ્તેથી," અમરસીંહે ગંભીર અવાજે કહ્યું, "તરવાર મ્યાન કરો અને જરા ગુસ્સાને કાબૂમાં રાખો. તમારા ઉપર જે તીર આવ્યાં હતાં તે કાંઈ મેં ફેંક્યાં નહોતાં."

"જોયું, આ લુચ્ચો વળી પાછો સત્તો થવા જાય છે!" ગુસ્સાથી લાલચોળ થઇ જઇને તે ઘોડેસ્વારે બુમ પાડી.

"સરદાર, જરા ધીમા પડો અને શાન્તિથી તપાસ કરો. હું કાંઈ ખુની નથી—ઉલટું તમારી જીંદગી મારે લીધે જ બચવા પામી છે."

"ત્યારે એ લુંટારો ખૂની ક્યાં છે? બોલ, જલદી બોલ, નહીં તો તારી ખોપરીના હમણાં જ બે ભાગ કરી નાંખું છું!"

"તમે તો મારૂં કહેવુંય સાંભળતા નથી. તમને હમણાં જ તે બતાવવામાં આવશે." ઠંડે પેટે અમરસિંહે જવાબ આપ્યો. "અને મારી ખોપરી ઉડાવવાની વાત કહેતા હો તો, તેનો સ્વપ્નેય તમે ખ્યાલ રાખતા નહિ અને મારે કહેવું જોઇએ કે આપની તરવાર મારા અંગને સ્પર્શ કરે તે અગાઉ તો આ તીક્ષ્ણ અણીવાળું તીર આપની છાતીને ભેદીને આરપાર નીકળી જશે. માટે મહેરબાની કરીને જરા શાન્ત પડો અને મારા કહેવા પ્રમાણે ધ્યાન રાખો; અહીંઆ તમને અસત્ય સાંભળવાનો તો પ્રસંગ જ નહીં મળે."

"આ હું સાંભળું છું." અમરસિંહની શાન્તિથી તથા નિર્ભયતાથી ચકીત થયેલા તે સરદારે જવાબ આપ્યો.

"જુઓ, જ્યારે હું પેલા વૃક્ષ નીચે સુતો હતો, તેવામાં એક હરણ ઝાડીમાંથી બહાર નીકળી મારી પાસેથી પસાર થઇ ગયું. હું તેની પાછળ પડવાની તૈયારી કરતો હતો એવામાં જ મેં એક સખ્સને તીરકામઠા સાથે નીશાન તાકતો જોયો; તેના ઉપર મને શક ગયો. હું હરણની પાછળ ગયો નહિ અને તુરત જ તે સખ્સની દેખરેખ રાખવા માંડી. તેનો નીચ હેતુ જાણી લેતાં મને જરા પણ વખત લાગ્યો નહિ. તે આ આપની સાથેની બાનુ ઉપર જ તીર ફેંકવા ધારતો હતો. આ જંગલમાં મને જ સૌથી સારો બાણાવળી ગણવામાં આવે છે, અને તેની સાબીતી મેળવવાને આ સારામાં સારો લાગ મને જણાયો. સાબીતી મળી પણ ખરી. મારા પહેલા જ તીરથી તે હરામખોરનો હાથ કામઠાની સાથે જડાઇ ગયો છે; બીજા તીરથી તેનું ફાળીયું ઉડી ગયું છે અને ત્રીજાથી તેને નસાડી મુક્યો છે. હવે તે નાસતો જ હશે. એજ મારે કહેવાનું હતું."

તે સરદાર હજુ પણ શંકાની નજરથી જોઇ રહ્યો હતો. તેણે તરવાર મ્યાન કરી નહીં. આખરે અમરસિંહ બોલ્યો: "આ તરફ જરા અજવાળે આવો અને મારા ચહેરા તરફ નજર કરો; તમે તુરત જ જોઇ શકશો કે હું એક લુંટારો નથી."

તે અજાણ્યા સરદારે બારીક નજરે અમરસિંહનો ચહેરો નીહાળ્યો અને આખરે તેણે નીચે પ્રમાણે કહ્યું: "ખરૂં છે, છોકરા, તારા ચહેરા ઉપરથી તો તું કોઇ લુંટારો હોય એમ જણાતું નથી." ખરૂં કહીએ તો તે યુવકનો સાદો અને સીધો દેખાવ, મજબુત બાંધો, શૌર્યનું ભાન કરાવનારાં નેત્રો, ખુમારીની છટાવાળું અને નિર્ભયતાનું સ્મરણ કરાવનારૂં તેનું મુખ—આ બધાનાં

એકત્ર થવાથી તે ઉમરાવ દીલનો યુવક બીજાનો વિશ્વાસ સ્હેજે જ સંપાદન કરી લેતો હતો.

"છોકરા, તું કોણ છે તે કહે અને અમને એવી જગોએ લઇ જા કે જ્યાં અમે અમારા અશ્વોને આરામ આપી અમે પણ આરામ લઇ શકીએ."

"ઘણી જ ખુશીથી. મારી પાછળ પાછળ ચાલો."

"પરન્તુ પહેલાં તો આ બક્ષીસનો તું સ્વીકાર કર, કારણકે તારા ઉપકારનો બદલો વાળવાને હાલ મારી પાસે બીજું કાંઇ સાધન નથી."

"સરદાર સાહેબ, એ આપની પાસે જ રાખો. સુવર્ણ મારે ન જોઇએ; નાણું મારે જરા પણ કામનું નથી. મારૂં નામ **અમરસિંહ** છે, અને હું મારાં માતપિતાની સાથે રહું છું; અહીંથી બે માઇલ દૂર જંગલની સરહદ પુરી થવા આવે છે ત્યાં અમારૂં મકાન આવેલું છે. ત્યાં ચાલો અને અમારા રંક ઝુંપડામાં તમને દીલોજાનથી આવકાર આપવામાં આવશે."

સરદારની જોડેની સ્ત્રી હજુ કુંવારી હોય એમ લાગતું હતું. તેની ઉંમર આશરે ૧૫ થી ૧૬ વર્ષની જણાતી હતી. સરદાર અને **અમરસિંહ** વચ્ચેની વાતચિત દર્મ્યાન તે બાજુએ ઉભી જ રહી હતી. હવે તે તથા સરદાર બન્ને વચ્ચે મસલત ચાલી. "આપણે એના બોલવા ઉપર વિશ્વાસ રાખવો?" તે યુવતીએ ધીમેથી પ્રશ્ન કર્યો.

**અમરસિંહ**ની નજર તેમના તરફજ હતી અને તેણે આ શબ્દો સાંભળ્યા. તુરત જ મસ્તિષ્કને ઉંચું કરી તે બોલ્યો: "જો મારામાં તમારાથી વિશ્વાસ ન રખાતો હોય તો આ પૃથ્વી ઉપર બીજે ક્યાંઇ પણ સત્ય જેવી વસ્તુ તમને નજર આવશે નહિ!"

બન્ને મુસાફિરોએ મ્હોં મલકાવ્યાં અને મનમાંનો વહેમ દૂર કર્યો.

---

## પ્રકરણ ૩ જું.

---

### વધુ મુસાફિરી.

આ નાનકડી ટોળી પહેલાં તો એમને એમ જંગલની સરહદ તરફ ચાલી. કોઇ કાંઇ બોલ્યું નહિ. તે સરદાર અને યુવતી તો, પોતે હમણાં કેવા ભયમાંથી બચી ગયાં તેનો વિચાર કરતાં હતાં. પરન્તુ આપણા યુવકના મગજમાં નવા જ વિચારોએ પ્રવેશ કર્યો; સ્ત્રીના સૌંદર્યનાં વખાણ તેણે આ પહેલી જ વખત કર્યાં.

સ્વાભાવિક રીતે જ મગરૂર અને ઉચ્ચ કુલના અંશથી જરા ગર્વિષ્ટ

થયેલો અમરસિંહ, આ બે મુસાફિરો કરતાં દેખાવમાં કાંઇ ઉતરે તેમ નહોતો. તેણે વળી તેમની જીંદગીઓ બચાવી હતી. અત્યારે તે જ તેમને દોરી જતો. આ સંયોગોમાં તે પોતે છુટથી વાતચિત કરવા ખુશી નહોતો. તે એટલી તો અટકળ કરી શક્યો કે આ લોકોનો પોષાક સાદો છે અને તેમની સાથે બીજાં માણસો નથી છતાં તેઓ કોઇ ઉચ્ચ કુળના છે; છતાં આ જંગલમાં તે પોતાને તેમના કરતાં શ્રેષ્ઠ અને બળવાન્ માનતો હતો.

અમરસિંહની મોટામાં મોટી મહત્ત્વાકાંક્ષા, એક મોટો બાણાવળી અને શૂરવીર વનવાસી ગણાવાની હતી. તેમાંનું પહેલું ઉપનામ તો તેને સર્વથા લાયક જ હતું પરન્તુ બીજી ઉપાધિ મેળવવાને તેને હજુ વાર હતી; કારણકે તેની ઉંમર હજુ નાની હતી. અમરસિંહમાં બીજી કુદરતી બક્ષીસો ઘણી હતી. તેનો કંઠ મધુર હતો, તે તે પોતે પણ સારી રીતે જાણતો હતો અને જ્યારે આનંદમાં આવતો હતો ત્યારે કોઇ પણ ઋતુમાં અને કોઇ પણ સમયે ગીતો લલકારતો હતો. આજના તેના મહેમાનોને પોતાની કળાનો નમૂનો બતાવવાની ઇચ્છા થઇ આવી, પરન્તુ ચારેક પદ બોલ્યા પછી તેને એવી લાગણી થઇ આવી કે તેના ઓષ્ટ બીડાઇ ગયા અને તેના શરીરે કંપારી છુટી. તેણે ફરીથી ગાવાનો પ્રયત્ન કર્યો પરન્તુ માત્ર એક ઉંડો નિશ્વાસ નીકળ્યો! તોપણ તેણે ફરીથી એકવાર પ્રયત્ન કર્યો; ફરીથી એવો જ નિસાસો અને એની એજ લાગણી.

આ બિચારા યુવકને પ્રેમથી થતી ભીરૂતા જણાવા લાગી; ઘોડેસ્વાર થઇને પાછળ આવતી યુવતી તેના મગજમાં રમી રહી હતી અને તેની નજર જેવી, તેણીનાં નેત્રકમળો તરફ જતી કે તુરત જ તે ગીત ગાવાનું ભૂલી જતો. તેની મુસ્કેલીનું કારણ તેને હવે સમજાઈ ગયું. " હશે જરા સબુરી ખમું; હું હમણાં જ તેનો ચ્હેરો બરાબર જોઇ લઉં છું. " તે મનમાં બોલ્યો. માર્ગે ચાલતાં, તે સરદારે અમરસિંહના રોજના કામકાજ વિષે, તેને કઈ વસ્તુઓનો શોખ છે તે તથા બીજી હકીકત મેળવવાને લગતા પ્રશ્નો કર્યા પરન્તુ તેના જવાબ માત્ર ઉડાઉ મળ્યા.

" તને બ્હીક નથી લાગતી? આ પેલો બહારવટીઓ શું તારા ઉપર વૈર નહીં લે?" સરદારે હવે વાર્તાલાપ ચલાવવાના હેતુથી પુછવા માંડયું.

" નાજી, એવો ભય મને મારી જીંદગીમાં કદી પણ લાગ્યો નથી!"

" કદી પણ?"

" ના, રોજના મ્હાવરાથી ગમે તેવાં ભયંકર કામ પણ મને નજીવાં લાગે છે."

• અમરસિંહના બોલવામાં રહેલી સરળતા અને સ્વાભાવિક મગરૂરીથી, તે સરદાર હાસ્ય કરી શક્યો નહિ.

"કદાપિ ૫૦ વાર છેટું હોય તો એ તું બરાબર નિશાન પાડી શકે ખરો ?"

"હા બરાબર; પણ આપને મારે કહેવું જોઇએ કે જે પેલા લુંટારાને મેં હમણા સજા કરી છે તે મારી ચાલાકીના એક નમૂના રૂપે આપે ગણવાનું નથી."

"કેમ વારૂ ?"

"એ તો કાંઈ જ નથી. એવી તો અમારે મન રમત જ છે."

"ત્યારે એથી વધુ તું શું કરી બતાવે તેમ છે ?"

"વખત આવવા દો એટલે હું બતાવીશ."

પાછા બધા ચૂપચૂપ આગળ ચાલવા લાગ્યા. એવામાં માર્ગ ફંટાયો અને ખુલ્લું મેદાન આવ્યું. એક સમળી કોઈ પક્ષીના ઉપર તરાપ મારવા જતી હતી તે જોઇને અમરસિંહે પૂછ્યું : "જુઓ આપને અહીં મારી વિદ્યાનું ચાતુર્ય બતાવું ?" તુરત જ એક તીર ફેંકી તે સમળીનો પાછલો એક પંજો કાપી નાંખ્યો !

"સાબાશ !" સરદારે મોટેથી કહ્યું.

"હદ કરી !" તે યુવતી મનમાં જ બડબડી.

હવે સાહેબ આપને સીધે રસ્તે જ મારી પાછળ પાછળ આવવાનું છે. આ પેલા ખેતરની પછી મારા પિતાનું ઝુંપડું આવેલું છે. હું જરા આગળથી જઇને આપના આગમનના સમાચાર આપું. આમ કહી અમરસિંહ ત્યાંથી મકાન તરફ રવાના થયો.

"મેના, આ છોકરો કેવા ઉમદા દીલનો છે ?" સરદારે પોતાની સાથેની યુવતીને ઉદ્દેશીને પ્રશ્ન કર્યો. "જંગલમાં રહીને રખેવાળી કરનારો આવો રજપુત વીર યુવક તો મેં આજે જ દીઠો."

"ઉમરમાં પણ ઘણો નાનો છે." યુવતીએ ઉત્તર આપ્યો.

"હા, હું પણ એમ જ ધારૂં છું. કાઠું તો મોટું દેખાય છે પરન્તુ હજુ મૂછનો દોરો પણ બરાબર ફુટ્યો નથી. મેના, તું ભાગ્યે જ માનીશ કે આ ખુલ્લી હવામાં રહેવાથી મનુષ્યનું બળ કેવું ખીલે છે તથા તેની તંદુરસ્તી કેટલી સારી રહે છે. આપણા શહેરના જીવનથી આ જીવન કેટલું બધું ઉમદા છે વારૂ ?" તે સરદારે એક દીર્ઘ નિશ્વાસ નાંખીને કહ્યું.

"બાપ, હું ધારૂં છું કે તમે આ જે નિસાસો નાંખ્યો તે કાંઈ આ

જંગલને લીધે નાંખ્યો હોય એમ હું માનતી નથી!" યુવતીએ સ્હેજ હાસ્ય કરીને ઉત્તર આપ્યું. સરદાર ચમક્યો અને મેનાની સામે જોયું. "કદાચ તમને તો માંડવગઢ યાદ આવ્યું હશે!"

"બ્હેન! તારૂં કહેવું સર્વથા સત્ય છે અને હું કબુલ કરૂં છું કે શહેરમાં વસવા કરતાં પણ એક ખેડુતના ઝુંપડામાં રહી આ જંગલમાં મારૂં જીવન વ્યતીત કરૂં! માત્ર મારી સાથે માનકુંવર હોવી જોઈએ—રાજ્યગાદીને પણ હું કશા હીસાબમાં ગણું નહિ."

"ભાઈ, વિચાર તો વખાણવા જેવો છે, પણ કાંઈક અદ્‌ભુત લાગે છે. વળી તને એવી ખાત્રી છે કે માનકુંવર પોતાનો રાજમહેલ છોડી દઈને આ જંગલના ઝુંપડામાં આવીને રહેવાનું પસંદ કરે? ભાઈ, હું તો કહું છું કે તમે એની આશા જ છોડી દ્યો. માંડવગઢનો ઠાકોર પોતાની દીકરી તમને આપે એવો મને તો બીલકુલ સંભવ લાગતો નથી."

સરદારનો ચ્હેરો કાંઈક ફીકો પડ્યો પરન્તુ તેણે બ્હેન સાથે વાત ચાલુ જ રાખી. "મેં ઘણી વખત તારે જ મુખે સાંભળ્યું છે કે જંગલો અને વનોમાં જીંદગી ગાળવાનું તેને બહુ જ પસંદ છે."

"હા, એ ખરી વાત છે પરન્તુ મારામાં જે કેટલાક શોખ રહેલા છે તેવા માનકુંવરમાં નથી તો. તે બિચારીને જંગલની જીંદગીની કલ્પના પણ નથી."

"જો તે મને ખરા પ્રેમથી ચહાતી હશે તો મારા ગમે તેવા ઝુંપડામાં રહેવાને પણ તે તૈયાર થશે અને સુખ માનશે. તને ઠાકોરની પણ બ્હીક લાગતી જણાય છે! પણ ધ્યાન રાખ કે મારે માત્ર એક જ શબ્દ ઉચ્ચારવાનો છે—એક શબ્દ જ—અને એ ગર્વિષ્ઠ ઠાકોર દુર્જનસાલને મારી માંગણીનો સ્વીકાર કર્યા વિના ચાલે તેમ નથી. જો તે નહિ સ્વીકારે તો પરિણામે તેનો માંડવગઢ ગુમાવી બેસશે અને તેને બહારવટું કરવું પડશે."

"બસ, થયું હવે. આ જુઓ પેલું મકાન જેવું દેખાય. આ એ પેલો યુવક અને તેની માતા આવકાર આપવાને બહાર જ ઉભાં છે. ચહેરા તો બંનેના આનંદી જણાય છે."

સરદાર કે જેનું નામ વીરસિંહજી હતું તે અને તેની ભગિની મેના ઘોડા ઉપરથી ઉતર્યાં કે તુરત જ જયસિંહની સ્ત્રીએ તેમનાં ઓવારણાં લીધાં. દર્મ્યાન અમરસિંહની નજર મેના તરફ જ હતી. તેણે તેણીનો ચ્હેરો બરાબર નિહાળ્યો અને તે એવા તો આવેશમાં આવી ગયો કે તેના મુખમાંથી "ખરેખર આવાં સુંદર નેત્રો તો આવા જ ચહેરાને શોભે" એવા ઉદ્‌ગારો

નીકળી ગયા. પાસે ઉભેલી તેની માતા તો આ સાંભળીને જ ચકીત થઇ ગઇ. તેણીના ચ્હેરા ઉપર સ્હેજ રોષની નિશાની જણાઇ. પરન્તુ અમરસિંહે મેનાની મુખાકૃતિ ઉપરથી જોઈ લીધું કે તેને જરા પણ રોષ આવ્યો નહોતો. ઉલટું તેણીએ સ્હેજ મુખ મલકાવ્યું હતું. અમરસિંહને આથી ઉત્તેજન મળ્યું અને તેને પોતાની હૃદયની મૂર્તિ તરીકે ગણી અભિનંદન કરવા લાગ્યો.

આશરે એક કલાક વ્યતીત થયા પછી, જયસિંહ ઘેર આવ્યો. તેણે પોતાની પીઠ ઉપર એક જખમી થયેલા મનુષ્યને ઉંચક્યો હતો. મહાકષ્ટે તેણે તે મનુષ્યને આસ્તેથી નીચે મુક્યો અને પછી ધીમે ધીમે ચલાવી અંદર લઈ ગયો. પોતાની સ્ત્રીને બુમ પાડી અંદર બોલાવી. તે આવતાં જ તેને કહ્યું: "સાંભળ્યું? આ બિચારો જંગલમાં ઘાયલ થઇને પડયો હતો. કોઈ હરણનો શિકાર કરતાં, તેના જ હાથમાં કોઈએ તીર મારી તેને ઘાયલ કર્યો છે. તું જરા તેને પાટો બાંધને." "કેમ ભાઈ તમને હવે કેમ લાગે છે? આ પાટો બાંધી દઈએ છીએ." તે અજાણ્યા સખ્સને ઉદ્દેશીને જયસિંહે પુછ્યું. "એમ નિરાશ અને ઉદાસી થઈ જવું નહિ. જરા હિમત રાખો."

આ જખમી થયેલો મનુષ્ય પોતાનો ચ્હેરો, જયસિંહથી છુપાવવાનો પ્રયત્ન કરી રહ્યો હતો. તે પોતાનું મુખ નીચું રાખીને જ બેઠો હતો. આજ પળે અમરસિંહે તે ઓરડામાં પ્રવેશ કર્યો; પોતાના પિતાના કાર્યમાં તેણે સહાય આપવા માંડી પરન્તુ જેવો તેણે આ અજાણ્યા મનુષ્યનો ચ્હેરો જોયો કે તુરત જ અમરસિંહ ત્યાંથી કાંઇક મિષ કાઢી ખસી ગયો. થોડા સમય પછી પોતાના એક નોકર માર્ફતે પિતાને પણ, કોઇ અગત્યનું કામ હોવાનું જણાવી બોલાવ્યા.

"પિતાજી, જરા સંભાળ રાખજો કે ઉપરના માળમાં જે પ્રાહુણાઓ છે તેમને આ જખમી મનુષ્યની હાજરીની ખબર પડે નહિ! તેનું કારણ તમે હવે પછી જાણશો. જરા સાવધ રહેજો."

"હેં! આ બિચારાને જોઇને એ લોકો દયા ખાશે. બીજું તે શું કરશે?"

"એ તો આજ સાંજે જ તમને જણાશે; પરન્તુ તે દર્મ્યાન મારી સલાહ પ્રમાણે જ ચાલો."

"નહિ, અમરસિંહ, અત્યારે જ મને તે જણાવી દે. તારા જેવા એક નાના છોકરા પાસેથી શિખામણ લેવી એ પણ બહુ વિચિત્ર! આ એક સરદારને અને આ લુંટારાને શો સંબંધ હોઈ શકે? બસ બોલી દે તારે બોલવું હોય તે."

"પિતાજી, આજ સાંજ સુધી તમે રાહ જુઓ અને આપણે એકલા પડીશું એટલે તે આપને જણાવીશ."

એક પળ પછી તે જખમી મનુષ્યવાળા ઓરડામાંથી કારમી ચીસ સંભળાઈ. જયસિંહ ઉઠીને ત્યાં ગયો. તેણે તીરથી જખમ થયેલો ભાગ જોયો અને એવી અટકળ કરી કે આવું તીર આ જંગલમાં તો બીજા કોઇની પાસે નથી. "હા, હવે હું અટકળ કરી શક્યો કે આ કામ અમરસિંહનું જ છે." "અમરસિંહ!" જયસિંહે તુરત જ હાંક મારી. અમરસિંહ આવ્યો અને સભ્યતાથી ઉભો. "મેં તને આજ સવારે જ કહ્યું હતું કે તારે કોઈ પણ મનુષ્યને હાનિ યા ઇજા થાય તેવી રીતની રમત કરવી નહિ. મારી આજ્ઞાનું તેં કેવી રીતે પાલન કર્યું છે તે આ મનુષ્ય જ સાક્ષી આપે છે!"

"કેવી રીતે? શું આપનું ધારવું એમ છે કે મેં જ તે મનુષ્યને—" સભ્યતાથી પરન્તુ જરા રોષના મિશ્રણ સાથે અમરસિંહે જવાબ આપ્યો.

"હા, હું માનું છું કે કામઠાની સાથે જ તેના હાથને જડી દેનાર તું જ છે. આ જંગલમાં એવો બીજો કોઇ તીરંદાજ મેં જોયો જ નથી. વળી આ તીરનું ભાલોડું જ તારા કૃત્યની સાબીતી આપે છે, તેના ઉપર તારી નિશાની પણ કરેલી છે! હવે તું આ કૃત્ય કર્યાનું નાકબુલ કરી શકીશ નહિ." આમ કહી જયસિંહે, તે મનુષ્યના હાથમાંથી ખેંચી કાઢેલું તીર અમરસિંહને બતાવ્યું.

"વારૂ, પિતાજી. મેં જ તેને જખમી કર્યો છે." અમરસિંહે હવે પોતાના કૃત્યનો સ્વીકાર કર્યો. જયસિંહનો ચ્હેરો જરા કડક થયો.

"અમરસિંહ. આ નિર્દયતા ગણાય. એક નિર્દોષ મનુષ્યને, માત્ર ગમતને ખાતર આવી રીતે જખમી કરવો—ખરેખર તે માટે તારે શરમાવું ઘટે છે." જયસિંહે અંતરમાંથી ઉદ્‌ગાર કાઢ્યા.

"મારા વર્તન બદલ મને શરમ આવતી નથી તેમ કાંઇ દીલગીરી થતી નથી." અમરસિંહે શાન્તિથી ઠંડે પેટે જવાબ આપ્યો. "શરમ તો મનુષ્યને જ આવવી જોઇએ કે જેણે ઝાડીમાં છુપાઇ રહીને રસ્તે જતાં નિર્દોષ મુસાફિરો ઉપર હુમલો કર્યો!"

"એવું નીચ કૃત્ય કોણે કર્યું?"

"જેને તમે જંગલમાંથી ઉંચકી લાવ્યા છો અને જેની આટલી બધી શુશ્રુષા કરો છો એ વિના બીજું તે કોણ હોય?" આવો ઉત્તર આપી અમરસિંહે જંગલમાં બનેલા અહેવાલનો ઇતિહાસ કહી સંભળાવ્યો.

"તે લુંટારાએ તને ઓળખ્યો છે ખરો ?" જયસિંહે ધીમેથી વાત કરવા માંડી.

"ના; કારણ કે તે તુરત જ નાસી ગયો હતો. બ્હીકનો માર્યો ઉભો જ ન રહ્યો અને જતાં જતાં એટલું બોલતો ગયો કે આ તો ભૂત છે, રાક્ષસ છે!"

"બેટા, મારી ઉતાવળને માટે મને ક્ષમા કરજે." અમરસિંહનો હસ્ત પોતાના હાથમાં લઈ તેણે ક્ષમા માગી. "તારી ચાલાકી માટે હું તને ધન્યવાદ આપું છું. હવે આ મકાનની આસપાસના રસ્તાઓની બરાબર તપાસ રાખવી પડશે. આ હરામખોરનો જખમ હવે જલદી રૂઝાઈ જશે એટલે તે ફરીથી સાજો થઇને પણ આવશે અને પોતાના બીજા સાથીઓની સાથે મળીને, તેની શુશ્રૂષાના બદલા તરીકે લુંટ ચલાવશે. હા, આનો ચ્હેરો પણ હવે મને યાદ આવે છે. પહેલાના કરતાં કાંઇક સ્હેજ ફેરફાર થયો હશે ખરો. નામની સ્મૃતિ નથી."

વાત અટકી અને પિતા પુત્ર વાળુ કરવા ગયા. વીરસિંહ, મેના, જયસિંહ, અમરસિંહ તથા જસો એટલાને માટે ભોજનના થાળ પીરસાયા. પેલા બહારવટીયા માટે જુદો થાળ ત્યાંજ મોકલી આપવામાં આવ્યો. જયસિંહને ત્યાં આજ અપૂર્વ અતિથિસત્કાર થયો. મિત્ર, પ્રાહુણા, શત્રુ અને ચાકર બધાઓને તૃપ્ત કરવામાં આવ્યા. અમરસિંહ અને તેની માતા આ સરદારની તહેનાતમાં રહ્યાં, જ્યારે જયસિંહ તે જખમી લુંટારાની પાસે રહ્યો. જસો ઘોડાઓને ઘાસ દાણો નાંખવામાં રોકાયો. મેનાની નિર્દોષ ચેષ્ટાઓથી પણ અમરસિંહના હૃદયમાં પ્રેમ ઉત્પન્ન થયો હતો અને તેનાં રોમાંચ ખડાં થતાં હતાં. મેના બોલે તો તે પોપટની પેઠે ધ્યાન દઇ સાંભળતો! તે ચાલે તો તેની પાછળ ચાલતો, હસે તો હસતો અને ટુંકામાં હરેક કાર્યમાં તેની વૃત્તિને જ અનુસરીને ચાલતો. જંગલની બીજી ઘણી છોકરીઓ સાથે અમરસિંહ રમતો હતો છતાં પ્રેમનો અંકુર તો મેનાને જોઇને જ ફુટયો. તેણે કેટલીક છોકરીઓ સાથે મીઠાં વચનો બોલી નિર્દોષ વાર્તાલાપ કર્યો હતો અને વખતે હસતાં હસતાં પણ પ્રેમની વાતો કરી હતી પરન્તુ બીજી જ પળે તે ભુલી જતો. પરન્તુ મેનાને જોઇને તે મુગ્ધ થઈ ગયો, તેનામાં પ્રેમદેવતાએ સર્વથા નિવાસ કર્યો. હવે તે બાળકમાં ગણાવાને યોગ્ય નથી એમ પણ તેને જણાયું.

વાળુ કરી રાત્રે સુતી વખતે જયસિંહ તથા પેલા બહારવટીઆ સીવાયની તમામ મંડળી એકત્ર થઈ વાતે ચઢી. અમરસિંહના જન્મનો ભેદ ખુલ્લે

એ હેતુથી જયસિંહે, તે સરદાર વીરસિંહને તમામ હકીકત માંડીને કહી બતાવી અને પોતે તેનો માત્ર પાલક પિતા છે એમ જણાવ્યું. વીરસિંહને આથી બહુ આશ્ચર્ય થયું. ગાયકવાડની ફોજમાં એવો કોઇ સરદાર માર્યો ગયાની વાર્તા તેને બીલકુલ કલ્પિત જણાઇ એટલું જ નહિ, પણ બાળકને મુકી જનાર પાછો ફરી જણાયો નહીં, એ જ મુખ્ય બીના શંકા ઉપજાવનારી લાગી. "છતાં મારે કાલે જ માંડવગઢ જવું છે અને તેની હું તપાસ કરીશ. અમને વળાવવા માટે અમરસિંહ આવશે?" વીરસિંહે સવાલ કર્યો.

"ઘણીજ ખુશીથી." અમરસિંહને તો જોઇતું હતું અને વધે બતાવ્યું!

"હું પણ તમારી સાથે આવીશ. માત્ર બે ત્રણ કલાકનો માર્ગ છે." જયસિંહે સભ્યતા બતાવી.

"આ મારી બ્હેન મેના આપને ત્યાં રહેશે, અને પાછા વળતી વખતે હું તેને લેતો જઇશ."

"ત્યારે શું અહીં અમને બે બૈરાંને જ રાખીને જવા ધારો છો કે? વળી ઘરમાં જ પેલો બાહારવટીઓ છે એ ભુલી ગયા?" જયસિંહની સ્ત્રીએ મુસ્કેલી બતાવી. આખરે એવો નિર્ણય થયો કે અમરસિંહે જ માત્ર વળાવવા જવું અને મેનાને રહેવા દેવી.

એકાએક પેલા લુંટારાના ઓરડામાંથી સીસોટીનો ચાલુ અવાજ આવવા લાગ્યો, અને પાંચે જણનું ધ્યાન તે તરફ ખેંચાયું. તે અવાજ બંધ પડયો કે તુરત જ બહારના જંગલમાંથી સીસોટી વાગી. એક કૂતરો જોરથી ભસવા લાગ્યો. બે મીનીટ પછી પાછું બધું શાન્ત પડી ગયું. "ગમે તેમ હોય પરન્તુ આમાં કાંઇક ભેદ છે. કોઇ હરામખોરો પાછા આવ્યા હોય તો કાંઇ નવાઇ નહિ!"

"તમારે હમેશાં આ પ્રમાણે લુંટારાઓ અને બહારવટીઆઓથી બ્હીતા જ રહેવું પડે છે?" વીરસિંહે સવાલ કર્યો.

"કોઇ કોઇ વખત એમ બને છે ખરૂં."

"હું તો ધારૂં છું કે તેમાં તેઓ ભુલ કરે છે. એક જંગલના પ્રમાણિક રખેવાળ પાસેથી તેમને શું મળવાનું? તે લોકોએ તો ધનવાનોને જ પકડવા જોઇએ!" વીરસિંહે ઉદ્દગાર કાઢ્યા.

"ધનવાનોની સંખ્યા બહુ જ થોડી છે. વળી આ બેવકૂફો એવા છે કે રાંધેલું અન્ન સુદ્ધાં ઉપાડી જાય! ભૂખે મરતા માનવી પાસેથી પણ રોટલીનો ટુકડો ખુંચાવી લેવાને તેઓ શરમાતા નથી, શિયાળાની કડકડતી ટાઢમાં મેં ઘણી વખત આ લોકોને તાપવાનું સાધન કરી આપેલું છે એટલું

જ નહિ પણ અનેક વખત તેમને ભૂખે મરતા બચાવ્યા છે તે માટે તેમણે આ મારા રહેઠાણ તરફ કરડી નજર પણ નાંખવી જોઇએ નહિ. ઉપકાર તો બાજુએ રહ્યો પરન્તુ ઉલટું તેઓ અમને હેરાન કરવાના ઘણા પ્રયત્નો કરે છે."

જયસિંહના આ શબ્દોથી મેના કાંપી ઉઠી અને તેના ચ્હેરા ઉપર ભયનાં ચિન્હો જણાવાં લાગ્યાં. જયસિંહે તેને શાન્ત પાડવાને કહ્યું: "તમારે જરાય બ્હીવાની જરૂર નથી કારણ કે અત્યારે આપણે શસ્ત્રબદ્ધ છીએ અને તે લોકોને એક સપાટામાં જ નસાડી શકીશું?"

"હું તમારો આભાર માનું છું. જંગલના જીવનમાં ફાયદાની સાથે ગેરફાયદા પણ તેટલા જ જણાય છે." મેના બોલી. અમરસિંહને આ વાક્યનો અર્થ કાંઇક જુદો જ જણાયો! તે બોલી ઉઠ્યો: "જંગલમાં મને સર્વથા આનંદ જ લાગે છે. વખતે પાસેના ગામમાં કોઈ વખત જવું પડે તો હું તુરત જ રાત્રે પણ પાછો આવું છું અને હું એટલે સુધી કહું છું કે શહેરમાં ગોંધાઈ રહીને જીંદગી ગાળવા કરતાં તો હું ફાંસીના લાકડે ચડી મોતને પણ વધુ પસંદ કરૂં."

આમ વાર્તા ચાલતી હતી એવામાં તો મકાનનો દરવાજો કોઇએ ખખડાવ્યો. વધુ ને વધુ જોરથી દરવાજાને ઠેલવાનું ચાલુ રહ્યું. શિકારી કૂતરાઓ અંદર જોશથી ભસવા લાગ્યા. અમરસિંહ, જયસિંહ તથા વીરસિંહ તુરત જ ઉભા થઇ ગયા.

"બસ બંધ કરો!" જયસિંહે બુમ પાડી. "કયો હરામખોર અત્યારે દરવાજો ઠોકે છે?"

જવાબમાં માત્ર દરવાજો વધુ જોરથી ઠોકવામાં આવ્યો. જયસિંહે ફરીથી પુછ્યું કે 'કોણ છે?' પરન્તુ કૂતરાઓ એટલા તો જોરથી ભસ્યા કે બીલકુલ સાંભળી જ શકાયું નહિ. આખરે બહારથી ગંભીર અવાજ આવ્યો.

"ઇશ્વરને ખાતર દરવાજો ઉઘાડો!"

"તમે કોણ છો?"

"બે સન્યાસી."

"ક્યાંથી આવો છો અને ક્યાં જાઓ છો?"

"જંગલમાં અમે ભુલા પડ્યા છીએ. અમારે માંડવગઢ જવાનું છે."

"તમારે શું જોઇએ છે?"

"આજની રાત રહેવાનું અને ખોરાક. અમે ભૂખે આકુળવ્યાકુળ થઇએ છીએ.

"ભૂખથી પીડાએલા માનવીનો અવાજ આવો નીકળે નહિ; તમે સાચું બોલો છો તેની ખાત્રી શી?"

"દરવાજો ઉઘાડવાથી! અરે તું બહુ જ જક્કી જણાય છે. દરવાજો ઉઘાડે છે કે નહિ? અમારા શરીરમાં બીલકુલ ટેવત નથી."

જયસિંહે બીજાઓની સાથે મસલત ચલાવી અને ઉઘાડવાને આંચકી ખાતો હતો પરન્તુ આખરે તેણે બીજો અવાજ સાંભળ્યો: "ભલા માણસ ઇશ્વરને ખાતર દરવાજો ઉઘાડ. હું ધર્મના સોગન ખાઇને કહું છું કે અમે સન્યાસી છીએ."

"હશે ત્યારે; આપણે પણ ચાર છીએ, કાંઇ હરકત નથી. હું ઉઘાડું છું. અમરસિંહ! કૂતરાઓને ઝાલી રાખ. જો આપણા ઉપર હુમલો થાય તો તું તેમને છોડી મુકજે."

---

## પ્રકરણ ૪ થું.

---

### ઝુંપડામાં ઝપાઝપી.

દરવાજો ઉઘડ્યો અને બે ભગવાં કપડાંવાળા સન્યાસી જણાયા. જયસિંહે રાખેલી ભ્રાંતિ ખોટી પડી. તે તુરત જ તેમના ચરણમાં પડ્યો અને બીજાઓએ પણ તેનું અનુકરણ કર્યું. આશિર્વાદ લીધા પછી બધું મંડળ ત્યાં એકઠું થયું અને દરવાજો પ્રથમની પેઠે જ પાછો બંધ કરવામાં આવ્યો. "મહારાજ, દ્વાર ઉઘાડવામાં અમોએ ઢીલ કર્યાથી આપને જે તકલીફ પડી તે બદલ હું ક્ષમા માંગુ છું" જયસિંહે બન્ને હસ્ત જોડીને કહ્યું.

"જયસિંહ, એમાં તમારો બીલકુલ દોષ નથી. કાળની જ સર્વત્ર બલિહારી છે અને સમયને અનુસરીને હરેક પ્રકારની સાવચેતી રાખવી એ મનુષ્ય માત્રનો ધર્મ છે. પરન્તુ હાલ તો બીજી વાતચિત પડતી મૂકી અમને ભોજન આપો. અમે સવારના તદ્દન ભૂખ્યા છીએ." તુરત જ જયસિંહની આજ્ઞાથી ત્યાં બન્ને સન્યાસી બાવાઓને માટે યથાસમય યથાયોગ્ય ભોજન લાવવામાં આવ્યું અને તેમણે પોતાની ક્ષુધાને સમાવી. બાદ વાતનો પ્રસંગ શરૂ થયો. સન્યાસી બાવાએ હવે પોતાને વીતેલી હકીકત જણાવવા માંડી. "આ મકાનથી થોડે જ દૂર આવેલી ઝાડી પાસે કેટલાક બદમાશો ફરતા હતા. હજુ પણ એ લોકો આટલામાં હશે. તે પૈકીના બે જણાએ અમારા ઉપર હુમલો કર્યો હતો અને અમારા તમામ કપડાં અને દંડની પણ ઝુંટવી

લીધી! કાંઈ મળ્યું નહીં! હું તો આ દંડ ઉગામવાની તૈયારીમાં હતો તેવામાં જ કાંઈક સીસોટી જેવો અવાજ થયો અને તેઓ ત્યાંથી ખસી ગયા."

જયસિંહ તથા બીજાઓએ એક બીજાની સામે જોવા માંડયું. માત્ર સન્યાસીનું ધ્યાન જ પોતાની વાતમાં હતું. "ઈશ્વરની ગતિ ગહન છે. જો આ કૂતરાંઓ ભસ્યાં ન હોત—અને તે પણ એ અવાજથી જ ભસ્યાં હતાં—તો અમને આ મકાન જ જડત નહિ!" આમ કહી સન્યાસીએ કૂતરાઓને સાબાશી આપી. એકાએક એક કૂતરો દરવાજા પાસે ગયો અને કાન માંડીને કાંઈક અવાજ સાંભળવા લાગ્યો.

"અમરસિંહ, મને તારી ડાંગ આપ અને મારી તું લે." જયસિંહે ધીમેથી અમરસિંહને કહ્યું.

"જયસિંહ, આ મારો દંડ ઠીક પડશે." એમ કહી સન્યાસી બાવાએ મોટો દંડ ધર્યો પરન્તુ જયસિંહે તે લેવા ના પાડી.

"જરા સબૂરી રાખજો અને આપણે પહેલેથી જ તોફાન કરવું નહિ." સન્યાસીબાવાએ સૂચના કરી.

"આપની સલાહ મુજબ જ ચાલવામાં આવશે." જયસિંહે ખાત્રી આપી. જયસિંહ દ્વાર આગળ આવી ઉભો પરન્તુ તેને કાંઈ જણાયું નહિ. દરમ્યાન અમરસિંહને કાંઈ શક આવતાં તે પેલા હરામખોરવાળા ઓરડામાં ઘણા જ ધીમા પગલેથી ગયો. એ તો તે જાણતો હતો કે એ લુંટારો બહારના જ બીજા બહારવટીઆની સાથે મળેલો હતો. બારીમાંથી કોઈ વખત વીજળીનો પ્રકાશ આવતો અને તે વડે અમરસિંહ જોઈ શક્યો કે તે, નીચે ઉભેલા બીજા કોઈ માણસો સાથે ઘણી જ ધીમેથી વાત કરતો હતો. રાત્રીના દશ વાગી ગયા હતા અને વર્ષાદ પણ ઝરમર પડતો હતો પરન્તુ તે હરામખોર પોતાના અડધા શરીરને બારીમાં અને અડધાને બહાર રાખી વાત કરતો. અમરસિંહના સાંભળવામાં નીચે પ્રમાણે હકીકત આવી:—

"તે સરદાર અને તેની બ્હેન આજ મકાનમાં રાતવાસો રહ્યાં છે." તે હરામખોરે બારીમાંથી જણાવ્યું. "મેં તેમને નજરેનજર દીઠાં છે."

"હેં? ખરૂં છે?" બહારથી અવાજ આવ્યો.

"હા; આજ સવારે જ હું તેમનું કાટલું કાઢી નાંખત, એવામાં પેલો ભૂત આવ્યો અને મને તીર મારી મારો હાથ વીંધી નાંખ્યો એટલે તે છટકી ગયાં. રાતવાસો આજ મકાનમાં રહ્યાં છે."

"ઠીક; હવે તે અમારા પંજામાંથી છટકવા પામશે નહિ. અમે સાત જણ છીએ, અંદર કેટલાં માણસ છે?"

“ચાર.”

“દરવાજો બંધ છે ને અંદર કેવી રીતે દાખલ થવું? વળી શિકારી કુતરાઓ મહીં રાખ્યા હોય એમ લાગે છે.”

“દરવાજાનો શો ભાર છે? તે તો બંધ જ સારો; નહિ તો પેલી સુંદરી છટકી જશે અને તેનો ભાઈ પણ ફરીથી પાછો જતો રહેશે.” પણ તમે આ બારીથી જ દાખલ થાઓ ને.”

અમરસિંહે હવે સમય સૂચકતા વાપરવાનું ધાર્યું તે આસ્તેથી તેની પાછળ આવીને ઉભો અને નીચેથી બે પગ ઝાલી તેને બારીમાંથી ફેંકી દીધો! તે હરામખોરે બારીમાં જડેલા લાકડાને વળગી રહેવાનો પ્રયત્ન કર્યો. પરન્તુ ફોકટ! નીચે જમીન ઉપર નહિ પરન્તુ પાણીના એક નાના સરખા કુંડામાં પડ્યો અને તેનો મોટો ધબાકો થયો! બહાર ઉભેલા હરામખોરો આથી મુઠીઓ વાળીને નાઠા. અમરસિંહ ખડખડાટ હસી પડ્યો, અને આ સાહસની હકીકત કહેવાને તે પાછો પોતાના પિતાની મંડળીમાં જઇને ભળ્યો. હકીકત સાંભળતાં જ, બધાઓને હસવું આવ્યું. માત્ર જયસિંહનો ચ્હેરો ગંભીર હતો; જ્યારે મેના અને જયસિંહની પત્નીના ચ્હેરાઓ ઉપર ઉદાસીનતા જણાતી હતી. જયસિંહ જાણતો હતો કે બહારવટીઆઓ પાછા આવ્યા વગર રહેશે નહિ અને નક્કી આપણા ઉપર હુમલો કરશે. તેણે હવે બચાવની તૈયારીઓ કરવા માંડી. દર્મ્યાન જ મકાનની પાસેથી એક અવાજ નીકળ્યો. અમરસિંહના હાથે હેઠે પડનારાની જ તે સીસોટી વાગી હતી અને તે પોતાના સાથીઓને મદદે બોલાવતો હતો. નાસી ગયેલા હરામખોરો શરમના માર્યા પાછા આવ્યા અને તેને પાણીના કુંડામાંથી બહાર કાઢ્યો. અડધો મૃતપ્રાય થયેલો તે જમીન ઉપર પડ્યો. તેના સાથીઓએ તેનાં કપડાં બદલાવી નાંખ્યાં અને મકાન ઉપર ફરીથી હુમલો કરવાની યોજના ઘડવા માંડી.

“આપણે તો તે સરદારને જીવતો કે મુવેલો—પરન્તુ કોઈ રીતે લઈ જવાનો છે. તેની બ્હેનને માત્ર જીવતી પકડવાની છે અને હું તમારો આગેવાન છું માટે કાંતો આ જંગલમાં વાઘવરૂનો શિકાર થઇ જાઉં તો ભલે પરન્તુ એ ઠાકોરની પાસે હું કદી પણ ખાલી હાથે જનાર નથી. એક આ મૂર્ખાએ જ સવારમાં મોટી ભૂલ કરી, નહિ તો આપણે ક્યારનાએ માંડવગઢના કિલ્લામાં દાખલ થઈ ચુક્યા હોત.”

અત્રે વાચકોને જણાવવું જોઇએ કે એ મૂર્ખ શબ્દ પેલો હરામખોર કે જેનો હાથ અમરસિંહે વીંધી નાંખ્યો હતો તેને જ સંબોધવામાં આવ્યો હતો. માંડવગઢના ઠાકોરના સંબંધમાં હજુ આપણે કેટલીક હકીકત

જણાવવી જરૂરની છે. પરન્તુ હાલ તો માત્ર એટલુંજ કહેવું બસ થશે કે આ પૂની ઠાકોરે સરદાર **વીરસિંહને** ઠાર કરવાની પ્રતિજ્ઞા લીધી હતી જેનાં બે કારણો હતાં. એક તો એજ કારણ કે ઠાકોરની એકની એક પુત્રી **માનકુંવરને** **વીરસિંહ** પરણવા માંગતો હતો અને કોઈ પણ રીતે તેનું હરણ કરવાનો પ્રયત્ન કરતો હતો. **માનકુંવરની** ઈચ્છા પણ **વીરસિંહ** સાથે લગ્ન કરવાની હતી. પરન્તુ આ ઠાકોર-દુર્જનસાલ તેની સખ્ત વિરૂદ્ધ હતો અને તેણે **માનકુંવરનું** લગ્ન અમદાવાદમાં, ગાયકવાડના લશ્કરમાં રહેતા કોઇ સરદાર સાથે કરવાનું ધાર્યું હતું. બીજું કારણ એ હતું કે ઠાકોરની કોઇ રાજદ્વારી ગુપ્ત વાત **વીરસિંહ** જાણતો હતો અને જો તે પ્રસિદ્ધ થાય તો ઠાકોરને ફાંસીને લાકડે ચડવું પડે તેમ હતું.

હવે આ સમયમાં નાના નાના ઠાકોરો સાથે ઘણું ખરૂં એવી જ ગોઠવણ થતી કે તેઓ પોતપોતાની જાગીરનો વહીવટ સ્વતંત્ર રીતે કરે અને ત્યાં લુંટફાટ તથા બહારવટીઆઓનો બંદોબસ્ત રાખે. માત્ર તેમણે પોતાની ખંડણી ભરવી તથા પ્રસંગ આવ્યે અમુક સંખ્યામાં સૈનિકો તથા ઘોડેસ્વારો પુરા પાડવા. માંડવગઢના ઠાકોરને, મરેઠાઓને ખંડણી આપવી પડતી હતી અને જરૂર પડે ત્યારે બસેં કામઠીવાળા પુરા પાડવા પડતા. આવા સંયોગોમાં ઠાકોરો અથવા જાગીરદારો પોતપોતાનું અંગત વૈર પણ સંપૂર્ણ રીતે તૃપ્ત કરી શકતા હતા. જે મૂર્ખાની આપણે ઉપર નોંધ લીધી છે તે અને તેના સાથીદારો આ ઠાકોરના જ લશ્કરમાં રહીને લુંટનું કામ કરતા હતા!

"બસ, ત્યારે હવે તૈયાર થઇ જાઓ જોઇએ. જે કોઇ સામો આવે તેને વગર પુછ્યે જ ઉડાવો......પરન્તુ પહેલાં આપણે સામોપચાર કરી જોઇએ." દરવાજા આગળ આવી તે બધાય ગોઠવાઈ ગયા.

"નામદાર **માંડવગઢના** ઠાકોરના હુકમથી અમે તમને જણાવીએ છીએ કે દરવાજો ઉઘાડો અને......અમારે હવાલે કરો" પરન્તુ કુતરાંઓના ભસવાથી સાંભળે કોણ? "હું તમને હુકમ કરૂં છું કે તે સરદાર અને તેની બ્હેનને અમારે સ્વાધીન કરો."

**જયસિંહે** **વીરસિંહના** સામું જોયું અને તેણે ઠાકોરનો કાંઇ ગુન્હો કર્યો છે કે કેમ એમ પુછ્યું.

"કોણ હું ગુન્હેગાર? નહિ, **જયસિંહ**, મેં કાંઇ ગુન્હો તો શું પરન્તુ જરાય ગેરવાજબી લાગે તેવું કૃત્ય કરેલું નથી અને મને પડેલી વિપત્તિ તો તમને ખબર છે."

"બસ, તમે અમારા મહેમાન છો એટલું જ નહિ પણ અમારી જીંદગીના ભોગે પણ તમે અમારી પાસેથી રક્ષણ મેળવવાનો હક ધરાવો છો."

"કેમ ઉઘાડે છે કે નહિ" બહારથી અવાજ આવ્યો.

"હું સ્પષ્ટ રીતે ના પાડું છું કે દરવાજો ઉઘાડવામાં નહિ આવે." જયસિંહે એવો જ જવાબ આપ્યો.

"ઠીક હવે હું જોઉં છું કે દરવાજો કેમ ઉઘડતો નથી." તરત જ દ્વાર ઉપર તીરોનો વર્ષાદ વર્ષ્યો. કમાડ ધ્રૂજવા લાગ્યાં. માત્ર લોખંડના એક આગળીઆને લીધે જ હવે તેનો ટકાવ થઈ રહ્યો હતો. જયસિંહ પણ જાણી ગયો હતો કે દરવાજો વધુ વાર ટકવાનો નથી. પરન્તુ તે બચાવની તૈયારી માટે વખત ગાળતો હતો. કિલ્લામાં ઘેરાયેલા સૈન્યની જેમ એક સેનાપતિ બરાબર વ્યવસ્થા કરે તેમ તેણે દરેકને યોગ્ય જગાએ ઉભા રાખ્યા અને પછી પોતાની સ્ત્રી તથા મેનાને મકાનની અંદરના ભાગમાં જતા રહેવાનું ફરમાવ્યું. અમરસિંહ અને સન્યાસી બાવાઓ, જસો તથા વીરસિંહ પોતપોતાની પાસેનાં શસ્ત્રો સજીને તૈયાર જ હતા. કૂતરાઓને પણ સૂચનાઓ મળી ગઇ કે તેમણે શત્રુઓ નજરે પડે કે તુરત જ ફાડી ખાવા. બચાવની તૈયારી આ પ્રમાણે ચાલતી હતી તે દર્મ્યાન બહારના હરામખોરો તીરો ફેંકીને કંટાળ્યા પરન્તુ કમાડ તુટયાં નહિ. આખરે તેઓએ આગ લગાડવાનો વિચાર કરી આસપાસથી કાષ્ઠ એકત્ર કરવા માંડ્યાં. અમરસિંહે માળ ઉપર જઇ તેમની ચેષ્ટા જોઇ અને તે ચેતી ગયો.

"પિતાજી, બસ હવે કમાડ ખોલી નાંખો. એ લોકો તો આગ લગાડવા ધારે છે." અમરસિંહે જયસિંહના કાનમાં કહ્યું.

"ત્યારે તો હવે તુરત જ દરવાજો ઉઘાડો. તેમને જરા પણ વખત ન આપો." વીરસિંહ બોલ્યો.

જયસિંહને પણ એ સૂચના મુજબ વર્તવાનું ઠીક લાગ્યું અને બધાને તૈયાર રહેવાનું કહી તેણે દરવાજાનો આગળીઓ ખેંચ્યો. તુરત જ લાકડાંનો ગોઠવેલો મોટો ઢગ ત્યાં વેરાઇ ગયો અને હરામખોરો કીકીઆરી કરતા અને ઠેસ ખાતા અંદર દાખલ થયા. ટોળીના સરદારે માત્ર એક જ કીકીઆરી કરી, કારણકે તેને તો એક શિકારી કૂતરાએ ગળે બચકું ભર્યું અને તેણે પ્રાણ છોડ્યા. બીજાની પણ એજ દશા થઇ! ત્રીજો પણ પડ્યો. પરન્તુ બાકીના ચાર જણ કૂતરાઓથી બચીને બેધડક આગળ વધી ગયા. જયસિંહ અને અમરસિંહે તીરો ફેંકીને તેમને ક્યારનાએ પુરા કર્યા હોત પરન્તુ જયસિંહની ઇચ્છા એવી હતી કે આજના વિજયની કીર્તિ જસાને અને સન્યાસી બા-

વુાઓને જ લેવા દેવી. આથી જયસિંહે અને વીરસિંહે માત્ર પોતાનો બચાવ કરવાનો જ પ્રયત્ન કર્યો. પરન્તુ અમરસિંહને શસ્ત્રયુદ્ધ કરવાની વૃત્તિ થઇ આવી. તેણે તુરત જ વીરસિંહ પાસેથી તરવાર ઝુટાવી લીધી અને ટોળામાં દાખલ થયો. એક ૭ ફીટ ઉંચો અને શરીરે હૃષ્ટપુષ્ટ હરામખોર તે છોકરાને જોઇને માત્ર હસ્યો. પરન્તુ અમરસિંહે તરવારના પટા એવી ચાલાકીથી ફેરવવા માંડ્યા કે તે હરામખોરને ગંભીર થવું પડ્યું. તેણે ભાલાથી હુમલો કર્યો. અમરસિંહે જરાપણ ગભરાયા વગર તેનો દાવ ચુકાવ્યો અને તરવારના ઘાથી તેના બે ભાગ કરી નાખ્યા. હરામખોરના શરીરના બન્ને ભાગ પથ્થરની પેઠે ત્યાં નીચે પડયા. 'સાબાશ! ચોથો પણ પડયો.' વીરસિંહના મુખમાંથી ઉદ્દગાર નીકળ્યા. હવે બાકીના ત્રણ પોતાનો બચાવ કરવા લાગ્યા. પરન્તુ એવામાં પેલા પાણીના કુંડામાંથી બહાર નીકળેલો હરામખોર આ તોફાનનો અવાજ સાંભળી ધીમે ધીમે ત્યાં આવ્યો અને બધાની નજર ચુકાવી, પોતાની પાસેના તમંચાથી એક શિકારી કુતરાને પુરો કરવાનો લાગ ખોળવા મંડયો. તેણે તમંચો બહાર કાઢ્યો એવામાં જ અમરસિંહની નજર તેના ઉપર પડી એટલે તે તુરત જ ત્યાં આવ્યો અને તેનો હાથ ઝાલી તમંચો ખુંચાવી લીધો અને પછી તેને જમીન ઉપર પછાડ્યો. જયસિંહ અને વીરસિંહે તેના હાથ પગ બાંધી લીધા. પોતાના આગેવાનના મૃત્યુથી હરામખોરો નિરાશ થઈ ગયા. તીરકામઠાં અને ભાલા ફેંકી દઇ શરણે આવ્યા અને બન્ને પક્ષોમાં ઝપાઝપી બંધ પડી.

"આ મકાનનો માલીક તમારો ન્યાય કરશે." સન્યાસી બાવો બોલી ઉઠયો. હરામખોરોએ જયસિંહ તરફ દયામણે ચહેરે નજર કરી. જયસિંહ જાણતો હતો કે તેમની જીંદગીનો અંત આણવો તે માંડવગઢના ઠાકોરની ખતરાજી વહોરી લેવા જેવું હતું; જો કે સમયને અનુસરીને તો જયસિંહ એ લોકોને દેહાંત દંડની શિક્ષા પણ કરી શકે તેમ હતું. પરન્તુ રક્તપાતથી તે સદાય દૂર જ રહેવાનું પસંદ કરતો. પોતાની જાતના રક્ષણ સિવાય તે કદી પણ રક્તપાત થવા દેતો નહિ.

માણસોને હાથ ઝાલી ઉઠાડવામાં આવ્યા અને થયેલા જખમોની સારવાર કરવાની તજવીજ થઈ. પરન્તુ તેમના હાથ પીઠ પાછળ એક જ દોરડાથી બાંધી લેવામાં આવ્યા હતા. જયસિંહના હુકમથી જસાએ તેમને આશરે બે માઇલ દૂર લઇ જઈ જંગલમાં છોડી મુક્યા. પરન્તુ પેલા હરામખોરને તો ત્યાં જ રાખવામાં આવ્યો હતો. તેનું નામ દુધો હતું. તેને સખ્ત જખમ થયેલા હતા અને તેની સ્થિતિ ગંભીર બની હતી.

"જયસિંહ, મને પથારીમાં સુવાડો તો સારૂં. મારૂં મૃત્યુ થયા અગાઉ મારે તમને કેટલીક હકીકત જાહેર કરવાની છે."

"નહિ; નીચ હરામખોર તને તો હું પેલા ઝાડ નીચે ટંગાવીને બળતું કરાવીશ." જયસિંહે તિરસ્કારથી જવાબ આપ્યો.

"જયસિંહ, મારૂં કહેવું સાંભળો; મારે તમને બહુ જ અગત્યની વાત કહેવાની છે." આ તેની આજીજી પણ જયસિંહે સ્વીકારવાની સાફ ના પાડી. પરન્તુ તે હરામખોરના મુખમાંથી એક સ્ત્રીના નામનો ઉચ્ચાર થઈ ગયો, જેથી જયસિંહનું ધ્યાન તે તરફ ખેંચાયું.

"**સી**તા!" એ શું? તેના મુખમાંથી **સી**તાનું નામ શી રીતે નીકળ્યું? તેને તેની સાથે શો સંબંધ હશે?" જયસિંહ મનમાં જ બડબડ્યો.

"બોલ્ય ત્યારે, **સી**તા વિષે તું શું જાણે છે?"

"અહીંઆ નહિ; પેલા માળ ઉપર ચાલો. આપણે એકલા હોઈશું ત્યારે જ એ વાત થશે." જયસિંહે તેમ કરવાની હા કહી. અમરસિંહ તથા **વી**રસિંહ પોતાનાં ધનુષ્યોની દોરીઓ સમી કરવામાં રોકાયા હતા.

જયસિંહે હાથ આપ્યો અને તેના ટેકાથી તે હરામખોર ઉભો થયો. ધીમે ધીમે બન્ને જણ માળ ઉપર ચડ્યા. હરામખોર એટલો તો કંટાળી ગયો હતો કે તેણે પથારીમાં પડતું જ મુક્યું. જયસિંહની સામે જોઈ તે બોલ્યો: "જયસિંહ! જયસિંહ! મેં તમારૂં ઘણું જ નુકસાન કર્યું છે પણ તે હું સુધારી આપીશ."

"મારે તેના બદલાની જરા પણ જરૂર નથી. માત્ર તારે શું કહેવું છે તે જણાવ."

"મને બચાવો, જયસિંહ! મને બચાવો! હું મરી જાઉંછું......મને બે ઘડી વધુ જીવવા દો. હું બધું કહીશ."

જયસિંહે હાંક મારી અમરસિંહ તથા **વી**રસિંહને બોલાવ્યા અને તેમની મદદથી તેને પથારીમાં બરાબર સુવાડ્યો. જયસિંહની સૂચનાથી બન્ને પાછા નીચે ગયા.

"જયસિંહ, શું ત્યારે તમે મને ઓળખતા નથી?"

"હું તને ઓળખું છું કે તું લુંટારો છે, ખૂની છે, દગાબાજ અને નીચ છે!" જયસિંહે ધિક્કાર દર્શાવી કહ્યું.

"એ અક્ષરશઃ ખરૂં છે. હું તેથી પણ વધુ પાપી છું; હું એ જ હમીરસિંહ! તારી પત્નીનો સહોદર ભાઇ! હમીરસિંહ!"

" હમીરસિંહ ! રામ ! રામ ! આ હું શું જોઉ છું ? શું મારાં નેત્રો મને દગો તો દેતાં નથી ? " પથારીવશ પડેલા અને મૃત્યુની અણી ઉપર આવી ગયેલા આ હરામખોરની પાસે જ જયસિંહ શોક અને આશ્ચર્યના મિશ્ર ઉદ્દગારો કાઢતો બેઠો.

---

## પ્રકરણ ૫ મું.

## અમરસિંહ કોણ ?

માંડવગઢના ઠાકોરના જંગલમાં આવેલા આ એકાંતવાસી જયસિંહના મકાનમાં ઝપાઝપી થઇ ગઈ તેવી જ પાછી શાન્તિ પ્રસરી. યુવાન સન્યાસીબાવો અને જસો બન્ને રાત્રે જ જંગલમાં જઇ હરામખોરોની લાસોને દાટી આવ્યા હતા અને શ્રમ નિવારવા માટે નિદ્રાદેવીને આધીન થઈ ગયા હતા. મેના અને જયસિંહની પત્નીએ ઝપાઝપીની વાતો જ માત્ર સાંભળી અને તે પણ ભર નિદ્રામાં પડ્યાં હતાં. વીરસિંહ અને અમરસિંહ પણ જયસિંહની આજ્ઞાથી પથારીમાં લસલસાટ નિદ્રા લેતા હતા. માત્ર જયસિંહ જ અત્યારે જાગ્રત હતો.

હજુ પણ બેશુદ્ધ અવસ્થામાં પથારીમાં પડેલા *હમીરસિંહના મુખ ઉપર વાંકો વળી જયસિંહ વિચારમાં લીન થયો. પંદર વર્ષની વાત ઉપર જે સુંદર ચ્હેરો તેણે જોયેલો તે જ આ હમીરસિંહ હશે કે કેમ તેની તેને શંકા જ આવતી હતી. ક્યાં એ સરળ અને શુદ્ધ પ્રકૃતિ અને ક્યાં આ વ્યક્તિની નીચતા ? પરન્તુ બીજી જ પળે જયસિંહના હૃદયમાં દયાનો સંચાર થયો અને તેણે સીતાના દુઃખની હકીકત મેળવવાને સારૂ હમીરસિંહને પરમાત્મા બે ચાર કલાકનું વધુ આયુષ્ય બક્ષે એવી પ્રાર્થના કરી. જયસિંહની પ્રાર્થના સંભળાઇ અને સવારના ૭ વાગ્યે બાળ સૂર્યનાં કિરણો પડતાં જ હમીરસિંહમાં કાંઇક ચેતન આવ્યું. " મને ક્ષમા કરશો ? " નેત્રો ઉઘાડી હમીરસિંહે પુછ્યું.

" મને પહેલાં જણાવી દો કે મારે શાની ક્ષમા કરવાની છે ? " સીતા કે જે જયસિંહના મામાની દીકરી થતી હતી તેના ભેદ ભરેલા મૃત્યુ વિષે કાંઇક વિગત મળવાની જિજ્ઞાસા થતાં, જયસિંહે ત્વરાથી બોલવાની સૂચના કરી. વળી અમરસિંહના જન્મનો ગૂઢ ભેદ પણ તેની પાસેથી

* અહીંથી તેને તેના મૂળ નામ હમીરસિંહથી જ પુસ્તકમાં ઉદ્દેશવામાં આવશે.

જ જાણી લેવાનો હતો. "તે હકીકત જાણ્યા પછી જ હું તમને ક્ષમા આપીશ." જયસિંહે ઉત્તર આપ્યો.

"અને ત્યારે જ મારૂં મૃત્યુ બહુ દુઃખમાં થશે નહિ."

હમીરસિંહ વધુ શબ્દો બોલવા જતો હતો પરન્તુ એટલામાં જ નીચેથી અમરસિંહનો અવાજ સંભળાયો."

"પિતાજી, આપ હજુ સુતા છો કે શું?" દાદરમાં ચડતાં જ અમરસિંહે પૂછ્યું.

"અમારે માંડવગઢ જવાનો સમય થઈ ગયો છે." વીરસિંહે પણ દાદરમાંથી જ જણાવ્યું. જયસિંહ અચકાતે હૃદયે પણ પથારી પાસેથી ઉઠયો અને દાદર તરફ જઈ અમરસિંહ અને વીરસિંહને જવાની સંમતિ આપી તથા આનંદગર નામના યુવાન સન્યાસીને પણ સાથે આવે તો લઈ જવાનું કહ્યું. તેમને ઉતાવળે વિદાય કરી જયસિંહ પાછો હમીરસિંહની પાસે આવ્યો. હમીરસિંહનો દેહ વખતે પડી જાય તો તેને ઘણી જ અગત્યની બાતમી મળવી રહી જાય એવી ભીતિ તેને લાગી હતી. મેના તથા જયસિંહની પત્ની પણ વળાવવાને બહાર ગયાં હતાં.

"હમીરસીંહ બોલો હવે, ઝટ બોલો; આપણે અત્યારે એકલા જ છીયે." હમીરસિંહની પાસે બેસતાં જ જયસિંહે કહ્યું.

"મેં જે અસંખ્ય કાળાં કૃત્યો કર્યા છે તેનું વર્ણન કરવા હું અત્યારે બેસતો નથી, કારણ કે તેને માટે બહુ સમય જોઈએ, અને તેથી તમને કશો લાભ પણ થશે નહિ. તમે માત્ર બે વાત જાણવા માંગો છો: એક સીતાના મૃત્યુની અને બીજી અમરસિંહના જન્મની; ખરૂં કની?"

"હા; પરન્તુ સૌથી પહેલાં મને અમરસિંહની હકીકત જણાવો." કદાચ હમીરસિંહ ધબી જાય તો આ મુદ્દાની હકીકત રહી જાય એમ ધારી જયસિંહે જવાબ આપ્યો.

"સાંભળો ત્યારે હું અમરસિંહનો જ પૂર્વ ઇતિહાસ જણાવુંછું. લુણાવાડા સંસ્થાનની રાજ્યગાદી પહેલાં મહીનદીના કાંઠે જ ડીલા ગામમાં હતી. પણ સન ૧૪૩૪ માં ભીમસિંહે ડીલામાંથી ગાદી ઉઠાવીને લુણાવાડામાં કરી. પછી તેમનાથી સત્તરમા કે અઢારમા—મને બરાબર યાદ નથી—પુરૂષ પ્રતાપસિંહજી ગાદીએ આવ્યા. તેમણે પોતાના એક સરદારને સારી ઉપજની જાગીર આપી હતી. લગભગ રૂ. દશથી પંદર હજારની તેની ઉપજ હતી. ભાયાતનું નામ દીલીપસિંહજી હતું. દૈવયોગે તેમને સંતતિમાં માત્ર એક જ પુત્ર થયો અને તેમની સ્ત્રીનું મૃત્યુ થયું. દીલીપસિં-

હજીના હૃદયને આથી એટલો આઘાત થયો કે તેમનું શરીર કૃશ થઈ ગયું અને તેમને પોતાનો અંતકાળ નજીક આવતો લાગ્યો. આથી તેમણે પોતાના નાના ભાઈને પાસે બોલાવીને તે બાળકની સંભાળ રાખવા અને મોટો થાય ત્યારે તેને જાગીર સોંપી દેવાની ભલામણ કરી. દીલીપસિંહે પછી દેહનો ત્યાગ કર્યો. વખતસિંહ કે જેને આ સગીર જાગીરદારની સોંપરત થઇ હતી તેને હવે બાળકને ઉછેરી મોટો કરવાનો હતો એટલું જ નહિ પરન્તુ જાગીરની સારી રીતે વ્યવસ્થા કરી શકે એટલી લાયકાત તે બાળકમાં આવે તેને સારૂ પ્રયત્ન કરવાનો હતો. પરન્તુ લોભને વશ થયેલો તે વખતસિંહ પોતાના મોટા ભાઈએ સોંપેલું પવિત્ર કાર્ય વિસરી ગયો અને જાગીર પોતે પચાવી પડે તો સારૂં એમ ધારવા લાગ્યો. બાળકનો ગમે તે રીતે નાશ કરવાના લાગ શોધવા લાગ્યો. પરન્તુ તે કાર્ય અતિ કઠિણ હતું. બાળકને ઉછેરનાર દાસીઓ, બીજા ચાકરો તથા જાગીરનાં ગામોની પ્રજા દીલીપસિંહના બાળકને બહુ જ ચહાતી હતી. એટલે હાલ તો વખતસિંહે આથી બાળકની ખાસ સંભાળ રખાવવાના મિષથી મને નોકરીમાં રાખ્યો.

કાળને વહી જતાં કાંઇ વાર લાગતી નથી અને તે બાળક મટીને ૧૫ થી ૧૬ વર્ષનો યુવક બન્યો. વખતસિંહે મને નોકરીમાં રાખતી વખતે જ સૂચના કરી હતી કે ગમે તે રીતે તે ભાવી જાગીરદારનો મારે વિનાશ કરવો પરન્તુ મનુષ્ય ધારે છે એક અને બને છે બીજું. તે યુવકનું મૃત્યુ આણવા માટે ઘણા પ્રયત્નો કર્યા પરન્તુ એકેમાં તે સફળ થયો નહિ. જયસિંહ! હું વખતસિંહની નીચ યોજનામાં જોડાયો હતો તે શરમથી કબૂલ કરૂં છું અને તે માટે મને હજારો ધિક્કારને પાત્ર ગણું છું. પરન્તુ હવે વખતસિંહને રાજ્યના કામે દૂર દેશાવર મોકલવામાં આવ્યો અને તે મારા કાર્ય ઉપર નજર રાખી શકે તેમ નહોતું. ઇશ્વર મારો અપરાધ ક્ષમા કરે! મેં ધાર્યું હોત તો તે કપટજાળમાંથી તે સમયે છુટો થઈ શક્યો હોત. પરન્તુ હું તો ઉલટો વખતસિંહ પાસેથી મળનારા ઇનામની લાલચે વધુ પ્રયત્ન કરવા લાગ્યો. હવે તે યુવક–વનવીર મોટો થયો અને બળવાન્ નીવડ્યો. તે જરા પણ થાકતો જણાતો નહિ. અમે સાથે જ ઘોડેસ્વાર થઇ જંગલો અને ખેતરોમાં ફરતા, ઉડતાં પક્ષિઓનો શિકાર કરતા; રાત્રી અને દિવસ પણ સાથે જ ગાળતા; પરન્તુ વનવીરનો જુસ્સો જેવોને તેવો જ હતો જ્યારે હું તો તુરત જ કંટાળી જતો. હવે મારૂં મિથ્યાભિમાન ગળી ગયું અને જો વખતસિંહે મને જરા ઇસારો પણ કર્યો હોત તો હું તુરત જ વિષ દઇને તે યુવકનો અંત લાવત. દિવસે દિવસે મારા કાર્યની નિષ્ફળતાની મને વધુ ખાત્રી થવા લાગી.

આ યુવકના બળનો નાશ કરવાના મારા બધા પ્રાકૃતિક ઉપાયો નિષ્ફળ ગયા હતા અને નિરાશ થઇને, વખતસિંહ સાથે કરેલો કરાર તોડી નાંખવાની અણી ઉપર હું આવી ગયો. એવામાં જ વનવીરની પ્રકૃતિમાં વિચિત્ર ફેરફાર જણાયો; આનંદ કે રમત ગમતમાં તેને અરૂચિ જણાવા લાગી; શિકાર ઉપરથી તેનું મન ઉઠી ગયું; અને કોઇ કોઇ સમયે તે ચાલુ વાતચિતમાં વિચારમાં પડી જતો. ખાવા પીવા કે નિંદ્રા ઉપર તેનું જરા પણ ચિત્ત જણાયું નહિ. સ્ત્રીઓની સાથે તે વાત પણ કરતો નહિ અને દિવસમાં એક કે બે વખત જ મારી સાથે બોલતો.

તેની આ વર્તણુકથી મને શક પેદા થયો અને તેની દરેક હીલચાલ ઉપર મેં દેખરેખ રાખવા માંડી; પરન્તુ તે ગમે તે મિષ બતાવી મારાથી દૂર જ રહેવા લાગ્યો. એવામાં એક દિવસે અમે શિકારે જવા નિકળ્યા. તેણે કોઇ હરણના શિકાર માટે અશ્વને દોડાવ્યો અને જંગલમાં અદૃશ્ય થઇ ગયો. તેનો પત્તો લાગવો અશક્ય જણાતાં હું તેને પાછા ફરવાના માર્ગ આગળ જ અશ્વને બાંધીને બેઠો. લગભગ એકથી બે કલાક વ્યતીત થયા પરન્તુ તે પાછો ફર્યો નહિ. અચાનક એક કોમળ અવાજ સંભળાયો. તે પાસેનાં વૃક્ષોમાંથી આવતો હતો પરન્તુ ત્યાં કોઇ મનુષ્ય પ્રાણી હું જોઇ શક્યો નહિ. કુતુહલને શાન્ત કરવા માટે હું ત્યાંથી તે અવાજવાળી દિશામાં ગયો અને વૃક્ષોની હારની પેલી તરફ જઇને જોયું તો, વનવીરની સાથે એક યુવતી બેઠી બેઠી વાર્તાલાપ અને આનંદ કરતી દીઠી!

"ઓ તારીની! આ ભાઇ તો પ્યારમાં પડ્યા લાગે છે! વખતસિંહ! તમારો ભત્રીજો તમારાથી કાંઇ ઉતરે એમ લાગતું નથી. ઠીક પણ તેની બધી ઉદાસીનતાનું કારણ હવે મારા સમજવામાં આવી ગયું. તે મારાથી કેમ દૂર ને દૂર રહેતો તે હું જાણી ગયો." મેં મનમાં જ વિચાર્યું.

તેઓની વાતમાંથી કાંઇ ગુપ્ત બાતમી મળી આવે એમ ધારી હું તે વૃક્ષની ઓથે રહી સંતાયો અને કર્ણેંદ્રિયને સતેજ કરી પરન્તુ ત્યાં પ્રેમની વાતો સીવાય બીજું કાંઇ જણાયું નહિ. દિવસ અસ્ત થવા આવ્યો. વનવીર ઉઠ્યો. યુવતીને તે જરા દૂર જઇ મુકી આવ્યો, જ્યાં બીજી બે સ્ત્રીઓ તેની રાહ જોઇ ઉભી હતી. તેની રજા લઇ વનવીર આ માર્ગે આવ્યો. હું બીજા આડે માર્ગે ધુંટાઇ ઘોડેસ્વાર થઇ આગળથી જ ઘેર ગયો. વનવીર મારી પછી થોડા જ સમયે આવી પહોંચ્યો. મેં સામાન્ય પુછપરછ કરી અને તેણે પણ ઉડાઉ ઉત્તરથી મારૂં સમાધાન કર્યું. ક્રમે ક્રમે એ યુગલની મુલાકાતો વધતી ગઇ. આખરે વધુ સગવડ મેળવવાના ઉદ્દેશથી તેણે મને પોતાના વિ-

શ્વાસમાં લીધો અને બધી હકીકત જણાવી. તે યુવતીનું કુટુમ્બ આ કુટુમ્બ કરતાં હલકું ગણાતું છતાં તેથી સમાજમાં વનવીરના કુટુમ્બની કાંઇ પણ ન્યુનતા જણાવાનો સંભવ નહોતો. વખતસિંહને ગમે તે દ્વારા આ લગ્નની તૈયારીઓના સમાચાર મળી ગયા હતા અને તે અટકાવવાને તેણે મને લખ્યું હતું. આ હુકમ મને તો નિર્દય અને ભયંકર જણાયો. હું ધારત તો તેનો અનાદર પણ કરત. પરન્તુ શું કરૂં? વખતસિંહની સાથે હું એવો તો બંધાઇ ગયો હતો કે મારાથી તેના હુકમનો અનાદર થવો સર્વદા અશક્ય હતો. શું કરવું અને કોની સલાહ લેવી તે વિષે હું મુંઝવણમાં પડ્યો. એવામાં સુભાગ્યે વનવીરે જ મને જણાવ્યું કે તે યુવતીને, આપણા કુટુમ્બની જરા પણ માહીતી આપવામાં આવી નથી. તે તો મને માત્ર એક જંગલના સામાન્ય મનુષ્ય જેવો જ જાણે છે. તેના માબાપોને પણ મારા કુટુમ્બની કાંઇ ખબર પડી નથી. હું હવે નિશ્ચિન્ત થયો કે લગ્નની વાત હાલ તો બંધ રહેશે જ.

"વનવીરે ત્યાંથી થોડે દૂર આવેલા ડીસા ગામમાં એક નાનું સરખું મકાન લીધું અને પોતાની ભવિષ્યની સ્ત્રીને લઇ ત્યાં રહેવાનું ધાર્યું. પરન્તુ ગામમાં તેણે એવી અફવા ફેલાવી કે તે પોતાના કાકા વખતસિંહની પાસે લશ્કરી જીવનનો અનુભવ લેવા જાય છે. તેની યોજના પાર પડી. કોઇ ગોરને બોલાવી ડીસાવાળા મકાનમાં ગુપ્ત રીતે ફેરા ફેરવવામાં આવ્યા. માત્ર એ ગોર જ તે લગ્નની હકીકત જાણે છે. બન્ને જણ તે ગામમાં રહેવા લાગ્યા. વખતસિંહ ગુપ્ત રીતે મને પત્રદ્વારા ધમકાવવા લાગ્યો, પરન્તુ તે ત્યાંથી પાછો આવી શકે તેમ હતું નહિ. એવામાં એક અપૂર્વ બનાવ બન્યો."

"વનવીરની પત્નીને પુત્ર થયો! અધુરામાં પુરૂં તે પત્ની સુવાવડમાં ગુજરી ગઇ!"

"અને આ એ છોકરો?" જયસિંહે આતુરતાથી પુછ્યું: "આજ છોકરો હેં ખરૂં..."

"હા; એજ બાળક કે જેને અમે પંદર વર્ષ અગાઉ તમને સોંપી ગયા હતા."

"ત્યારે અમરસિંહ જાગીરદારનો પુત્ર–વારસ છે!" જયસિંહે હર્ષના આવેશમાં ઉદ્ગાર કાઢ્યા.

એવામાં હમીરસિંહને દમ ચડ્યો અને તેની વિશાળ છાતીમાં મુંઝવણ થવા લાગી. જયસિંહ સાથેની વાતચિતમાં ભંગાણ પડ્યું. આશરે

અડધા કલાક જેટલો સમય વીતી ગયો અને હમીરસિંહ પાછો સતેજ થયો. તેણે અમરસિંહની વાત આગળ ચલાવી. "વનવીર હવે મુંઝાવા લાગ્યો. અપકીર્તિની ભીતિથી તેનો દેહ કૃશ થયો અને તેને ક્ષયનો ભયંકર વ્યાધિ લાગુ પડ્યો. આવા જ સમયમાં વખતસિંહ ડીસામાં પાછો આવ્યો અને તેણે વનવીર પોતાની સાથે નહતો એ વાતનું પોકળ ખુલ્લું કર્યું નહિ અને માર્ગમાં તેને જ્વર લાગુ પડ્યો છે એવા બહાનાથી તેણે વનવીરને પોતાની હવેલીમાં રાખ્યો. વખતસિંહનું ભાગ્યચક્ર ફરી ગયું. વનવીરનો અંતકાળ સમીપ આવ્યો અને તેણે પોતાના કાકાને બોલાવી, શ્રીમદ્ ભગવદ્ ગીતા ઉપડાવી શપથ લેવરાવ્યા કે તે અનૌરસ નિરાધાર બાળકને તેણે ઉછેરીને મોટો કરવો. પરન્તુ વનવીરના શબને અગ્નિદાહ કરવામાં આવ્યો તેને બીજે જ દિવસે વખતસિંહે મને તે નિરાધાર બાળકના સંબંધની કાંઈ પણ હકીકત પ્રસિદ્ધિમાં આવવા દેવી નહિ એવું ફરમાન કર્યું. આ ફરમાનને તાબે થવામાં મને જે ભયંકર વેદના થઈ છે તે નરક યાતનાથી પણ વિશેષ છે એમ મારે કબૂલ કરવું જ પડશે. આખરે મેં તમારા જ નામનો ઉલ્લેખ કર્યો અને તેની પસંદગીથી અમે બન્ને જણ બાળકને લઇને તમારા હવાલામાં સોંપી ગયા."

"ત્યારે એ વખતસિંહનું શું થયું? શું જાગીરનો માલીક એ જ થઇને બેઠો?" જયસિંહે હવે વેર લેવાના ઇરાદાથી પ્રશ્ન કર્યો.

"ના, ના; તેનાથી જાગીરનો ઉપભોગ થઈ શક્યો નહિ. ગાયકવાડ સરકારના લશ્કરમાં તે એક સરદાર નીમાયો હતો અને અમદાવાદ આગળ થયેલા યુદ્ધમાં તેનો નાશ થયો હતો. હવે તો તેનો કોઇ દૂરનો સગો જાગીર બથાવી પડ્યો છે. હજુ મારી બીના પુરી થઇ નથી. આ નવા જાગીરદારે મને પોતાની પાસે રાખ્યો અને કેટલીક લાલચો આપી. પરન્તુ થોડા જ દિવસોમાં અમારો સંબંધ તુટી ગયો. તેના એક નોકરની સાથે મારે સ્હેજ અણબનાવ થતાં તેણે મને અન્યાયથી રજા આપી દીધી. હું પણ વેર લેવાની પ્રતિજ્ઞા કરી ત્યાંથી ચાલી નીકળ્યો; મારી તે પ્રતિજ્ઞા હજુ પૂર્ણ થઈ નથી અને એવામાં જ હું મૃત્યુના મુખમાં આવી પડ્યો છું; પરન્તુ હું જયસિંહને સારી પેઠે ઓળખું છું અને મને આશા છે કે મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરીને અમરસિંહને તેની જાગીર પાછી આપવામાં આવશે."

"અમરસિંહને તેની જાગીર પાછી અપાવું ત્યારે જ મારૂં નામ જયસિંહ ખરૂં; નહિ તો મારે આ જ મશાન આગળ ચિતા કરાવી તેમાં બળી મરવું એવી હું તમારી પાસે જ પ્રતિજ્ઞા લઉંછું. પરન્તુ અમરસિંહના બોલા-

જામાં સગાંઓમાં કોણ કોણ છે ? અમરસિંહને જાગીર પાછી મળે તેમાં તેમનો પણ લાભ છે."

"તે યુવતીનો પિતા અહીંથી લગભગ પાંચેક ગાઉ ઉપર રહેતો વનરાજસિંહ છે."

"ઓહો ! એ તો મારો મિત્ર થાય છે. મારી પ્રતિજ્ઞાના પાલનમાં તે મને ઘણી સારી મદદ કરશે. હું તે હરામખોર જાગીરદારને હવે જરૂર હાંકી કાઢીશ."

"જયસિંહ, ત્યારે શું મારા વૈરનો બદલો જરૂર લેવામાં આવશે જ કે ?" હમીરસિંહે ફરી ખાત્રીને માટે પ્રશ્ન કર્યો.

"જરૂર; મારા ધર્મના સોગંન ખાઇને કહું છું કે અમરસિંહને હું તેના પિતાની જાગીર અપાવીશ; ભલે પછી તે કાર્યમાં મારો પ્રાણ જાય તો પણ તેની મને પરવા નથી."

"ત્યારે મને એટલો તો સંતોષ થાય છે કે મારા એક અપકૃત્યનું પ્રાયશ્ચિત તો મારાથી થયું."

હમીરસિંહનો પ્રાણ હવે નીકળવાની તૈયારીમાં હતો. જયસિંહ સાથેની વાતચિતથી તેનાં ફેફસાંને અતિ પરિશ્રમ પડયો હતો અને તે હવે વધુ બોલી શક્યો નહિ. પોતાનાં દુષ્કૃત્યો પ્રગટ કરવાને તેણે અતિ પ્રયત્ન કર્યો પરન્તુ હવે નિષ્ફળ થયો. પરન્તુ અચાનક તેના કંઠમાંથી નીચે મુજબ શબ્દો નીકળ્યા: "અરે, હું એક અગત્યની વાત ભૂલી ગયો છું........બહુ જ અગત્યની છે."

"બોલો, હમીરસિંહ, ધીમેથી બોલો. બહુ તસ્દી લેશો તો થાકી જશો." જયસિંહે તેના માથાને ટેકો આપતાં કહ્યું.

"આજે સરદાર અને યુવતીને તમે તમારા મકાનમાં આશ્રય આપ્યો છે........"

"હા; તે ?" જયસિંહ વચ્ચે જ બોલી ઉઠયો. તેના ચ્હેરા ઉપર આશ્ચર્ય અને આતુરતાનાં ચિન્હો જણાયાં.

"તેમની કતલ કરવાનો મારો ઇરાદો હતો ! કાલે જ......તે કૃત્યને માટે દુર્જનસાલે મને યોગ્ય ઇનામ આપવાનું જણાવ્યું હતું. કદાચ હું એકલો તે કાર્ય પાર નહિ પાડી શકું એમ ધારીને ઠાકોરે વળી બીજા સાત જણાને તેમની પાછળ મોકલ્યા હતા. કાલે સાંજે જ તે લોકોને તમે મારી કાઢયા છે. તેમનું મૃત્યુ આણવાના પ્રયત્નનું શું કારણ હશે તે હું જાણી શકયો નથી પરન્તુ તેમને માંડવગઢના કિલ્લામાં પ્રવેશ કરવા સામે ચેતાવજો."

જયસિંહને ધ્રાસકો પડ્યો. તેને યાદ આવ્યું કે અમરસિંહ અને સરદાર વીરસિંહ ક્યારનાએ માંડવગઢ તરફ રવાના થઈ ગયા હતા અને તેમને હવે પાછા બોલાવવાનું કાર્ય સર્વથા અશક્ય હતું.

હમીરસિંહ હવે છેવટનાં ડચકાં ખાવા લાગ્યો અને તેણે પોતાનો અંતકાળ સમીપ છે એ જાણી લીધું હતું. પરન્તુ તેના હૃદયમાં હજુ એક વાસના રહી ગઇ હતી.

"જ......ય સી" તેણે થડકતે અવાજે કહ્યું. "મારી એક ઇચ્છા પુરી નહી પાડો?"

"બોલો તમારી શી ઇચ્છા છે?"

"મને અગ્નિદાહ દેવામાં સુખડ અને તુલસીનાં કાષ્ઠ જ વાપરવાં અને મારા દેહની ભસ્મને મહીનદીમાં પધરાવવી."

"તમારી એ ઇચ્છાને પાર પાડવામાં આવશે."

"જયસિંહ! હજુ મારે એક ભયંકર પાપ કબૂલ કરવાનું છે."

"હું હવે વધુ સાંભળવા માંગતો નથી."

"પણ સીતા વિષે મારે કહેવું છે."

"બોલો ત્યારે; એ બીચારી સીતાનું શું થયું? એ મારા મામાની પુત્રીનાં લગ્ન તમારી સાથે થયા પછી તેના કોઈ પણ પ્રકારના ખબર મને અદ્યાપિ પર્યન્ત મળ્યા નથી."

"જયસિંહ, તમને સીતા બહુ વ્હાલી હતી. ખરૂ કે નહિ? નાનપણમાં તમે જ તેને ઉછેરેલી."

"હા, હમીરસિંહ; બોલો હવે તમે તુરત બોલી દો; બિચારી નિર્દોષ બાળાનું શું થયું છે?"

"મારી જીભ ઉપડતી નથી. હું કહું તો તમે કદાચ તમારી લીધેલી પ્રતિજ્ઞાનું પાલન કરો નહિ." હમીરસિંહે મુશ્કેલી બતાવી.

"ગમે તેમ હશે તો પણ હું મારી લીધેલી પ્રતિજ્ઞા પૂર્ણ કરીશ."

"જયસિંહ તે નિર્દોષ અને પવિત્ર અબળાનું મેં ખૂન કર્યું......" હમીરસિંહથી હવે વધુ બોલી શકાયું નહિ.

જયસિંહની છાતીમાં જાણે તીર ભોંકાયા જેવું લાગ્યું. ભયંકર ઉપર આ બીજી ભયંકર ઘટનાએ તેને દિગ્મૂઢ બનાવી મુક્યો. 'સીતાનું ખૂન કરનાર આ ખૂનીને જ મેં આશ્રય આપ્યો. અરે પણ એવી નીચતા કરવાનું એને શું કારણ મળ્યું હશે.' એ જાણવાની તેને તુરત જ આકાંક્ષા થઈ આવી.

" હમીરસિંહ આ તમે શું કહોછો ? તમે જ તેનું ખૂન કર્યું ? કેમ વારૂ, એનો શો અપરાધ હતો ? "

" જયસિંહ, તમે અપરાધ જાણવા માગોછો ? હું કહુંછું કે તે તદ્દન નિર્દોષ હતી. માત્ર મારી મૂર્ખાઈ–ઉતાવળનું જ એ પરિણામ છે. મને તેની પવિત્રતા ઉપર શંકા જતાં મારી દુષ્ટ અસિએ તેના પંચભૌતિક દેહનો નાશ કર્યો. પરન્તુ મારી શંકા સર્વથા નિર્મૂળ હતી એમ મને પાછળથી સમજાયું. મને અત્યંત પશ્ચાત્તાપ થયો. પરન્તુ હવે શું કરૂં ? લાચારઃ મેં ઇશ્વરનો ભયંકર અપરાધ કર્યો છે અને તે બદલ જે જે સંકટો મારા ઉપર નાંખવામાં આવ્યાં છે તે મેં સહન કર્યા છે. "

જયસિંહને ક્રોધ ચડયો. જે બાળાને તેણે બચપણથી ઉછેરીને મોટી કરેલી, જેને તે પ્રાણસમાન ચહાતો હતો અને જેના સીવાય તેને આ વિશ્વમાં એકે ભગિની હતી જ નહિ તેનો અંત આણનારનો અંત પોતે જ લાવવો એમ તેને લાગ્યું. પરન્તુ 'મૃત્યુના મુખમાં જ પડેલાને શા માટે મારવો ? હવે તેને મારીશું નહિ તોપણ તે તો મુએલો જ છે' એ વિચારે તેના દીલમાં દયાનો સંચાર થયો. દયા અને ક્રોધની મિશ્ર લાગણીઓમાં આખરે દયાનો જ જય થયો અને તે હમીરસિંહ તરફ માત્ર દયાની નજરથી જ જોઇ રહ્યો. થોડા સમય પછી તે ત્યાંથી ઉઠીને ઉભો થયો અને બારી પાસે ગયો. સીતાનું વૃત્તાંત તાજું થતાં તેનામાંથી દયાનો સંચાર ઉડી ગયો. તે ત્યાં જ ઉભો રહ્યો.

જયસિંહે હવે હમીરસિંહને વધુ બોલતો સાંભળ્યો નહિ; તેનાં નેત્રામાંથી અશ્રુની ધારા વહેતી હતી, સીતાનું નિર્દોષ જીવન અફળ ગયું તે વિચારે તેના હૃદયને હલમલાવી મુકયું હતું. એવામાં હમીરસિંહનો નિર્બળ અવાજ સંભળાયોઃ " હું જાઉંછું, જયસિંહ ! મારૂં મૃત્યુ સમીપ આવ્યું છે ! હું જાઉંછું ! જયસિંહ તમારી પ્રતિજ્ઞા ભૂલી જતા ના. " જયસિંહ તે તરફ બેદરકાર હતો. તેણે સાંભળ્યું ન સાંભળ્યું કર્યું હતું અને દશેક મીનીટ પછી તે પાછો ફર્યો. પથારીમાં હમીરસિંહનું શબ જ પડયું હતું ! તેનાં નેત્રો ખુલ્લાં હતાં.

હમીરસિંહના આ અંતકાળના સમયે અમરસિંહ, વીરસિંહ અને યુવાન્ સન્યાસી દામોદરબારથી માંડવગઢ જવાને જંગલમાંથી પસાર થતા હતા. રસ્તામાં તે આનંદ કરતા. સન્યાસી બાવા વખતે કોઇ કોઈ સ્મૃતિના શ્લોકો લલકારતા; અમરસિંહ પણ મધુર કંઠે ગીતો ગાતો અને સરદાર વીરસિંહ તો સાંભળવામાં જ મોજ માણતો અને કદાચ કાંઈ રમુજી કહેવતોના

હુચકા બોલતો. આ પ્રમાણે આનંદ કરતા ત્રણે જણ માંડવગઢના ભવ્ય કિલ્લા પાસે આવી પહોંચ્યા. એક ઉંચી ટેકરી ઉપર દૂરથી જ તે દેખાવા લાગ્યો.

"હું તો ઠાકોરને મળવા જઇશ ત્યારે મને તેના હજુરીઆઓ માન સાથે લઇ જશે. પરન્તુ કિલ્લામાં દાખલ થતાં આપણને બધાને હરકત થશે તો ?" વીરસિંહે શંકા ઉઠાવી.

"પરન્તુ સરદાર, તમે તો કહેતા હતા ને કે તમારા ઉપર ઠાકોરશ્રીની અવકૃપા થઈ છે ?" અમરસિંહે પુછ્યું.

"હા; એ વાત ખરી છે. પણ ઠાકોરનું એક દુષ્કૃત્ય મારા જાણવામાં આવ્યું છે અને તે પ્રસિદ્ધ કરવાની હું ધમકી આપવાનો છું તેની સાથે જ તેમની દીકરીનું માગું કરનાર છું. મને તો ખાત્રી છે કે મારી માંગણીનો તે સ્વીકાર કર્યા સીવાય રહેશે નહિ." વીરસિંહે ખુલાસો કર્યો.

"દરવાજામાં દાખલ થવાની યુક્તિ તો મારી પાસે છે. દરવાજા ઉપર રહેતા એક નોકરની પુત્રી મારા ઉપર સારો ભાવ રાખે છે અને મારી પાસેથી ગીતા સાંભળવાની બહુ જ ઇચ્છાવાળી છે. તે છોકરી પોતાના પિતાની એકની એક છે જે તેના ઉપર સારો કાબૂ ધરાવે છે. દરવાન પણ મને ઓળખે છે. મને જોતાં જ ખાઇ ઉપરનો પુલ તે ગોઠવી દેશે. માત્ર એક ચાંપ જ દાબવાની છે." સન્યાસી બાવાએ પોતાની બડાઈ હાંકી.

"ઠાકોરનો સ્વભાવ બહુ તેજ લાગે છે." સરદાર વનવીરે કહ્યું.

"હા; હું તે સારી રીતે જાણું છું. આપણે સિંહની ગુફામાં જ પ્રવેશ કરીએ છીએ એ આપણે સમજવાનું છે. તેની સાથે બહુ જ સભ્યતાથી વર્તજો; નહિ તો એમ જ જાણજો કે કિલ્લામાંથી પાછા ફરી શકશો નહિ. હું તો બન્ને રીતિઓનો અનુભવી છું. ધારૂં તો સખ્ત થાઉં અને વખત આવે નરમાશ પણ મુકી દઉં."

કિલ્લાની ખાઈ નજીક ત્રણે જણ આવી પહોંચ્યા. પહેરેગીરને સન્યાસી બાવાએ આશિર્વચન આપી પુલની ચાંપ ફેરવવા કહ્યું.

"મહારાજ, આપ અત્યારે ક્યાંથી ? આપને હું નમસ્કાર કરૂં છું. પરન્તુ આપની સાથે આ યુવક કોણ છે ? આ સરદારને તો હું સારી રીતે ઓળખું છું." પહેરેગીરે આવકાર આપતાં સવાલ કર્યો.

"તે મારા એક મિત્રનો પુત્ર છે, અને આપણા ઠાકોરના ખાસ જંગલના રખેવાળ જયસિંહને ત્યાં રહે છે. ઠાકોરની મુલાકાત લેવા તેની ઇચ્છા થઈ આવી છે." સન્યાસી બાવાએ સમયને અનુસરીને ઉત્તર આપ્યો.

તુરત જ ચાંપ ફેરવવામાં આવી અને પુલ તેની મેળે જ ખાઇ ઉપર ગોઠવાઇ ગયો. ત્રણે મુસાફિરો કિલ્લામાં દાખલ થઇ ગયા. વીરસિંહ ઠાકોરની હવેલી પાસે ગયો. પહેરેગીરને વરદી આપવા કહ્યું પરન્તુ પહેરેગીરે તેના ઉત્તરમાં જણાવ્યું કે " બાપુ, આપને હાલ તુરત જ ઠાકોર સાહેબને મળવું હોય તો તે અગાઉ આપે જરા મારી વિનતી ઉપર ધ્યાન આપવાનું છે. હમણાં જ કોઇ કાર્યમાં ખલેલ આવવાથી ઠાકોર સાહેબ બહુ જ ખીજવાઇ ગયા છે અને હાલ તેઓ શયનાગારમાં છે. જો આપને કોઇ રાજી ખુશીના સમાચાર જણાવવાના હોય તો તો હું હાલ જ આપને માટે વરદી આપું; નહિતો મારી નમ્ર સમજ મુજબ આપે આપની મુલાકાત આજનો દિવસ મુલતવી રાખવી."

" શું ઠાકોર સાહેબની તબીઅત કાંઈ નરમ છે ?" સન્યાસી બાવાએ સવાલ કર્યો.

" એ જ દુઃખ છે કે તેમની પ્રકૃતિમાં ક્યારે અને શાથી વિકૃતિ થાય છે તે સમજાતું નથી." તે હજુરીઆએ જવાબ આપ્યો. " જો ઠાકોર સાહેબ એકલા પડે તો તે તુરત જ દાંત કચકચાવે છે અને હજુરીઆઓ ઉપર ગુસ્સે થઇને તેમને પાસે બોલાવે છે; જો તેમની પાસે જ રહીએ છીએ તો એકદમ ગુસ્સે થાય છે અને જે કોઇ તે નામદારને રાજી કરવાનો એક શબ્દ પણ બોલે છે તેને તુરત જ મોતની સજા ફરમાવી નાંખે છે ! જુઓ સાહેબ, મને તો ઠાકોર સાહેબની પ્રકૃતિનો જે અનુભવ હતો તે આપને જણાવી દીધો. હવે જેવી આપની ઇચ્છા. જ્યારથી તે નામદારને, બે સાધુઓને બચાવવા જતાં માથામાં એક ઘા લાગ્યો છે ત્યારથી તો તે નામદારની ધીરજ અગર વ્યવહાર સમજ જાણે હવામાં ઉડી ગયાં છે !"

" ઠાકોર સાહેબના ગુસ્સાની મને જરા પણ દરકાર નથી." વીરસિંહે કહ્યું. " હું તો બસ તે નામદારને એકદમ મળવા માંગુ છું."

" જેવી આપની મરજી." હજુરીઓ કે જેના ચ્હેરા ઉપર સ્હેજ હાસ્યની છટા જણાતી હતી તેણે ઉત્તર આપ્યો. તેણે હવે વરદી કહેવરાવવાને શયનાગાર પાસે પહેરો ભરતા એક પહેરેગીરને ફરમાવ્યું. આ પહેરેગીરને ત્યાં બધા મૂર્ખસિંહ કહીને બોલાવતા હતા, જો કે તેનું ખરૂં નામ તો બીરદેવ હતું. તેના હાથ નીચે ૫૦ સૈનિકો હતા.

બહાર વીરસિંહ અને તેના બે મિત્રો ઉભા છે. એવામાં ઠાકોર સાહેબનો ખાસ હજુરી આવી પહોંચ્યો. વીરસિંહની ઇચ્છાથી તેણે ઠાકોર સાહેબની પ્રકૃતિનું નીચે મુજબ વર્ણન કર્યું : " એઓની પ્રકૃતિ જ વિચિત્ર

પ્રકારની છે. વ્યાઘ્રની પેઠે જ તાડુકો અને ક્રોધ કરવાનો સ્વભાવ છે. તે નામદારને થયેલા જખમ ઉપરનો પાટો વારંવાર બદલાવવો પડે છે અને તે કામ મને જ સોંપવામાં આવે છે. મક્ષિકાના સ્પર્શથી પણ તે નામદારનો ક્રોધ તીવ્ર થાય છે, અને મને પણ જો પાટો બાંધતાં કાંઈ ગફલત જણાય તો તુરત કટાર ખુલ્લી કરી બતાવે છે!"

"સાહેબ, આથી જ હું કહું છું કે આપે આજ સાંજે તે નામદારની હજુરમાં જવું નહિ, પરન્તુ એક દિવસ રાહ જોવી."

"નહિ, બસ હું એક પળ પણ રાહ જોવાનો નથી. એકદમ મને તે નામદારની હજુરમાં લઈ જાઓ."

"આપનો એટલો બધો આગ્રહ છે?"

"હા, હા; બસ મારો એવો જ આગ્રહ છે."

"ઈશ્વર આપનું સંરક્ષણ કરો!" હસ્ત જોડી તે હજુરીઆએ આશિર્વચન ઉચ્ચાર્યું. અને એટલામાં જ તે પહેરેગીર આવીને અંદર દાખલ થવા વરદી આપી. મૂર્ખસિંહ ઠાકોરની પ્રકૃતિ બરાબર જાણતો હોવાથી તેના પેટમાં ફાળ પડી હતી, અને તેને અંદરથી બહુ જ ભીતિ લાગી હતી. તે સારી રીતે જાણતો હતો કે મુલાકાત લેવા આવનાર કરતાં પણ ઓળખાવનાર ઉપર ઠાકોર સાહેબનો ગુસ્સો વધારે થાય છે!

"ત્યારે આપના આગમનની રાહ તો ઠાકોર સાહેબે જોઈ હશે?" મૂર્ખસિંહે હવે વીરસિંહના પરિચય માટેની તૈયારી કરવા માંડી.

"નહિ;" ટુંકામાં પત્યું!

"મહેરબાની કરીને આપ અહીં ઉભા રહો તો તે નામદારને હું ખબર આપું."

"નહિ, હું તારી પાછળ જ આવું છું. ચાલ્ય આગળ."

"ઓ બાપરે! આ તો મારી કમબખ્તી જ આવી!" તે પહેરેગીરે મનમાં વિચાર્યું. વીરસિંહ તે પહેરેગીરની પાછળ ચાલ્યો અને અમરસિંહ તથા સન્યાસી બાવા બહાર જ ઉભા. આખરે દામોદરબારથીએ વિચાર કરી, કોઈ સૈનિકના મકાનની પુછપરછ કરી અને તેનો પત્તો મેળવ્યો. અમરસિંહ પણ તેની પાછળ ચાલ્યો. એક બે માળના મકાન આગળ જઈ સન્યાસીએ બુમ પાડી, એટલે એક ચૌદથી પંદર વર્ષની જુવાન્ બાળા બહાર આવી અને સન્યાસીને હસતા વદને નમસ્કાર કર્યા. અમરસિંહ તથા સન્યાસી બન્ને તે મકાનમાં દાખલ થયા. અમરસિંહના આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

સન્યાસીબાવા એક પલંગ ઉપર બેઠા અને તે બાળા પણ સામે એક

બીજા ખાટલા ઉપર બેઠી. અમરસિંહ એક બાજુએ ઉભો ઉભો ચરિત્ર જોવા લાગ્યો. સન્યાસીબાવાએ ગીતાજીનો પાઠ શરૂ કર્યો. પરન્તુ તેમનું ધ્યાન પાઠ વાંચવામાં હતું જ નહિ ! વચમાં વચમાં તે પેલી બાળાના સામું જોતા હતા અને હાથથી અડપલાં પણ કરતા હતા ! બિચારી બાળા કાંઇક સમજતી પરન્તુ બીજા કોઇ પુરૂષનો પરિચય નહીં હોવાથી સન્યાસી બાવાને માટે તેણે કાંઇ પણ ફરિયાદ પોતાના પિતાની સમક્ષ કરી નહોતી. પરન્તુ અમરસિંહને જોતાં જ તે યુવતીના વિકારો તીવ્રતર થયા. તેણે સન્યાસી બાવાનો એક બે વખત તુચ્છકાર કર્યો. પરન્તુ વિષયાન્ધ સન્યાસી તે કળી શકયો નહિ. આ પ્રકાર ચાલતો હતો એવામાં જ મકાનનાં દ્વાર ઉઘડવાનો ધ્વનિ સન્યાસી બાવાને કાને પડયો. એક પહેરેગીર છ સૈનિકો સાથે અંદર દાખલ થયો. પહેરેગીરે યોગ્ય સભ્યતાથી તે યુવતીને પ્રણામ કર્યાં અને આસપાસ નજર કરી બન્ને અજ્ઞાત વ્યક્તિઓને ઉદ્દેશી કહ્યું: "નામદાર ઠાકોર સાહેબની મુલાકાતે હમણાં જે સરદાર આવેલા છે તેમની સાથે તમે જ આવ્યા હતા કે ?"

"હા; અમે જ તે સરદારના મિત્ર થઇએ છીએ." જરા પણ ડર નહીં રાખતા અમરસિંહે જવાબ આપ્યો.

"એટલે તમારે એમ પૂછવાનું શું કારણ છે ?" સન્યાસી બાવાએ દમ કર્યો.

"તમે બન્ને જણ મારી સાથે તે નામદારની હજુરમાં ચાલો."

"કેમ શા કારણથી ?" સન્યાસીએ કારણ પૂછ્યું.

"કારણ બારણની મને ખબર નથી. મને તો માત્ર એવો હુકમ મળેલો છે. મહેરબાની કરી મારી પાછળ ચાલો."

અમરસિંહ અને સન્યાસીબાવા હુકમને તાબે થયા અને તે પહેરગીરની પાછળ ચાલ્યા.

અનેક ગલીકુંચીઓ વટાવી તથા શસ્ત્રાગારો પસાર કરી તે મંડળ ઠાકોરની ડેલી પાસે આવ્યું. અંદર દાખલ થઇ ના. ઠાકોરના અવાસના દ્વાર પાસે તેઓ આવી પહોંચ્યા. "મારી પાછળ જ ચાલ્યા આવો." પહેરેગીર મૂર્ખસિંહે બન્નેને ફરમાવ્યું.

"ચાલો જલદી દાખલ થાઓ, લુચ્ચા હરામખોરો, ચોરટાઓ !" અંદરથી ઠાકોરે ક્રૂર અવાજે કહ્યું. "મૂર્ખસિંહ ! દાખલ કર."

પહેરેગીરે બન્નેને અંદર દાખલ કર્યાં. ઠાકોર પોતે ઢોલીયા ઉપર હુક્કો ગગડાવતા બેઠા હતા.

"ઠીક હરામખોરો તમે હમણાં આવ્યા! પણ અલ્યા મૂર્ખસિંહ! મેં તને મોકલ્યો ત્યારનો તું શું કરતો હતો?" મૂર્ખસિંહ સામે ડોળા ઘુરકાવીને ઠાકોર બોલ્યા.

"બાપુ, આપના હુકમને માન આપી–"

"કુતરા જૂઠું બોલે છે! ત્રણ કલાક સુધી મને ખોટી કરીને પાછો નકામાં બહાનાં કાઢે છે?"

"ત્રણ કલાક! આપ નામદારની ખરેખર કાંઈક ભૂલ થાય છે! આ લોકોને લાવવાનો આપે હુકમ કર્યો તેને પાંચ મીનીટ પણ થઇ નથી." મૂર્ખસિંહે નમ્રતા અને ભીતિથી કહ્યું.

"અરે ઉદ્ધત ગુલામ! શું મારી પાસે તું અસત્ય બોલવાની હીંમત કરે છે? અને તે પણ મારી સામે જ? સીપાઇઓ! શું જુઓ છો?" પાસે ઉભેલા બીજા થરથર ધ્રુજતા સીપાઇઓ તરફ નજર કરી ઠાકોરે ફરમાન કર્યું. "આ ફીતુરીને પકડો, તેનાં હથિઆર છીનવી લો અને એક અંધારી કોટડીમાં પુરો; જો જરાય સામો થાય તો તેને તુરંગમાં જ પુરી મુકો! ચાલો જલદી કરો! હુકમને તાબે થાઓ!"

સીપાઇઓ એક બીજાની સામે જોવા લાગ્યા. પોતાના જ નાયક ઉપર પહેલો હાથ કોણ ઉપાડે છે તે માટે બધાને મુંઝવણ થઇ. આખરે બે જણ આગળ વધ્યા અને તે સાથે છએ સીપાઇઓએ મૂર્ખસિંહ ઉપર ધસારો કર્યો! મૂર્ખસિંહ ભયથી મૃતઃપ્રાય થયા જેવો લાગતો હતો અને તદ્દન ચૂપ જ થઇ રહ્યો. એવામાં જ ઠાકોરે તાડુકો કર્યો.

"હરામખોરો! મારા સવાલોનો તેણે જવાબ તો આપ્યો નથી તે પહેલાં તેને સ્પર્શ કરવાની તમે હીંમત કરી?"

સીપાઇઓ તુરત જ પાછા હઠી ગયા.

"બોલ્ય, હવે નાપાક! તારા ઉપર મેં દયા બતાવી અને તારી પદવી રહેવા દીધી, ત્યારે તું કેમ બોલી મરતો નથી કે આ બે કુતરાઓ તે પેલા હરામખોરના જ સોબતીઓ છે કે નહીં?"

"હા; બાપુ."

"અરે જંગલી! તું કેવી રીતે જાણી શક્યો? તને એવી ખબર મળી ક્યાંથી? તને એટલી બધી ખાત્રી થઈ શી રીતે?"

"બાપુ, એમણે જ એ વાત તો કબુલ કરી છે."

"અને મારી આજ્ઞા વગર તેં તેમને પુછી લીધું ખરું કે?"

"મેં એમને મારી સાથે આવવા હુકમ કર્યો એટલે એમણે જ તે કહી દીધું. બાપુ, એમાં મારી શી કસુર?"

"આહા! એમણે કહી દીધું! એમણે જ કહી દીધું!" બિચારા મૂર્ખસિંહના ચાળા પાડતાં આપણા ઠાકોર બોલી ઉઠયા! "કારણ તો બહુ સારૂં જણાવ્યું! ત્યારે તો અજાણ્યો મનુષ્ય જે કાંઈ કહે તે તું માની લે ખરો?"

"મારા ખાવિંદ! મેં ધાર્યું......"

"બસ ચૂપ રહે! લુચ્ચા. ચાલ્ય હવે નીકળ અહીંથી."

મૂર્ખસિંહ હવે ત્યાંથી પાછો ફર્યો અને સીપાઇઓ સાથે એક ખૂણામાં જઇને ઉભો.

"ઉભો રહે" ઠાકોરનો જહાંગીરી હુકમ થયો.

સીપાઇઓ અને તેનો નાયક વચમાં જ ખચકાયા.

"નહિ નહિ, જાઓ ચાલ્યા જાઓ."

મૂર્ખસિંહે ફરીથી આગળ કૂચ કરવાનો હુકમ આપ્યો.

"અરે અધમો! તમે ક્યાં જાઓ છો?"

મૂર્ખસિંહે ફરીથી સીપાઇઓને અટકાવ્યા.

"હરામખોરો, બાયલા, લુચ્ચા, ચાલ્યા જાઓ છો કે નહિ?"

આ વખતે તો સીપાઈઓ એકદમ સટકી ગયા. હવે ઠાકોરના અવાસમાં માત્ર સન્યાસી બાવા અને અમરસિંહ જ રહ્યા.

ઠાકોર અને મૂર્ખસિંહ વચ્ચે ચાલેલા રમુજી સંવાદથી અમરસિંહને કેટલીક ગમ્મત થઈ હતી. તેણે ધ્યાન દઇને આ બધું નાટક સાંભળ્યું હતું! તે તો ચકીત થઈ ગયો હતો, અને માંડવગઢના ઠાકોરના સામે જ એક દ્દષ્ટિથી જોઇ રહ્યો હતો.

લગભગ ૫૦ વર્ષની વય, મધ્યમસર ઉંચાઇ, ઝીણી અને તેજસ્વી આંખો, ગરૂડ પક્ષીની ચંચૂ જેવી નાસિકા, લાંબી મૂછો અને કાળી ભમરો, તેજસ્વી અને ભવ્ય કપાળ, રાતોચોળ ચહેરો અને જંગલી મનુષ્યને મળતી રીતભાત—આટલાં વાનાંની કલ્પના કરો અને માંડવગઢના ઠાકોર દુર્જનસાલની મૂર્તિ તમારા નેત્રો સમક્ષ ખડી થયેલી જણાશે. તેના બોલને જરા પણ ઉલટાવનાર ઉપર ક્રોધની સીમા રહેતી નહીં. તેને પસંદ ન પડે તેવી નજર, શબ્દ અગર એવી કોઇ પણ ચેષ્ટા કરનારનો તે જીવન પર્યંત શત્રુ બની જતો.

હવે આપણા બે મિત્રોની તપાસ શરૂ થઈ અને ઠાકોરનો ચહેરો વધુ રાતો થઈ ગયો.

"અરે જંગલના વરૂ! પહેલો તું જ આગળ આવ્ય; અલ્યા એ, ભટકતા જોગટા! તું એ આમ ઉભો રહે. મને આશા છે કે તમે બન્ને જણ કાંઇ પણ અસત્ય બોલ્યા વગર અને જરાય ગરબડ કર્યા વિના, આ મારા કિલ્લામાં પ્રવેશ કર્યાનું કારણ કહેશો." ઠાકોરે ધીમા સ્વરે કહ્યું. "તમે લુંટ કરવાની એવી કેવી યોજના ઘડી છે કે જેથી એકે જંગલ છોડીને અહીં આવવાની અને બીજાએ પોતાની ગુફા મુકીને અહીંઆ પ્રવેશ કરવાની હીંમત કરી છે! બોલી દો, અને સત્ય જ બોલો, નહિ તો મુંગાની પાસે પણ બોલાવવાની કળા હું જાણું છું અને હું મારી કુળદેવીના શપથ લઇને કહું છું કે તે કળા તમારા ઊપર અજમાવવી પડશે."

અમરસિંહે તિરસ્કાર ભરેલી નજરે ઠાકોરના સામું જોયું, અને કાંઇ જવાબ આપ્યો નહિ. સન્યાસી બાવા પણ ચૂપ રહ્યા પણ તેમણે પોતાનો દંડ બરાબર બે હાથની વચ્ચે પકડ્યો. દંડ વડે જ સન્યાસી બાવા પોતાની ભવ્યતા બતાવવાનો પ્રયત્ન કરતા હતા.

"ઓ તારીની! એકે જણ જવાબ આપતો નથી. ઉલટા તમે બ્હીડાવો છો ખરૂં કે?" ઠાકોરે તાડુકો કર્યો. "અને તમે મને તમારી મુલાકાતનું માન શા માટે આપ્યું તેનું કારણ મને જણાવવું નથી, એમને? સજ્જનો! મને સ્પષ્ટ જ કહી દેવા દો કે તમારી જોડી તો બરાબર મળી છે—એક હરામખોર બહારવટીઓ અને બીજો રાખમાં ભટકતો ભીખારી!"

"ઠાકોર, તમે ખોટું બોલોછો." અમરસિંહે હિંમતથી ઉત્તર આપ્યો. "હું કાંઇ હરામખોર બહારવટીઓ નથી તેમ આ સન્યાસી છે; ભટકતો ભીખારી નથી; તમે અસત્ય બોલોછો!"

"નીચ ગુલામ!"

"ઠાકોર, તમે ફરીથી જુઠું બોલોછો; હું તમારો કે બીજા કોઇનો પણ ગુલામ નથી. અને જો આ સન્યાસી પોતાનો હાથ લાંબો કરશે તો તે પણ તમારી પાસેથી ભિક્ષા લેવાને નહિ કરે!"

સન્યાસી બાવાએ દંડને બરાબર કર્યો.

"આહા! હા! જંગલનો રહેનારો આ જંગલી કૂતરો મને દમ ભરાવવાની–મારૂં અપમાન કરવાની હીંમત કરે છે!" ગુસ્સાથી તપી ગયેલા ઠાકોરે હવે મોટેથી બોલવા માંડ્યું.

"અરે બહાર, કોણ છે? આ બન્ને જણના કાનમાં ખીલા ઠોકો અને તેમને કિલ્લાની પૂર્વના દરવાજે લટકાવી દો; તથા લોખંડનો સળીયો ધગધગાવી સો ડામ દો."

અમરસિંહ ક્રોધથી રાતો પીળો થઇ ગયો હતો પરન્તુ તેણે ચૂપકી પકડી; ઠાકોરની સામું જ તે જોઇ રહ્યો અને ભાથામાંથી એક તીર કાઢ્યું. ઠાકોર ત્યાંથી ઉઠ્યા પરન્તુ અમરસિંહનો ઇરાદો તેના કળ્યામાં આવી શક્યો નથી. અમરસિંહની પાસે આવી એક પળવાર વિચાર કરી ઠાકોરે કહ્યું: "તું હજુ યુવાન્ છે તેથી મને દયા આવે છે અને તેં જો કે ઉદ્ધતાઇ બતાવી છે છતાં હું તને હાલ તો કેદખાનામાં નંખાવીશ નહિ; પરન્તુ મારા સવાલના જવાબ તારે આપવા જ પડશે અને જવાબ આપતી વખતે ત્યારે યાદ રાખવું કે, કે હું તારી જીંદગી બચાવું છું તે માત્ર મારા ભલા અને દયાળુ અંતઃકરણને લીધે જ."

"આપ નામદારે એમ ધારવાનું નથી કે હું આપના પુરેપુરા કબજામાં આવી ગયો છું." તિરસ્કારભરી નજરે અને ઠંડા પેટે અમરસિંહે જવાબ આપ્યો; "અને તેની સાબીતી એ જ છે કે આપના બધા સવાલોનો જવાબ આપવાની હું સ્પષ્ટ ના પાડું છું."

નોકરોને ગુલામ જેવા ગણવાની પ્રકૃતિવાળા અને જગતના બધા પ્રાણીઓને પોતાનાથી નિર્બળ માનનારા દુર્જનસાલથી અમરસિંહના આ શબ્દો સહન થઇ શક્યા નહિ. જાણે કોઇ ચમત્કાર નજરે પડ્યો હોય તેમ તે ત્યાં ને ત્યાં જ સ્તબ્ધ બની ગયો. આખરે તેના મગજમાં રમી રહેલા જુસ્સાભેરના વિચારો ઉદ્દગારવાટે નીકળવા માંડ્યા. "આહા! આહા!" મોટેથી હસી પડી દુર્જનસાલ બોલ્યો, "શું મારા કાબુમાં નથી આવ્યો ખરૂંને બચ્ચાજી? અરે તું હમણાં જ ચૂપ થઇ જઇશ, વર્ણશંકર વાંદર! એક શબ્દ કે મારી એક નિશાનીથી હું તને કારાગૃહમાં મોકલી દઇશ...હું તને મારા પોતાના હાથે જ ગુંગળાવી દઇશ!"

ચ્હેરા ઉપર જરા પણ ભયનું ચિન્હ બતાવ્યા સીવાય શાન્ત પ્રકૃતિ રાખીને બહાદૂર અમરસિંહે કામઠા ઉપર તીર ચડાવ્યું અને ઠાકોર ઉપર તે ફેંકવાની તૈયારીમાં હતો એવામાં જ સન્યાસી બાવા બોલી ઉઠ્યા. "મને ભરોંસો છે કે આપે જે ધમકી હમણાં આપી છે તેને આપ અમલમાં મૂકશો નહિ."

ઠાકોરનું ધ્યાન તે તરફ ખેંચાયું અને અમરસિંહ પણ તીર છોડવાનું રહેવા દઇ તે તરફ જ જોઇ રહ્યો. જંગલી વરૂને જેમ નવો શિકાર મળે તેમ ઠાકોર સન્યાસી તરફ વળ્યા: "અરે ભીખ માગીને ભટકી ખાનારા જોગટા! તારી સર્પના જેવી જીવ્હાને જરા વશ રાખ!" સન્યાસીના બન્ને ખભા ઝાલી તેને હલમલાવી ઠાકોર બોલ્યા. "ખરેખર! આવા હરામનું ખાનારાઓને જ લોકો સન્યાસી કહે છે!"

"ઠાકોર સાહેબ, હું તમારા અભિપ્રાયને બીલકુલ મળતો થતો નથી." સન્યાસી બાવાએ ટકોર કરી, "અને હું માનપૂર્વક જણાવવાની રજા લઉં છું કે આપનું દૃષ્ટિબિંદુ સર્વથા ખોટું છે એટલું જ નહિ પરન્તુ તેમાં ડહાપણની તદ્દન ખામી છે. કદાચ આપને કાંઇ ઉન્માદ થવાથી આપની સમજશક્તિ હમણાં હવામાં અદ્ધર ઉડી ગઈ હોય એમ લાગે છે! કદાચ મધના સિશાના તળીએ પણ જઇને બેઠી હોય!"

ઠાકોરના ક્રોધની હવે સીમા ન રહી. પાસે જ પડેલું એક કામઠું તેણે છુટું ફેંક્યું અને સન્યાસી બાવાને તેનો પ્રહાર લાગ્યો. જવાબમાં બાવાએ પણ પોતાનો દંડ ઉગામી ઠાકોરને પ્રસાદી ચખાડી. ઠાકોર હવે બે હાથ ઉંચા કુધા અને મોટેથી ગર્જના કરી. દીવાલ ઉપર લટકાવેલી તરવાર લેવા ગયા પણ સન્યાસીએ તે તરવાર લેવા વખત આપ્યો નહિ. ઠાકોરની વાંસે જ દંડ લઇને દોડ્યા. ઠાકોર આગળ અને સન્યાસી પાછળ એમ ત્યાં દોડાદોડી ચાલી. આખરે ઠાકોરે મદદ માટે બુમો પાડી અને પહેરેગીર મૂર્ખસિંહ દ્વારમાં જણાયો. પરન્તુ ઠાકોરની રજા સીવાય અંદર આવવાનો રીવાજ નહોતો! ઠાકોરને બચાવવાને પણ મૂર્ખસિંહે હુકમ વિના અંદર પ્રવેશ કરવાની હીંમત કરી નહિ! આખરે મૂર્ખસિંહે બહાદુરી બતાવી અને સન્યાસી બાવાને પકડ્યા. ઠાકોરે પહેરેગીરને સાબાશી આપવાને બદલે ગાળો અને લાતોનો વર્ષાદ વર્ષાવ્યો! મૂર્ખસિંહ તેની સામે કાંઇ પણ બોલી શક્યો નહિ—કારણકે તે સમયે રાજાઓ, સરદારો અને ઠાકોરો વગેરેનું અંગ એટલું તો પવિત્ર મનાતું કે તેમના તાબાના મનુષ્યોથી તેની સામે એક આંગળી પણ ઉંચી થઇ શકતી નહિ. આખરે દોડાદોડીથી ચડેલો શ્વાસ ઉતારવાને ઠાકોર દુર્જનસાલ એક જગોએ થોભી ગયા અને બન્નેને કેદમાં નાંખવાનો હુકમ ફરમાવ્યો.

ઠાકોરના પંજામાંથી છુટવા પામેલો મૂર્ખસિંહ તુરત જ બે કેદીઓને લઈ, પોતાના બીજા સીપાઇઓ સાથે એક પળવારમાં જ અદૃશ્ય થઈ ગયો. પરન્તુ સીપાઇઓને ગફલતમાં નાંખી સન્યાસી બાવા માર્ગમાંથી જ છટકી ગયા. અમરસિંહ ગીત ગાતો ગાતો ખુશીથી કારાગૃહમાં દાખલ થયો.

---

## પ્રકરણ ૬ ઠું.

## પ્રેમી યુગલ.

કેટલાક સમય સુધી આ તરૂણ કેદીએ બહારના કેટલાક અવાજો સાંભળ્યા અને આખરે જ્યારે શસ્ત્રબંધી સૈનિકોએ પોતાના પહેરા ઉપરથી પ્રયાણ કર્યું અને ત્યાં શાન્તિ પ્રસરી ત્યારે તે પોતાની સ્થિતિની ગંભીરતાનો

વિચાર કરવા લાગ્યો. દુર્જનસાલનો ક્રોધ અગર તેની ઇલરાજીથી તેના મન ઉપર બહુ અસર થઇ નહોતી; પરન્તુ તે ઉમરાવ દીલના યુવકને પોતાના ધર્મપિતામાતાની જ ચિન્તાએ વધુ ચિન્તામાં નાંખ્યો. તે લોકો તેના માટે રાત દિવસ અને કેટલાએ દિવસ શોધ કરશે અને શોકમાં જ લીન રહેશે, આજ વિચારે તેને આ ભયંકર કારાગૃહમાંથી ગમે તે પ્રકારે મુક્તિ મેળવવાને પ્રેર્યો; અને પીંજરમાં જેમ એક તરૂણ સિંહ પુરાયો હોય તેની પેઠે, કારાગૃહની જાળીઓ, દ્વાર, તથા બીજા કોઇ પણ સાધનવડે ત્યાંથી મુક્તિ મળે તેને સારૂ તેણે પ્રયત્ન કર્યો. કારાગૃહમાં પ્રકાશ આવવાના ત્રણ માર્ગ હતા. એક તો તેનું દ્વાર, બીજો તેની ઉપર એક નાની જાળી અને ત્રીજો માર્ગ તેની સામેની એક બારીનો હતો. એક મેજ, એક નાની પાટલી અને એક સાદડી એટલા વાનાં કેદીને માટે રાખવામાં આવ્યાં હતાં.

“ખરૂં પુછો તો, ઠાકોર જેટલો અન્યાયી છે એટલો બધો તે ઘાતકી નથી.” અમરસિંહે પોતાના મનમાં જ કહ્યું. “કારણકે મારા હાથપગનો ઉપયોગ કરવાની છૂટ તેણે લઇ લીધી નથી. મને આ જાળીએ ચડીને જોવા તો દે કે બહાર શું બને છે.”

મેજ ઉપર પાટલી મુકીને, તે ઉપર ચડી, અમરસિંહ જાળીના સળીઆને વળગી પડ્યો. અરે પણ આ શું? જાળીના સળીઆ લોખંડના જણાતા નથી! આતો કાષ્ટના છે અને તે ઉપર માત્ર ડામર લગાડેલો છે. વળી તે પાણીના સપાટાઓ લાગવાથી અને ઘણાં વર્ષોના જુના હોવાથી સળેલા છે! તેણે બે ત્રણ સળીઆઓને સહેજે જ હલાતી જોયા, અને તેના આનંદનો પાર રહ્યો નહિ. પરન્તુ તે અધીરો બન્યો નહિ. એક સળીઓ ખસેડી પોતાનું મસ્તક અંદર ઘાલી આસપાસ નજર કરી જોઇ કે વખતે કોઇ પહેરેગીર તો નથી ને? અમરસિંહની આ ભ્રાંતિ ખરી હતી. દ્વાર આગળ કોઇનો પગરવ સંભળાયો અને તેણે ત્યાં નજર કરી તુરત જ ડોકું અંદર લઇ લેઇ તેણે સળીઆને પાછો તેની જગાએ ગોઠવી દીધો.

“જો તે સીપાઇ આ પ્રમાણે આખી રાત્રી પહેરો ભરતો રહેશે તો હું પણ આવી જ રીતે આખી રાત રહેવાનો. જો હું અત્યારે અહીંથી કુદી પડું તો તો નક્કી સપડાઇ જ જાઉં.” અમરસિંહ વિચાર કરવા લાગ્યો, પરન્તુ પાંચેક મીનીટ વ્યતીત થયા બાદ સીપાઇનો પગરવ બંધ થઇ ગયો અને જાણે તે ત્યાંથી પલાયન થઇ ગયો હોય એમ લાગ્યું. પરન્તુ અમરસિંહ શિકારના કાર્યમાં કુશળ હતો. તે કાંઇ આવી રીતે ઠગાય તેમ નહોતું. એટલે તેણે ફરીથી પોતાની નજરે જ જોવાનું ધાર્યું અને જાળીમાંથી આસ્તે

રહી ડોકીયું કર્યું. સારૂં થયું કે તેણે આટલી સાવચેતી રાખી, કારણકે એકને બદલે, તે યુવકે ત્યાં બે સીપાઇઓને પહેરો ભરતા દીઠા!

આજ સમયે મૂર્ખસિંહની પુત્રી જસી, એક હાથમાં મશાલ અને બીજા હાથમાં કાંઇક ખોરાકની વસ્તુ લઇને કારાગૃહ તરફ આવતી જણાઈ. જાળીઆમાંથી બહાર દેખાતા અમરસિંહના મુખને જોઇને તેણે આશ્ચર્યનો ઉદ્‌ગાર કાઢયો. અમરસિંહ પણ જસીનો ચ્હેરો જોતાં જ, વૃક્ષ ઉપરથી જેમ સૂકું પાન પડે, તેની પેઠે જમીન ઉપર કૂદી પડ્યો અને દ્વાર આગળ આવી, શું બને છે તે સાંભળવાને કાન ધર્યા. જસીના પગરવથી, તેના કૂદકાનો અવાજ સીપાઇઓને કાને પડી શક્યો નહોતો. તે યુવતીએ સીપાઇઓની સાથે વાર્તાલાપ ચલાવ્યો.

અમરસિંહ હવે મેજ અને પાટલીને, તેની જગોએ મુકી દેવા લાગ્યો, અને તેમ કરતાં કરતાં ગીત પણ લલકારવા મંડ્યો. તેનો રાગ મધુર હતો અને સાંભળનારને અતિ આલ્હાદ આપનાર હતો. જસીને કારાગૃહમાં દાખલ થવામાં બહુ પરિશ્રમ પડ્યો નહિ. તેણે સીપાઇઓને સમજાવી દીધા અને કેદીની સાથે થોડો સમય એકાંત ગાળવાની રજા લીધી.

“ઠીક, ત્યારે અમરસિંહ! તમે અહીંઆ બરાબર સપડાયા છો.” પોતાની પાછળ દ્વાર બંધ કરતી જસી બોલી, “અહીં તમે પીંજરામાંની કોયલ જેવા છો અને પીંજરૂં ઉઘડવું પણ મુસ્કેલ છે, કારણકે ઠાકોરનો ગુસ્સો અતિ ભયંકર છે. તે શપથ ઉપર શપથ લીધે જાય છે, તાડુકાઓ કરે છે અને તમને સખ્ત શિક્ષા કરવાની પ્રતિજ્ઞા લીધી છે.”

“જસી, ગમે તે થાઓ પણ તું અહીં મારી સાથે જ રહે તો મારી મુક્તિની મને જરા પણ ચિન્તા થશે નહિ.” જસીના હાવભાવથી મુગ્ધ બનેલા અમરસિંહે જવાબ આપ્યો.

“અમરસિંહ, નહિ નહિ. આટલી બધી ઉતાવળ કરવાની નથી.” અમરસિંહના હાથમાંથી છુટી થતાં જસીએ જવાબ આપ્યો. “આ કાંઇ ખરા રાજપુતને છાજે તેવું વર્તન ગણી શકાય નહિ.”

“જસી! મને ક્ષમા કર! મને તારો ચ્હેરો એવો તો સુંદર અને મનોહર લાગે છે, પરન્તુ હવે આપણે હાલની સ્થિતિ વિષે જ વાત કરવાની જરૂર છે. તું જરા આ ચટાઈ ઉપર મારી સાથે જ બેસ. તે વિના મારૂં ચિત્ત શાન્ત થશે નહિ. પહેલાં મને એ જ જણાવી દે કે વીરસિંહ અને પેલા બન્ને સન્યાસીનું શું થયું છે? તેમની મારા જેવી હાલત તો નથી ને?”

“વ્હાલા અમરસિંહ! બિચારા ધનવીરસિંહની દશા તો તમારા ક-

રતાં પણ બુરી છે. જે કારાગૃહમાં તેમને પુરવામાં આવ્યા છે તે આથી પણ વિશેષ ભયાનક છે. પરન્તુ વીરસિંહે પણ અતિ અવિચારી કૃત્ય કર્યું હતું એમ મારે પણ કહેવું જ પડશે. ઠાકોર દુર્જનસાલને તેમણે મ્હોંડા મ્હોંડ જણાવી દીધું કે "અરે બાયલા! હું તારી પુત્રી માનકુંવર સાથે જ લગ્ન કરવાનો છું અને તારાથી જે થાય તે કરી લેજે!" તેમના શબ્દો ઉચ્ચારવાની પળે જ હું રાજકુમારી માનકુંવરને સાથે લઇ ત્યાં દાખલ થઇ. માનકુંવરને જોતાં જ વીરસિંહ તો પોતાના દેહનું ભાન ભૂલી ગયા અને એકદમ તેની તરફ ધસ્યા! મુખમાંથી ગાંડાં કાઢવા લાગ્યા કે 'વ્હાલી! હું તને લીધા વિના કદાપિ કાળે જવાનો નથી!' માનકુંવર પણ શરમાઇ ગઇ. સમયસૂચકતા વાપરી હું માનકુંવરને ત્યાંથી તુરત જ બહાર લઇ ગઇ. પાછળથી રાજકુમારીની જ આજ્ઞા થતાં, મેં વીરસિંહનો પત્તો મેળવ્યો અને મારા જણાવ્યા પ્રમાણે તે એક કેદી બન્યા છે. સન્યાસી બાવો તો છુટો છે અને તેણે જ મને તમારો આ પત્તો મેળવી આપ્યો છે. હવે હું તમને જ........."

"મને અહીંથી મુક્ત કરવા? કેમ એમજ ને? હું તારો બહુ જ આભારી છું. પરમેશ્વર પાંસરો પડશે તો મારા બધા શત્રુઓ અંધ જ બની જશે અને હું થોડા જ સમયમાં આ ભયંકર કારાગૃહમાંથી મુક્ત થઇશ."

"ત્યારે તમને મુક્ત થવાની આટલી બધી ખાત્રી છે? આવા કારાગૃહમાંથી છુટવાની આશા જ મૂકી દેજો. બહાર તો બે પહેરેગીરોનો સતત પહેરો રહે છે." જસીએ અમરસિંહની હિંમતની કીંમત જોવા મુશ્કેલીઓ બતાવી.

"કદાપિ એને બદલે બારસો પહેરેગીરો હોય તો પણ હું ડરી જાઉં તેમ નથી." અમરસિંહે પણ તેવો જ જવાબ આપ્યો. "વૃક્ષ ઉપર હું એક ખીસકોલીની પેઠે ચઢી જાઉં છું અને સસલાની પેઠે ખાઇઓને કુદી જવાની મને ટેવ પડેલી છે." આમ કહી, તેણે જાળીઆના સળીઆમાંથી બહાર પડવાની યોજના જણાવી. જસીની ખાત્રી થઇ કે જો પહેરેગીરોની સરતચૂક થાય તો જરૂર અમરસિંહ અહીંથી મુક્ત થઇ શકે. પહેરેગીરોને અફીણની કેફમાં નાંખવાનું તેણે માથે લીધું અને પછી અમરસિંહે જાળીઆમાંથી નીચે કૂદી પડી ખાઇની પેલી તરફ જઇને એક વટવૃક્ષ નીચે જસીને મળવું એવો સંકેત નક્કી થયો.

રાત્રીના બે વાગ્યા હતા અને પહેરેગીરોની આંખોમાં નિદ્રાદેવીનો વાસ થવાની તૈયારી જણાતી હતી. જસી બહાર નીકળી બન્ને જણને હાવભાવથી મોહિત કર્યા અને કસુંબો કરી બન્નેને પાયો. અંધારી રાત્રે, એકાંતમાં,

આખી રાત્રીના ઉજાગરાથી અને અફીણના કેફથી બન્ને પહેરેગીરો અર્ધનિદ્રિત સ્થિતિમાં આવી ગયા. જસીએ સીસોટી મારી અને અમરસિંહ જાળીઆમાંથી બહાર કૂદી પડયો. એક પહેરેગીરે શંકા આવતાં જસીને સાવચેત રહેવાનું કહ્યું પણ જસીએ સારૂં કહી ત્યાંથી અગીઆરા ગણ્યા. બન્ને જણુ સંકેતસ્થાને જઇ પહોંચ્યાં. અમરસિંહ માર્ગથી કેવળ અજ્ઞાત હતો એટલે જસીની મદદ વિના તેનાથી જરાપણ આગળ વધી શકાય તેમ નહોતું.

બન્ને જણાં રાજકુમારીના અંતઃપુર તરફ ચાલ્યાં. અંતઃપુરમાં જવાનો માર્ગ જરા લાંબો હતો. લગભગ એક કલાક વીતી ગયા બાદ તેઓ ને સ્થાન પાસે આવી પહોંચ્યાં. પરન્તુ મધ્યરાત્રીના સમયે અંદર પ્રવેશ કરવાનું કાર્ય કઠિન હતું. રાજકુમારી નિદ્રાવશ હશે એમ ધારી જસીએ ગુપ્ત દ્વારનો આશ્રય લેવા ધાર્યું. તુરત જ પાસેથી ચાવી કાઢી તેણે તે ગુપ્તદ્વાર ખોલ્યું અને દ્વારનો જરા પણ અવાજ ન થાય તેની અત્યંત કાળજી રાખી. અમરસિંહને અંદર પ્રવેશ કરાવી પોતે પણ દાખલ થઈ, પરન્તુ દ્વાર બંધ કરતી વખતે સ્હેજ અવાજ થયો અને પહેરેગીરે બુમ પાડી: "કોણ છે?" આમ બોલી પહેરેગીર તે દ્વારની આજુબાજુમાં આવી તપાસ કરવા લાગ્યો પરન્તુ ત્યાં કોઈનો પણ પગરવ સંભળાયો નહિ. આખરે પોતાની શંકા અસત્ય છે એમ ધારી તે મુખ્ય દ્વાર પાસે આવી પહેરો ભરવા લાગ્યો.

માનકુંવરની હજુરમાં જ રહેનારી અને અંતઃપુરના તમામ ગુપ્તસ્થાનો. સંકેત સ્થાનો, ગુપ્ત માર્ગ વગેરેથી સંપૂર્ણ રીતે માહીતગાર જસી હવે એક બીજા માર્ગે થઇને માનકુંવરના ઠાકોર મંદિરમાં દાખલ થઇ. રાત્રીના એકનો અમલ થવા આવેલો અને ચંદ્રમાના પ્રકાશથી ત્યાં મનુષ્ય મનુષ્યને બરાબર જોઇ શકે તેમ હતું. અમરસિંહ તો અંતઃપુરના આડા અવળા અને સાંકડા માર્ગો જોઇને ચકીત જ થઈ ગયો હતો. જંગલના વિશાળ માર્ગો, ખુલ્લી અને સ્વચ્છ હવા, તથા સ્વચ્છંદે હરવા ફરવાની કુદરતી જ સગવડ ક્યાં અને આ ઉપરથી ભપકાબંધ દેખાતા કેદખાના જેવા મકાનમાં ગોંધાઇ રહેવું તે ક્યાં? ઠાકોર દુર્જનસાલની હજુરમાં જ્યારે તેને ખડો કરવામાં આવ્યો ત્યારે તેને આટલી બધી નૂતનતા ભાસમાન થયેલી નહિ પરન્તુ અન્તઃપુર જોઇને તો તે નગર અને શહેરોનાં જીવન અંતઃકરણથી ધિક્કારવા લાગ્યો.

આ ઠાકોર મંદિર માનકુંવરની માતાએ અંતઃપુરમાં જ પોતાના સ્ત્રીધનના પૈસાથી બંધાવેલું હતું. મંદિરમાં શ્રી રાધાકૃષ્ણની મૂર્તિ પધરાવવામાં આવી હતી અને અંતઃપુરનો તમામ સ્ત્રીવર્ગ એ જ મંદિરમાં ઇશ્વરવંદન તથા ભજન કરતો હતો. માનકુંવર પણ દરરોજ ત્યાં જ પૂજાસેવા કરતી.

જસી જેવી તે મંદિરમાં દાખલ થઇ તેવી જ તેની નજરે માનકુંવર પડી! જસીના આશ્ચર્યને પાર રહ્યો નહિ. આટલી રાત્રે આ એકલી રાજપુત્રી અહીં શા માટે આવી હશે? તે સવાલે તેને નિરૂત્તર બનાવી. તુરત જ અમરસિંહને તેણે એક સ્તંભના ઓથે છુપાવ્યો, અને પોતે પણ પાસેના એક બીજા સ્તંભના ઓથે સંતાઈ ગઈ અને શું બને છે તેની ચર્ચા જોવા લાગી.

રાજપુત સરદારનો પોષાક ધારણ કરનારી એક વ્યક્તિ તુરત જ પાસેના સ્થાનમાંથી નીકળી ત્યાં આવી. માનકુંવરને તે વ્યક્તિ જાણે પૂર્વપરિચિત હોય તેમ તેણે હસીને ઉચ્ચાર કર્યો: "વ્હાલી માન! મારી વ્હાલી!"

માનકુંવર એકદમ હર્ષઘેલી થઇ ગઈ અને તેના કપોળ પ્રદેશ ઉપર લાલી આવી ગઈ. તેણીએ પણ મોટેથી ઉત્તર આપ્યો: "કોણ વીરસિંહ? મારા વ્હાલા ભરથાર વીરસિંહ?" આમ બોલી તે તેને બાઝી પડી.

જસી અને અમરસિંહ તો આ નાટ્ય પ્રયોગ જોઈ આશ્ચર્યચકિત થઈ ગયાં. અન્તઃપુરની રાજકુમારીની ખટપટ જોઇ અમરસિંહ તો આભો જ બની ગયો.

---

## પ્રકરણ ૭ મું.

---

### મેના.

માંડવગઢનો કિલ્લો મુકી હવે આપણે આપણા જયસિંહની ખબર લઇએ. હમીરસિંહે મૃત્યુ સમયે જે જે ભયંકર ઘટનાઓનું વર્ણન કર્યું હતું તેથી જયસિંહના હૃદયને સખ્ત આઘાત થયો હતો. સાંખ્ય શાસ્ત્રનો તેણે સારો અભ્યાસ કર્યો હતો અને હમીરસિંહનાં કૃત્યો સાંભળીને તે અભ્યાસ તાજેતર થયો. સંસાર ઉપરથી તેની વૃત્તિ ઉઠી ગઇ. નિર્દોષ સીતા કે જેને નાનપણથી જ પાળીપોષી તથા કેળવીને મોટી કરી હતી તેનું જીવન હમીરસિંહે ધૂળમાં રગદોળ્યું એ વિચારે તેના હૃદયને હલમલાવી મુક્યું. હમીરસિંહે કહેલી ઘટનાઓમાંથી પોતાની પત્નીને માત્ર કહેવા જેટલી જ કહી અને હમીરસિંહનાં દુષ્કૃત્યો ઉપર તેણે ઢાંકપીછોડો કર્યો કારણકે ગમે તેવો પાપી હોવા છતાં, તે પોતાના સહોદર ભાઈ તરફ કોઇ રીતે તિરસ્કાર તો દર્શાવશે નહિ, એમ જયસિંહ જાણતો હતો. જયસિંહની પત્નીએ સીતા તરફ પોતાની માત્ર સહાનુભૂતિ દર્શાવી.

હમીરસિંહના શબને અગ્નિદાહ દેવામાં જયસિંહે પ્રતિજ્ઞા પ્રમાણે તુલસી અને સુખડનાં કાષ્ઠોનો જ ઉપયોગ કરાવ્યો. તેના શ્રાદ્ધની વિધિ પણ

શક્તિ પ્રમાણે કરાવી. તેનો શોક વિસારે પડી ગયો.

**વીરસિંહની** બ્હેન **મેનાને** જયસિંહના મકાનમાં હવે મુંઝવણ થવા લાગી. પોતાના ભાઈ **વીરસિંહની** કાંઈ બાતમી નહીં મળવાથી તેને ઉદ્વેગ થવા લાગ્યો, અને તે **જયસિંહને** તેની તથા **અમરસિંહની** તપાસ કરાવવાનો આગ્રહ કરવા લાગી. આજે **મેના** બહુ જ ઉદાસીન છે. એક શિકારી કૂતરાને લઈને તે જંગલમાં ફરવા નીકળી છે અને એક ઝાડ નીચે આરામ લેવાને બેઠી છે. પાસે કૂતરો પણ ફર્યા કરે છે. **મેના** નિદ્રાવશ થઈ ગઈ અને તેને અશુભ સ્વપ્નાં આવવા લાગ્યાં. કૂતરો હવે તેના પગ પાસે આવ્યો, તેના ચ્હેરા સામું જોઈ રહ્યો અને તેના દુઃખમાં ભાગ લેવાની ઇચ્છા ધરાવતો હોય તેની પેઠે પોતાનાં નેત્રોને **મેનાની** સામે જ રાખી રહ્યો.

સમય સંધ્યાકાળનો થવા આવ્યો અને સૂર્યનારાયણની સ્વારી અસ્તાચળ પાસે આવી પહોંચી હતી. તેમનાં કિરણોનો પ્રકાશ હવે રતાશમય બની ગયો હતો. અકસ્માત કૂતરાએ પુચ્છ હલાવ્યું અને બે ત્રણ ટચકાં ખાઈ રડવા જેવો અવાજ કર્યો. આ અવાજથી **મેના** જાગૃત થઈ અને જંગલમાં આટલી સાંજ પડતાંસુધી પોતે રહી તે બદલ તેને પશ્ચાત્તાપ થયો. 'જયસિંહ મારી શોધ કરવા નીકળશે તો? મારે ખાતર તે ભલા હૃદયનાં મનુષ્યોને કેટલી બધી હેરાનગતિ પડશે?' એ વિચારોએ તેને ચપળ બનાવી. તુરત જ તેણે કૂતરાને હાંક મારી પોતાની પાછળ આવવાની સૂચના કરી અને પોતે આગળ ચાલવા લાગી. આકાશમાં ઝાંખો પ્રકાશ પાડતા તારાઓનાં દર્શન થવા લાગ્યાથી **મેનાને** પોતાને જંગલમાં બહારવટીઆઓની બીતિ લાગી હતી, પરન્તુ કૂતરો **મેનાની** પાછળ જવાને બદલે બીજી જ દિશામાં જવાને ભસવા લાગ્યો, પોતાનું પુચ્છ આમથી તેમ હલાવવા લાગ્યો; ક્રમે ક્રમે મોટેથી ભસવા લાગ્યો અને **મેનાને** કોઇ શત્રુના અસ્તિત્વનું સૂચન કરતો હોય એમ જણાયું.

ભયથી થરથર ધ્રૂજતી **મેના** કૂતરાનું ભસવાનું કારણ સમજી શકી નહિ, અને તેણે આસપાસ નજર ફેરવવા માંડી, પરન્તુ કોઇ પણ વ્યક્તિનો પગરવ સંભળાયો નહિ. "કદાચ એમ હોય કે **વીરસિંહ** આ તરફ આવતો હોય અને તે સાંભળીને કૂતરો ભસતો હોય." **મેના** મનમાં જ બોલી.

ફરીથી તેણે પોતાની શ્રોત્રેંદ્રિયને સતેજ કરી અને કૂતરાને ચુપ થવા ઇશારત કરી. તેણે હવે હિંમત લાવી બરાબર કાન માંડ્યા અને પોતે નકામી જ બ્હીએ છે એમ ધારી પોતાની જાત માટે હાસ્ય આવતાં, તેણે

આગળ પગલું ભરવા માંડ્યું પરન્તુ એટલામાં જ પાસેની ઝાડીમાંથી કોઇ મનુષ્યનાં પગલાં પડવાનો અવાજ સંભળાયો અને કૂતરો પહેલાંના કરતાં પણ બમણા જોરથી ભસવા લાગ્યો.

રૂખે કોઇ બહારવટીઓ હશે તો સપડાઈ જઇશ એ બ્હીકે તેણે ઝપાટાબંધ પગ ઉપાડવા માંડ્યા અને કૂતરાને પોતાની પાછળ આવવા ઇશારત કરી, પરન્તુ ભયથી ધ્રુજી ગયેલી તથા થાકથી કંટાળી જવાને લીધે તે બહુ દૂર જઇ શકી નહીં અને તે મનુષ્યનો અવાજ સંભળાતાં તો તે મૂર્છા ખાઇ માર્ગમાં જ ઢળી પડી—

"આ કૂતરાને દૂર લઇ લે."

કૂતરો આ પુરૂષની સામે જ ઘુરકી રહ્યો હતો અને કૂદીને તેને બચકું લેવાની તૈયારીમાં હતો.

"તારા આ કૂતરાને બોલાવી લે; હું તને કોઇ પ્રકારની ઇજા કરીશ નહિ."

"તું ખરૂં બોલે છે તેની શી ખાત્રી?" હીંમતથી બોલવાનો પ્રયત્ન કરતી મેનાએ પૂછ્યું.

"જો મારો ઇરાદો તને કોઇ રીતે ઇજા કરવાનો હોત તો મેં ક્યારનુંએ તને તીર માર્યું હોત. હું ફરી કહું છું કે કૂતરાને દૂર બોલાવી લે." આ સમયે કૂતરાએ, તે બહારવટીઆનાં કપડાંમાં પોતાના તીણા દાંત ભરાવી દીધા હતા.

મેનાના બોલાવવાથી કૂતરો છુટો થયો અને મેના પાસે ગયો પરન્તુ તેની નજર તો પેલા હરામખોરની સામે જ હતી. તેણે ઘુરકવાનું ચાલુ રાખ્યું હતું.

મેનાને કાંઇક ઝાંખી તો થવા લાગી હતી કે તે કોઇ હરામખોર બહારવટીઓ જ હતો. તે જાણતી હતી કે આવા લોકો ઘરબાર વગરના હોય છે અને આવતા જતા વટેમાર્ગુઓને લુંટી લઇને પોતાના પાપી પેટનું પોષણ કરે છે. તેના ચ્હેરા ઉપરથી જ અનુમાન થઇ શકતું હતું કે તેણે ઘણા ગુન્હાઓ કર્યા હોવા જોઇએ. તેને લાંબી દાઢી હતી અને તેના વાળમાં કૂતરાના મુખનું ફીણ હજુ પણ દેખાતું હતું. તેની કમરે ખોસેલી એક નાની સરખી કટાર હતી; હાથમાં કામઠું, અને ખભે તીરોનો ભાથો ભેરવેલો હતો. વટેમાર્ગુઓને ખરેખર તે એક યમરાજ જેવો જ લાગતો.

મેના ડરી ગઇ હતી છતાં તેણે ઉપરથી ભીતિનું એક પણ ચિન્હ બતાવ્યું નહિ.

"બસ, મારી નજીક નહિ આવ." મેનાએ સૂકો દમ કસવા માંડ્યો.

તે બહારવટીઓ ત્યાં જ ખમચાયો કારણકે કૂતરાનો તેને બહુ ડર લાગતો હતો.

"તારે જો કાંઈ કહેવું હોય તો બોલ, હું સાંભળવા તૈયાર છું." મેનાએ ઉમેર્યું.

"હું બોલું છું; પરન્તુ તે અગાઉ તારે મારી સાથે આવવું પડશે."

"ક્યાં?"

"તારે તેની સાથે કાંઇ નિસ્બત નથી. મારી પાછળ પાછળ ચાલ."

"હું તેમ કરવાની ના પાડું છું."

"હા! હા! મારી વ્હાલી! તું ના પાડે છે!" તે હરામખોરે વિકટ હાસ્ય કર્યું: "તને ખુશ કરવાનું કાર્ય પણ જરા કઠીણ છે."

"બસ, હું તારી સાથે આવવાની સાફ ના કહું છું." મેનાએ ફરીથી દમ માર્યો.

"ત્યારે તો મારા પ્રાણથી પણ પ્યારી! મારે તારી ઇચ્છાથી વિરૂદ્ધનાં પગલાં લેવાં પડશે અને તેથી હું તને ચેતવણી આપી દઉં છું."

"અને હું પણ તને ચેતાવી દઉં છું કે જો તું મારી ઉપર કાંઈ પણ જુલમ ગુજારવા પ્રયત્ન કરીશ તો તેની તને સત્વર શિક્ષા આપવામાં આવશે."

ભય પ્રત્યક્ષ આવેલું જોઈ મેનાની ભીતિ જતી રહી અને તે હીંમતવાન્ બની; તે હરામખોરની તેણે જરા પણ દરકાર બતાવી નહીં, પરન્તુ આના ઉત્તરમાં તે હરામખોરે માત્ર હાસ્ય જ કર્યું અને કૂતરાએ તેની સામું ઘુરકવાનું ચાલુ કર્યું.

"શાબાશ દિલોજાન!" એક પળસુધી ચૂપ રહી તે હરામખોરે મોટેથી બુમ પાડી. "તારી હીંમતનાં હું જેટલાં વખાણ કરૂં તેટલાં થોડાં છે; તારી વાણીમાં પણ શૂરવીરતાનો સાક્ષાત્કાર થાય છે, પરન્તુ તેથી હું મારી ધારણાને પાર પાડવામાંથી બીલકુલ પાછો હઠવાનો નથી. પહેલાં તું જાણી લે કે હું તારૂં નામ સારી રીતે જાણું છું, તું તારા ભાઇની સાથે જયસિંહના મકાનમાં રહેલી છે તેની મને માહિતી છે અને જયસિંહનો શૂરવીર પુત્ર અમરસિંહ અને તારો ભાઈ માંડવગઢ ગયેલા છે તે બધું મારાથી અજાણ્યું નથી. આ બધું તારા કરતાં પણ હું સારી રીતે જાણું છું—બલ્કે તારાની પણ કાંઇક વિશેષ મને ખબર છે કે માંડવગઢમાં તારા ભાઇને કારાગૃહમાં વાસ કરાવવામાં આવ્યો છે!"

"હેં ? તું શું કહે છે ? તું કોણ છે ? બોલ, બોલ, ઝટ બોલી દે." ભાઈના અશુભ સમાચારથી ગભરાઇ ગયેલી મેનાએ ઉપરાછાપરી સવાલો પૂછ્યા.

"મેના, વ્હાલી મેના ! તું આટલી બધી ગભરાય છે શામાટે ? તારો ભાઈ જ મૂર્ખ છે. સિંહની ગુફામાં તેણે મસ્તક શામાટે ઘાલવું જોઇએ ? તું જાણે છે કે ઠાકોર દુર્જનસાલ એક સિંહ જેવો છે. ના. ગાયકવાડના લશ્કરમાં ઘણી વખત અમે સાથે રહીને લડેલા છીએ અને તેથી તેની પ્રકૃતિ મને સારી પેઠે જાણીતી છે. તેણે ભાઇને તો પકડ્યો છે પરન્તુ બ્હેનને પણ કબજામાં રાખવાની તેને વિશેષ જરૂર છે. તે દિવસે તું તેના પંજામાંથી છટકી ગઈ અને આજે......"

મેનાના મુખમાંથી નિરાશાનો ઉદ્‍ગાર નિકળ્યો.

"તું દીલગીર થઇશ નહિ; આજે તે ઠાકોરથી તારો છુટકારો થયો એમ સમજજે."

મુક્તિની આશાએ મેનાએ ઉપકારની નજરથી પોતાનું મુખ ઉંચું કર્યું.

"મેના ! સાંભળજે; ઠાકોરને તું સહેજે જ ઉડાવી દેવા માંગતી હશે તો તે કદાચ બનવાનો સંભવ છે પરન્તુ મને તું ટાળી શકીશ નહિ. ઠાકોર ભલે તારા ભાઇને રાખી મુકે પરન્તુ બ્હેન તો મારા જ કબજામાં રહેવી જોઇશે; અને તું પણ કબુલ કરીશ કે આ કરાર કાંઇ ખોટો તો નથી જ. વ્હાલી ! આમ છેટે કેમ ઉભી છે ? પાસે આવ. કદાચ તને ઠાકોરની પાસે રહેવાનું અને રાજવૈભવ માણવાનું સારૂં લાગતું હશે પરન્તુ હું ખાત્રીથી કહું છું કે એ રાજવૈભવ નરકાગાર જેવો છે. તેમાં કાંઈ જ સુખ સમાયેલું નથી. મારી સાથે રહીશ તો હું તને આ જંગલની રાણી બનાવી દઇશ ! પ્યારી પ્રાણવલ્લભે ! આ જો પેલી મારી ગુફા દેખાય. ચાલ્ય, હવે અંધારૂં થઇ ગયું છે માટે જલદી ત્યાં પહોંચી જઇએ."

"હરામખોર ! તું તારી વાગ્જાળ વધુ પ્રસારતો નહિ. મારા ભાઈ વિષે જો તું મને વધુ હકીકત કહીશ તો હું તારો ઉપકાર માનીશ."

"જો સાંભળ ત્યારે," મેનાની બેદરકારી તરફ ધ્યાન નહીં આપી તેણે જવાબ આપ્યો: "સિંહની ગુફામાંથી કદાચ તારો ભાઇ છટકી જવા પામશે તોપણ તે અમારી ટોળીમાં જ સામેલ થવાનો અને અમારી ગુફામાં વાસ કરવાનો પણ તે ત્યાંથી મુક્ત થાય તેની મને તો શંકા જ છે. દુર્જનસાલ ઠાકોર કેદીઓને કદી પણ છુટા કરે તે બનવું જ અશક્ય છે. ઉલટું તે તો તેમને પરલોકમાં પ્રયાણ કરાવવામાં જ તત્પર રહે છે."

"પરન્તુ મારો ભાઇ માંડવગઢમાં કેદમાં પડ્યો છે એની તને શી રીતે ખબર પડી ?"

"મેના, તારા આટલા બધા સવાલના જવાબ આપવાને હું કાંઇ બંધાયો નથી. હાલ જે બાબતની આપણે વાત કરીએ છીએ તેમાં ધ્યાન આપ. બસ, ટુંકામાં જ કહી દે કે તું મારી સાથે આવવા રાજી છે કે તારા ભાઇને ખોવાને તૈયાર છે ?" આમ કહી તે હરામખોર મેના તરફ આગળ વધવા લાગ્યો અને મેના ચીસ પાડી પાછી હટી—

"બેટા શું જોઇ રહ્યો છું ? પકડ હરામખોરને."

હરામખોર ઉપર હલ્લો કરવાને તે વફાદાર પ્રાણીને બીજી સૂચનાની જરા પણ જરૂર નહોતી. કૂતરાએ તેના ગળે બચકું લેવાને તલપ મારી પરન્તુ શિકારી કૂતરાઓના હુમલાને કેમ પહોંચી વળવું તે તે સારી રીતે જાણતો હતો. તેણે કૂતરાના આગલા પંજાઓ પકડી લીધા અને તેને ઉછાળી દૂર ફેંકી દીધો. પરન્તુ તે પ્રાણી વધુ વિકાળ બન્યું અને દૂરથી એ છલંગે પાછો આવી ફરીથી તરાપ મારી તે હરામખોરનો જમણો કાન કરડી ખાધો. લોહીની ધારા ચાલવા લાગી અને તે એક વૃક્ષની નીચે લાંબો થઇને સુતો. કૂતરો, પોતાની તરાપની પુરેપુરી સફળતા નહીં થયાથી નિરાશ થયો હતો અને તેણે ફરીથી બીજો હુમલો કરવાની તૈયારી કરી. પરન્તુ આ વખતે તેને પોતાને જ સખ્ત ઘાયલ થવું પડ્યું. શત્રુ જો કે કાનના જખ્મથી નિર્બળ થઇ ગયો હતો છતાં, જેવો કૂતરો તેની નજીક ગયો કે તુરત જ પોતાની પાસેની કટાર કાઢી તેની ખોપરીમાં ભોંકી દીધી, અને તે વફાદાર પશુ ત્યાં જ મુડદાની પેઠે ઢગલો થઇને પડ્યું.

"ચાલ, હવે તો તું અને હું બેજ જણ છીએ." કૂતરાના મરણથી સંતોષ થયો હોય એવા અવાજે તે બોલ્યો; "તું હવે ક્યાં જવાની છે? આ મારો જખમ તો ધાબાજરીઆથી મેં રૂઝી નાંખ્યો છે. અરે પણ તું તો દોડીને નાસી જવા ધારે છે ખરૂં કે? ઠીક, પણ કેટલે જવાની છે ?"

મેનાએ હવે બીજો કોઇ માર્ગ નહીં જોવાથી દોટ મુકી. ક્યી દિશામાં જાય છે તેનું પણ તેને ભાન રહ્યું નહોતું. માત્ર જેમ અંધારૂં થતું જાય એમ સારૂં એટલું જ તે માંગતી હતી. ઇશ્વર ઉપર આધાર રાખીને તે દોડી. પરન્તુ હવે તેને મુસ્કેલી નડી. આગળ જતાં ત્રણ માર્ગ જુદા જુદા ફંટાતા હતા. ક્યા રસ્તે જવું તેની કાંઇ સઝ પડે નહિ; તેમ સમય બહુ જ કીંમતી હતો; કારણકે તે હરામખોર તેની પુઠે પડેલો હતો. આખરે સીધે રસ્તે જ દોટ મુકી. જેમ ભયનું માર્યું સસલું સપાટાબંધ ચાલ્યું જાય અને કાભડામાંથી

છુટેલું તીર જેમ ઝડપથી નીશાન ઉપર જ ચોટવા જાય તેમ તે બિચારી મેના દોડી. પરન્તુ તે અબળાનું ગજું કેટલું? કેટલેક દૂર જતાં તેને શ્વાસોશ્વાસ થઇ આવ્યો અને થાકીને તે નીચે પડી. તેના મુખમાંથી "વીરસિંહ! અમરસિંહ! ધાજોરે ધાજો." એવા શબ્દો મોટેથી નીકળી ગયા.

હરામખોર પુરૂષવેશમાં મેનાની નજીક આવી પહોંચ્યો. તે હવે મનમાં હર્ષ પામવા લાગ્યો અને પોતાના હસ્તથી તે નિર્દોષ યુવતીને સ્પર્શ કરવાની તૈયારી કરવા લાગ્યો પરન્તુ એવામાં જ મેનાની શ્રોત્રેંદ્રિયને કોઇ બીજા મનુષ્યનો અવાજ સંભળાયો. "ખબરદાર! એટલે જ રહે! તે બાળાને સ્પર્શ કર્યો તો તારા પ્રાણ ગયા જ સમજજે!"

જંગલની રખેવાળી માટે ત્યાં ફરતા એક ઘોડેસ્વારનો આ અવાજ હતો. એક વૃક્ષના ઓથેથી આ પ્રકાર તેના જોવામાં આવ્યો હતો. તે હરામખોરે તો, આ અવાજ જાણે કાંઈ સાંભળ્યો જ ન હોય એમ મેનાની નજીક જઈ તેના મસ્તક નીચે હાથ ઘાલ્યા અને તેના મુખ સામું જોઈ રહ્યો.

"ઓહો! તું આવો ઉદ્ધત કોણ છે?" તે વૃદ્ધ અશ્વારે ઘાંટો પાડીને કહ્યું "ત્યારે તો તું લેતો જ જા." એમ કહી તેણે પોતાના ભાલાની અણી આસ્તેથી તેને ઘોચી.

"પણ આ સ્ત્રી મારી છે." તે હરામખોરે જવાબ આપ્યો.

"જુઠ્ઠા, હરામખોર; તું શું મને પણ અદ્ધર ઉડાવવા માંગે છે? જો મારા હુકમનો અનાદર કર્યો તો આ પળે જ તારા પ્રાણ પરલોકમાં જ ગયા સમજજે."

આ અશ્વારના દમામથી તે પાછો હઠી ગયો અને ભાલાની અણી લાગવાથી નીકળતા રૂધિરને બંધ કરી દેવા તેણે પાટો બાંધ્યો.

"તારૂં ધનુષ્ય અને ભાથો ફેંકી દે." ભાલો તાકીને તે અશ્વારે આજ્ઞા કરી. હરામખોરે આજ્ઞાનું પાલન કર્યું.

"ઠીક, હવે આ જમણે માર્ગે થઇને પલાયન થઇ જા અને મારી નજરે ફરીથી પડીશ નહિ."

તાબે થયા સીવાય બીજો કોઈ છુટકો જ નથી એમ જોતાં તે હરામખોર ત્યાંથી નાસી ગયો. જતાં જતાં તેણે આ ઘોડેશ્વારને મનમાં હજારો શ્રાપ આપ્યા. તે અદૃશ્ય થઈ ગયો.

આ તરફ આ અજ્ઞાત અશ્વારે મેનાને શુદ્ધિમાં લાવવાનો પ્રયત્ન કર્યો. ત્યાંથી થોડે દૂર એક નિર્મળ પાણીનું ઝરણું હતું ત્યાં ધીમે ધીમે લઇ જઈ તેને પાણી પાયું અને તેને જરા જરા ભાન આવ્યું. ઘણા દિવસનો નિદ્રા-

માંથી જાગ્રત થઇ હોય તેમ તેણે પોતાનાં નેત્રો ઉઘાડતાં જ એવો સવાલ કર્યો કે " ક્યાં છું ?"

"તમે આ જયસિંહવાળા જંગલમાં જ છો." ઘોડેસ્વારે યુક્તિથી જવાબ આપ્યો. અવાજ કોઇ અજાણ્યા પુરૂષનો છે એમ લાગતાં જ, મેનાએ ઉઠીને નાસવાનો યત્ન કર્યો; પરન્તુ શરીરમાં શક્તિ હતી નહીં. તેણે બે હાથ જોડી નીચે પ્રમાણે શબ્દો ઉચ્ચાર્યાઃ—" મારા ઉપર દયા કરો ! મને કાંઇ ઇજા કરશો નહિ !"

"બાળા, તમે જરા પણ બ્હીશો નહીં. જે હરામખોરે તમારા ઉપર હુમલો કરવા ધાર્યો હતો તેને તો મેં દૂર હાંકી કાઢ્યો છે અને તેનાથી હવે તમારી નજીકમાં આવી શકાય તેમ નથી."

મેનાનો ભય હજુ દૂર થયો ન હતો. છતાં તેને કાંઇક વિશ્વાસ આવવા લાગ્યો. તેણે નેત્રો ખોલી આસપાસ જોવા માંડ્યું. આ વૃદ્ધ પુરૂષનાં બોલવામાં તેને જરા પણ કપટ જણાયું નહિ.

"બાળા, જો તમારો વિચાર હોય તો અહીંથી થોડે જ દૂર આવેલા ડીલા ગામમાં આપણે જઇએ. હું તમને વચન આપું છું કે ત્યાં તમારો સારો સત્કાર થશે. તમારી ઉંમરની બ્હેનપણીઓ તમને જોઇને ત્યાં બહુ જ રાજી થશે અને તમારો દિવસ પણ આનંદમાં જ પસાર થશે. મારા ભાઇઓ અને હું પુત્રીની પેઠે તમારૂં રક્ષણ કરીશું."

આ વૃદ્ધ પુરૂષના બોલોમાં મેનાને માયાળુપણું સ્પષ્ટ જણાયું. તેની સહૃદયતાની પણ ખાત્રી થતી ગઇ. મેના એક શબ્દ પણ બોલ્યા વગર ઉઠી અને તેની પાછળ પાછળ ચાલી. ચંદ્રની શ્વેત ચાંદનીમાં મેનાએ તે વૃદ્ધનો ચ્હેરો સ્પષ્ટ રીતે જોયો અને તેની શંકા નિર્મૂળ થઇ ગઈ. ચાલવાથી તેના શરીરમાં વધુ ચેતન આવતું ગયું. તેને એમ પણ ખ્યાલ આવ્યો કે વખતે જયસિંહને આ પુરૂષ ઓળખતો હોવો જોઇએ.

"મહેરબાની કરીને જણાવશો કે આપણે ક્યાં જઇએ છીએ? આ માર્ગે શું આપણે જયસિંહના મકાને પહોંચી શકીશું?"

"હેં ! શું તમે જયસિંહને ઓળખો છો? તમે કાંઇ તેની પુત્રી તો થતાં નથી ! હું તમારી ક્ષમા માગું છું. પણ બાળા, તે મારો જુનો મિત્ર થાય છે. તેના પુત્ર અમરસિંહને પણ સારી રીતે જાણું છું. તેના જેવો બાણાવળી અમારા આખા જંગલમાં કોઇ નથી."

"ના, તમારૂં અનુમાન ખોટું છે. હું જયસિંહની દીકરી થતી નથી. પરન્તુ તેને ત્યાં ઉતરેલા સરદાર વીરસિંહની હું ભગિની છું અને જય-

સિંહની મહેમાન છું.”

આમ કહી મેનાએ પોતાને વીતેલા દુઃખની કહાણી અથથી ઇતિસુધી વર્ણવી બતાવી. છેવટે આ મુક્તિ અપાવનાર વૃદ્ધ પુરૂષની તેણે પ્રશંસા કરી તેના વચમાં જ તે ઘોડેસ્વાર બોલી ઉઠયો: “જયસિંહના મકાને અત્યારે પાછા ફરવાનું અશક્ય છે. તે અહીંથી ઘણું જ દૂર છે. પરન્તુ અમારૂં મકાન બહુ છેટે નથી. ત્યાં તમે સહીસલામત રહી શકશો; વળી તમારા મિત્રોને પણ હું જાતે જ ખબર મોકલાવીશ એટલે તેઓ તમારે માટે કોઈ જાતની ચિન્તા કરશે નહિ.”

“હું તમારા કહેવા પ્રમાણે તમારી પાછળ જ આવવા તત્પર છું અને તમે મારા તરફ આટલી મમતા બતાવી છે તે બદલ હું તમારો આભાર માનું છું. થાક અને શ્રમથી હું અત્યંત ત્રાસી ગઇ છું.”

“આભાર માનવાની કશી જરૂર નથી, હું તો માત્ર મારો ધર્મ બજાવું છું.”

મેનાને થાક અતિશય લાગ્યો હતો તે સાથે ક્ષુધાની પીડા પણ થતી હતી. આગલા દિવસે બપોરે તે માત્ર જમી હતી. તે પછી તેણે કાંઇ પણ ભોજન કર્યું નહોતું અને જંગલમાં તેને કાંઇ મળ્યું પણ નહોતું. ચાલતાં ચાલતાં માર્ગમાં જ તે ઠોકરો ખાતી હતી. આખરે તે વૃદ્ધ પુરૂષે ઘોડેથી ઉતરી એક હાથે તેનો હાથ ઝાલ્યો અને બીજા હાથે ઘોડાને દોરવા માંડ્યો. મેના હવે શાન્તિથી ચાલવા લાગી. પોતાને દોરનારનું નામ જાણવાની હવે તેને ઇચ્છા થઇ અને તેણે પુછ્યું, “તમારૂં નામ જણાવશો?”

“મારૂં નામ ઉદો છે.”

“એવું નામ કેમ પાડયું હશે? ઉદો? હેં એવું નામ કેમ પાડયું?” મેનાએ, હવે ગમ્મત કરવા માંડી. પરન્તુ પાછો વિચાર આવતાં તે ચૂપ થઇ ગઇ.

તે વૃદ્ધ પુરૂષે કાંઇ જવાબ આપ્યો નહિ પરંતુ સ્હેજ મ્હોં મલકાવ્યું. થોડા જ સમયમાં તેઓ ડીલામાં આવી પહોંચ્યા. ઉદાજી અને તેના ભાઇઓ બધા ભેગા જ રહેતા હતા. આખા કુટુમ્બમાં પંદર મનુષ્યો હતાં અને તે બધાં દરરોજ એકજ પંક્તિએ બેસી ભોજન લેતા હતા; મનુસ્મૃતિમાં જણાવેલા ગૃહસ્થ–જીવનનું ત્યાં પુરેપુરૂં પાલન થતું હતું. અતિથિ સત્કારમાં કુટુમ્બનું નામ જાણીતું હતું અને આસપાસનાં ગામોના સરદારો તથા જાગીરદારોમાં પણ તે કુટુમ્બની કીર્તિ સારી રીતે પ્રસરી હતી. છેટેથી મકાન નજરે પડતાં જ ઉદાજીએ મેનાને તે બતાવ્યું. મેનાનો ઉત્સાહ વધ્યો.

સુંદર અને નાનાવિધ રંગોથી રંગેલું મકાન દૂરથી મનોહર લાગતું હતું. તેની પાછળ અને બન્ને બાજુએ સુંદર બગીચાઓ કરેલા હતા અને આગળના ભાગમાં એક લતામંડપ હતો. શિકારી કૂતરાઓ ત્યાં ચોકી સારૂ રાખેલા હતા. મેના અને ઉદાજી ત્યાં આવતાં જ, તેમના પગરવોનો અવાજ સાંભળી કૂતરાઓ જોરશોરથી ભસવા લાગ્યા. ઉદાજીએ નામ દઇને તે કૂતરાઓને ચૂપ કરી દીધા. બને જણ મકાનમાં દાખલ થયાં.

ઉદાજીના ભાઇ મકનાજી અત્રે એક ઓરડામાં બેસી કોઇ અગત્યના કાર્યમાં ગુંથાએલો હતો અને તે, આટલી મોડી રાત્રે પણ જાગૃત હતો. ઉદાજીનો અવાજ સાંભળતાં તે બહાર આવ્યો અને ભાઇની સાથે બીજી યુવતીને જોતાં તેને આશ્ચર્ય થયું. આવી મોડી રાત્રીના સમયે આ યુવતી કોણ હશે અને તે ઉદાજીની સાથે કેમ આવી હશે એવી શંકાઓ સ્હેજે જ તેને થઇ. એટલામાં તો તે બન્ને વ્યક્તિઓ તેની સમક્ષ આવીને ખડી થઇ.

"ભાઇ, આ આપણે ઘેર અતિથિ આવ્યાં છે. તેમના ભોજન વગેરેની વ્યવસ્થા અત્યારે જ થવી જોઇએ." ઉદાજીએ મકનાજીને પ્રથમ અતિથિની બરદાસ્તની સૂચના આપવા માંડી. "ગઇ કાલે બપોર પછી તે બાળાએ કાંઇ પણ ભોજન કર્યું નથી."

"વારૂ, મોટા ભાઇ, હું સત્વર તેમને માટે ભોજન લઇ આવું છું." મકનાજીએ સભ્યતાથી ઉત્તર આપ્યો.

થોડા જ સમયમાં ચાંદીના થાળમાં ત્રણ પ્રકારનાં મીઠાઇ તથા દુધની પુરીઓ, કેરીનો મુરબ્બો અને બે ત્રણ જાતનાં અથાણાં ત્યાં લાવવામાં આવ્યાં. બે બાજઠ ઢાળી આપવામાં આવ્યા અને મેનાએ પોતાની ક્ષુધાને શાન્ત કરી. આ લોકોના અતિથિ સત્કારની રીતિથી તે ચકિત થઇ ગઇ. રાત્રીના માત્ર બે ત્રણ કલાક જ હવે બાકી હતા. આથી મેનાને સુવાની વ્યવસ્થા ત્યાંજ થઇ અને રાત્રીનો સમય વ્યતીત કરવામાં આવ્યો.

પ્રભાત થતાં જ તે કુટુમ્બનાં તમામ મનુષ્યોને આ અતિથિની ખબર આપવામાં આવી. મકાનની મધ્યમાં આવેલા દીવાનખાનામાં તમામ પોતપોતાની યોગ્ય બેઠકોએ ગોઠવાયાં. મેના પણ ત્યાં હસતા વદને હાજર હતી પરન્તુ તેના ચ્હેરામાં ચિન્તાનો અંશ સ્પષ્ટ રીતે નજર આવતો હતો. તેણે હવે નમ્રતાથી ઉદાજીને કહ્યું: "ઉદાજી, આપે મને બચાવીને જીવતદાન દીધેલું છે તેનો બદલો મારાથી વાળી શકાશે નહિ. પરન્તુ મારે હજુ એક વધુ તસ્દી આપને આપવી પડે છે." મેના વધુ બોલે તે અગાઉ તો ઉદાજી વચમાં જ બોલી ઉઠયો.

"બ્હેન, તમે જરાય આભાર કે ઉપકારની વાત કરશો નહિ. જયસિંહનાં તમે અતિથિ છો તે અમારાં જ અતિથિ છો. તમે સુખેથી જે સેવા ફરમાવવી હોય તે ફરમાવો."

મેના ઉપકારની લાગણીથી ગદ્‌ગદ્ થઈ ગઇ. તેણે હવે જણાવ્યું કે "જયસિંહને મારી ગેરહાજરીથી ભયંકર ચિન્તા થતી હશે અને તે રાત્રે જ જંગલમાં મારી તપાસ કરવા નીકળી પડ્યા હશે માટે તેમને સત્વરે મારા સમાચાર પહોંચાડવા જોઇએ."

"હા, બ્હેન તે વાત તો હું તદ્દન વિસરી ગયો હતો. મને ક્ષમા કરજો." ઉદાજીએ કહ્યું.

મકનાજીને તેજ વખતે ત્યાંથી જયસિંહને સમાચાર આપવા મોકલવાનું ઠર્યું અને તે ઘોડેસ્વાર થઇને તુરત જ પલાયન થયો. બાકીની મંડળી હવે વાર્તાલાપમાં પડી. ઉદાજીએ ગઇ રાત્રીએ વીતેલી વીતકની કથા અથથી ઇતિ પર્યંત બધાઓને સંભળાવી અને જંગલના સંકટમય અને ભયગ્રસ્ત જીવનનું આબેહુબ વર્ણન કર્યું. છેવટે તેણે મેનાના સંબંધની હકીકત પણ કહી. કુટુમ્બનાં સર્વ મનુષ્યોએ ઉદાને ધન્યવાદ આપ્યો અને તેની હિંમતનાં વખાણ કર્યાં. મેનાને પોતાથી બનતું આશ્વાસન આપ્યું અને તેને યોગ્ય આદર માન દીધું.

## પ્રકરણ ૮ સું.

### મેળાપ.

હવે આપણે માનકુંવરના ઠાકુરમંદિર તરફ નજર કરીએ. અમરસિંહ અને જસી, ત્યાં આશક માશુકના તમાસા જોઈ રહ્યાં છે. માનકુંવર અને સફેદ વસ્ત્રમાં સજ્જ થયેલો વીરસિંહ ધીમેથી વાર્તાલાપ ચલાવે છે.

"એ તો નિઃસંશય છે કે આ સરદારને કારાગૃહમાંથી મુક્ત કરાવનાર જસી જ હોવી જોઇએ." અમરસિંહે અનુમાન કરવા માંડ્યું. "હવે ગમે તે રીતે જો તે કિલ્લાનાં દ્વાર ઉઘડાવી આપે તો અમે તેના જીવન પર્યંત આભારી થઇએ."

"મારા પ્રાણ કરતાં પણ તું મને બહુ જ વાલી છે. માનકુંવર! તારા સીવાય આ વિશ્વ મને સર્વત્ર શૂન્ય જેવું જ ભાસે છે. તું ગમે તેમ કર પરન્તુ મારી સાથે જ ચાલ. જંગલમાં પણ તારી સોબતથી મને મંગળ જેવું જ લાગશે." અધીરા વીરસિંહનો અવાજ સંભળાયો.

"ત્યારે તમને મારે ખાતર આટલાં બધાં સંકટો સહન કરવાં પડ્યાં છે? મારા જીગરથી હું તમને ચાહું છું પરન્તુ હું શું કરૂં? હાલ એવા સંયોગોમાં હું મુકાઇ છું કે મારા પિતાના કબજામાંથી મારાથી મુક્ત થવાય તેમ નથી."

"માનકુંવર! આ તું શું બોલે છે? તારો એક એક શબ્દ મારૂં હૃદય ચીરી નાંખે છે. જ્યારથી તારા પિતાએ મને આ કિલ્લામાંથી જતા રહેવાનો હુકમ કર્યો, ત્યારથી મારૂં જીવન ખરેખર એક રઝળતા બહારવટીઆથી પણ અધિક દુઃખમાં વીતેલું છે, અને તે બધું સંકટ મેં શા સારૂ સહન કર્યું છે? માનકુંવર! તારા જ માટે. મને તારા સીવાય દુનિયાની એક પણ વસ્તુમાં અનુરાગ ઉત્પન્ન થતો નથી. સ્વાદિષ્ટ ભોજન ઉપર મને રૂચિ થતી નથી; રાત્રે નિદ્રા તો મારાથી દૂર જ રહે છે; ગમે તેવા મનુષ્યનો સમાગમ પણ મને અસહ્ય થઇ પડે છે. ટુંકામાં કહું તો તારા સીવાય હવે હું પળવાર પણ જીવી શકું તેમ નથી. મારી વ્હાલી માન! તું માન અને જો તને મારીપ્રતિ જરા પણ સ્નેહ હોય તો તું આજ પળે અમારી સાથે ચાલ્ય. તું મારા જીવનની જીવનદોરી છે અને તું જ મારા પ્રાણને ઉગારનારી છે." વીરસિંહે પ્રેમનાં રોમાંચથી માનકુંવરની આજીજી કરી. માનકુંવરનું હૃદય પીગળી ગયું. તેને એમ જણાયું કે વીરસિંહનો પ્રેમ વિશુદ્ધ છે. તેમાં કોઇ પ્રકારનો કપટાચાર સમાયેલો નથી. આખરે તેણે વિચાર કરીને પ્રત્યુત્તર આપ્યો.

"મારા વ્હાલા! હું તમને મારા પોતાના પંડ કરતાં પણ અધિકતર ચાહું છું અને જગતમાં તમારા સીવાયના બીજા પુરૂષો મારે ભાઇ તુલ્ય છે, પરન્તુ હાલ તો હું મારા પિતાને દુભવવા માંગતી નથી. તેને હું એકની એક સંતતિ છું. મારી ગેરહાજરીથી કદાચ તેનો દેહ પણ પડી જાય તેવો તેનો મારા ઉપર પ્રેમ છે. તેમાં વળી તેનાથી છુપી રીતે હું નાસી જાઉં તો તેથી તેના હૃદયને સખ્ત આઘાત થાય અને મારે માથે પિતૃહત્યાનો દોષ આવે. માટે હાલ તો હું અહીં જ રહીશ. મારે માટે બીજા ઠાકોરો તરફથી માંગાં આવે છે પરન્તુ મારી ઇચ્છા સીવાય કોઇ પણ માંગું સ્વીકારવાની મારા પિતાએ ના પાડી છે, અને જ્યારે અનેક માંગાંઓને પાછાં વાળવામાં આવશે ત્યારે મારા પિતા જ મને મારી ઇચ્છા વિષે પૃચ્છા કર્યા વિના રહેશે નહિ. તે સમયે હું ખુલ્લી રીતે તમારૂં નામ જણાવીશ અને તમને હું મારો આ કોલ આપું છું કે આ જીવન તમારા વિના બીજા કોઇને પણ અર્પણ કરવામાં નહીં આવે." આમ કહી માનકુંવરે વીરસિંહને પોતાના હાથથી કોલ આપ્યો. વીરસિંહ પોતાની જાતને ધન્ય માનવા લાગ્યો પરન્તુ હજુ

તેને વિયોગનું દુઃખ સહન કરવાનું છે તે તે સારી પેઠે જાણતો હતો. હવે તેણે એ વાત પડતી મુકી અને પોતાના છુટકારાની બીના પુછવા લાગ્યો.

"માન! હશે, એ વાતમાં મારા પ્રારબ્ધમાં હજુ સંકટ ભોગવવાનું લખેલું છે એમ જ હું માનું છું અને હવે તે વિષે એક શબ્દ પણ ઉચ્ચારીશ નહિ. હવે મારે એ જાણવાની જરૂર છે કે મને આ સફેદ વસ્ત્રો આપવા આવનાર અને કારાગૃહમાંથી મારી મુક્તિ કરાવનાર કોણ હતું? મને અમુક કેદખાનામાં નાંખેલો છે એ તેં કેવી રીતે જાણ્યું? મને કારાગૃહમાંથી અહીં લાવનાર વ્યક્તિને હું બીલકુલ ઓળખી શક્યો નહિ. તેણે માત્ર ધીમેથી એટલાજ શબ્દો ઉચ્ચાર્યા હતા કે "અન્તઃપુરમાં ચાલો."

"આ કિલ્લામાં મારા વિશ્વાસનું પાત્ર માત્ર એક જ વ્યક્તિ છે, અને તે મારી દાસી જસી છે. જાતે ખવાસણ પરન્તુ રાજ્ય કપટકળામાં સંપૂર્ણ રીતે નિપુણ છે; તમારી જીંદગી એ ચતુર દાસીને લીધે જ બચવા પામી છે એમ માની લેજો.

"એની તો મને પણ ખાત્રી હતી." સ્થંભના ઓથે ઉભેલો અમરસિંહ બરબડ્યો.

"જ્યારે મારા પિતાએ તમને કારાગૃહમાં લઈ જવાનો હુકમ કર્યો ત્યારે એજ દાસી મારી પાસે આવી હતી અને મને દીલાસો આપવા લાગી. તેણે મને કહ્યું "બાઈ! તમે જરા પણ ગભરાતાં નહિ; થોડા જ સમયમાં હું તમારા ભાવિ પતિનો મેળાપ કરાવી આપીશ". તે ભલી પણ ચતુર દાસીએ પોતાનો દિલાસો અક્ષરશઃ પાળ્યો. તેણે થોડા જ સમય ઉપર મને ખબર આપી હતી કે મારે અહીં આજ તમારા મેળાપની રાહ જોવી. કારાગૃહનો અધિપતિ દરોગો જસીને સારી પેઠે ઓળખે છે. જસી મારી પોતાની ખાનગી દાસી છે તે સારી પેઠે જાણતો હોવાથી તેનાથી તે જરા પણ અણબનાવ કરે તેવો મૂર્ખ નથી. દરોગાને તેમ જ બીજા સીપાઈઓને અફીણનો નિશો કરાવીને તમને મુક્ત કરાવવામાં તે આબાદ ફાવી છે એમ કહીએ તો ચાલે. તમને આપેલાં વસ્ત્રો મારા એક નોકરનાં છે એથી કોઈને પણ તમારા ઉપર શંકા આવે નહિ. તમારી સાથે આવેલા સન્યાસી હજુ તમારી શોધમાં છે એમ જસીએ મને કહેલું છે. તેને પણ હું હમણાં જ આ મંદિરમાં લાવવા માગુ છું."

"પરન્તુ જસી અત્યારે ક્યા કામમાં રોકાઈ હશે?"

"જસી થોડા જ સમયમાં અત્રે આવવી જોઇએ. અમરસિંહ પણ તેની સાથે જ આવ્યો સમજોને."

"હેં ? આ તું શું કહે છે ? ત્યારે તો અમે ત્રણે જણ પાછા અહીં-જ ભેગા થવાના કે શું ?" **વીરસિંહે** આશ્ચર્યચકીત થતાં સવાલ કર્યો. "રાજ્યકારસ્થાનોની વિચિત્રતા કાંઇ ઓરજ જણાય છે."

"પરન્તુ સરદાર, પેલા તમારા સન્યાસી બાવાનું નામ શું છે ? દામોદરભારતી કે ?" **માનકુંવરે** સવાલ કર્યો.

"ઓહો ! તું તેનું નામ કેવી રીતે જાણી શકી ?" **વીરસિંહે** પોતાનું અજ્ઞાન દર્શાવ્યું.

"પરન્તુ તમે હસો છો કેમ ? એ મહાત્મા શું વંદનીય નથી ?" **વીરસિંહના** હસવાથ શંકાશીલ થયેલી **માનકુંવરે** પૃચ્છા કરી.

"શા માટે નહિ ? આપણને પૂજનીય જ ગણાય: એમાં લેશ માત્ર શંકા નથી. પરંતુ તું તેમની ઉંમર કેટલી ધારે છે ?"

"હું તો એમ અટકળ કરું છું કે તેઓનું વય આશરે ૫૫ થી ૬૦ વર્ષનું હશે."

**માનકુંવરના** બોલવાની પળેજ **વીરસિંહ** ખડખડાટ હસી પડ્યો. પાસેથી **અમરસિંહના** હાસ્યનો અવાજ પણ સંભળાયો. આ નાટ્યપ્રયોગ તેના પુર બહારમાં ભજવાતો હતો એવામાં જ હાથમાં દંડ ધારણ કરીને સન્યાસી બાવા દોડતા દોડતા ત્યાં આવી પહોંચ્યા. તેમને શ્વાસ પણ ચડી ગયો હતો. તેમણે આવી તુરત જ **માનકુંવર** પાસે ઉભેલા **વીરસિંહને** પાછળથી હસ્તસ્પર્શ કર્યો. બન્ને જણ આભાં બની ગયાં અને સભ્યતા રાખી ઉભાં થઇ ગયાં. **માનકુંવર** દૂર જઇ ઉભી. **વીરસિંહ** સ્હેજ શરમાયો. પરંતુ સન્યાસી બાવાએ તે તરફ જરા પણ ધ્યાન આપ્યું નહિ. તેમણે તો **વીરસિંહના** કાનમાં ધીમેથી કહ્યું: "ભાગો ભાગો ! નાસો ! આ પળે અને આ જ ઘડીએ ! **અમરસિંહ** ક્યાં છે ?"

**અમરસિંહે** આ શબ્દો પાસેથી સાંભળ્યા અને તેણે જસીને ઇશારત કરી. બંને જણ ત્યાં છતાં થઇ ગયા. સન્યાસી બાવાના કહેવાનો શો અર્થ છે તેનો હવે આખી મંડળીમાં સ્પષ્ટ રીતે ખુલાસો થવા લાગ્યો.

"ઠાકોર ગુસ્સે થઇ ગયા છે. એકદમ તમામ નોકરો અને ચાકરોને ફટકારવા માંડ્યા છે. જેલના દરોગાને તો ફાંસીનો જ હુકમ થયો છે !"

"પરન્તુ આ બધાનું કારણ શું એ તો તું કહી દે." **અમરસિંહે** હીંમતથી પુછ્યું.

"બન્યું એમ કે ઠાકોર સાહેબની ઇચ્છા **વીરસિંહને** મળવાની થઇ. આથી સરદારવાળા તુરંગના પહેરેગીરને તે નામદારે બોલાવ્યો. અફીણની

કેફમાં ઝોકાં ખાતો અને તુરંગનાં દ્વારોની ચાવીઓનો લુમખો કેડમાં ઘાલીને તે મૂર્ખ પહેરેગીર ઠાકોર સાહેબની હજુરમાં દાખલ થયો. તેને અફીણની કેફ પુરેપુરી ઉતરી નહોતી. આવતા વેંતજ તેણે સવાલ કર્યો: "બાપુ, અત્યારે આમ ભરનિદ્રામાંથી કેમ બોલાવતા હશો? આપની નોકરી પ્રમાણિકપણે કરવાનો બદલો તો આવો જ મળે ને!" ઠાકોર સાહેબ તો આ શબ્દો સાંભળીને એવા સ્તબ્ધ બની ગયા કે તેઓ પાંચ મીનિટ સુધી કાંઇ બોલી જ શકયા નહિ. તે પહેરેગીરના સામું જોઇને ચિત્રની પેઠે તેઓ જડ જ બની ગયા. તે મૂર્ખ પહેરેગીરને આથી ઉત્તેજન મળ્યું અને તેણે વધુ સવાલ કર્યો: "આપના મસ્તિષ્કમાં જખ્મની વેદનાથી આપને રાત્રે નિદ્રા આવતી હોય એમ જણાતું નથી." સરદાર! આ શબ્દોથી ઠાકોર સાહેબનો ગુસ્સો કેવો થયો એની કલ્પના તમે જ કરી લેજો. જો આ સમયે તમે જ ત્યાં હાજર હોત......પણ પછી હું તમને શું કહું? ખીજવાયેલો સિંહ જેમ ગર્જના કરે તેમ તેઓ તો ત્યાં ગુસ્સે થઇ પગ અફાળવા લાગ્યા. એકાએક તે પહેરેગીરની કુંચીઓના લુમખા ઉપર ઠાકોર સાહેબની નજર પડી. તુરત જ તે ખેંચી લીધો. પરન્તુ કમનસીબની વાત! તેમાં વીરસિંહવાળા કારાગૃહના દ્વારની કુંચી જ ગુમ! બસ! થઇ ચુકયું. ખીજવાયેલો સિંહ જેમ ઘાયલ થાય તે જ પ્રકાર જોઇ લ્યો. "ક્યાં છે અલ્યા એ મૂર્ખ? આ પેલા હરામખોરના કેદખાનાની કુંચી ક્યાં?" ઠાકોર સાહેબના આ સવાલની સાથે જ પેલા મૂર્ખની આંખ ઉઘડી ગઇ. કેફ ઉતરી ગઇ. તે થરથર ધ્રૂજવા લાગ્યો. આ તરફ ઠાકોર સાહેબનો સાદ પણ બેસી ગયો પરન્તુ ક્રોધ એટલો બધો વધી ગયો કે તેમનું અંગ પણ થથરવા લાગ્યું. વેર લેવાની એ નિશાની તે મૂર્ખ પહેરેગીર સમજી ગયો. બહાર ઉભેલા બીજા સૈનિકોને હાક મારી અને ફરમાવ્યું: "જો વીરસિંહ તુરંગમાં હોય નહીં તો આને ગરદન મારવો..." માટે હવે જરાય વાર ન કરતાં અહીંથી તમે એકદમ પલાયન કરી જાઓ. તમામ તુરંગોને તપાસવામાં આવશે. દરવાજાનાં દ્વાર બંધ કરવાનો અને બહારની ખાઇ ઉપરનો પુલ ખેંચી લેવાનો હુકમ અપાય તે અગાઉ જ અહીંથી તમારે નીકળી જવું એજ હવે તરવાનો માર્ગ છે."

"અરે સરદાર, નાસો, ભાગો; જો મારા પિતાને તમારી અહીંની હાજરીની ખબર પડી તો આપણ બન્નેને હમેશને માટે છુટાં પાડવામાં આવશે."

"પણ માન! તું શું કરવા ધારે છે?"

"હું અહીં જ રહીશ. તેનો ક્રોધ હું શાન્ત પાડી દઇશ."

"ત્યારે તો હું પણ રહેવાનો."

"નહિ, નહિ, તમે જો મને ચાહતા હો તો અહીંથી એકદમ ચાલ્યા જાઓ. તમારા પ્રાણ બચાવવાની હાલ જરૂર છે. આપણે પછી મળીશું. હું તમને આ વચન આપું છું."

"શું તું પ્રતિજ્ઞા ઉપર કહે છે કે આપણે પાછાં મળીશું?"

"હા; એવી હું પ્રતિજ્ઞા લઉં છું."

"ત્યારે હું તારી આજ્ઞા પ્રમાણે જ ચાલવા તયાર થાઉં છું." વીરસિંહે હવે સમયને ઓળખ્યો. માનકુંવરે છેવટની વિદાયગીરીના પ્રણામ કર્યાં અને જસી અને અમરસિંહ તે જ પળે ત્યાં પ્રસિદ્ધ થયાં. વીરસિંહ અને સન્યાસી બાવાને હવે સંતોષ થયો કે પોતાના મિત્રોને કોઇ જાતની હરકત આવી નથી. માનકુંવર પણ જસીને જોતાં જ મનમાં હર્ષ પામી અને સર્વને સહીસલામત કિલ્લાની બહાર પહોંચાડી દેવાની ભલામણ કરી તે અદૃશ્ય થઇ.

"પણ જસી! તને ખાત્રી છે કે તારો પિતા અમને દરવાજેથી પસાર થવા દેશે?" અમરસિંહે હવે શંકા ઉઠાવી.

"અરે તેટલા માટે જ ઉતાવળે અહીંથી જવાની જરૂર છે. ગઇ રાત્રીના બનાવની ખબર હજુ કિલ્લાના બીજા સીપાઇઓને પડી નથી, માટે ચાલો, ઝટ કરો." અમરસિંહની શંકા સાવાર છે એમ બતાવતી અને અમરસિંહના સુંદર ચ્હેરાથી મોહિત થયેલી જસીએ જવાબ આપ્યો. "અમરસિંહ, તમારી અગમચેતીથી હું આશ્ચર્ય પામી ગઇ છું. દરોગાને પણ તમે બરાબર ઠગ્યો છે."

"શું અમરસિંહ પણ કેદમાં જ હતો કે?" વીરસિંહે આશ્ચર્ય પામીને સવાલ કર્યો.

"આપણે એક વખત તો આ કિલ્લારૂપી કારાગૃહને વટાવી જવું જોઇએ અને તે પછી આપણાં સાહસોની વાત કરવી." અમરસિંહે સમય અને સ્થાનની ભયંકરતા તરફ ફરીથી લક્ષ્ય ખેંચ્યું. "બસ ચાલ, જસી, તું એકદમ આગળ થા."

આ વાટાઘાટ ચાલતી હતી એવામાં જ અન્તઃપુરમાં પાંચ સાત મનુષ્યોના પ્રવેશના પગલાંનો અવાજ સંભળાયો. વીરસિંહ અને અમરસિંહે એક બીજાની સામું જોયું અને બન્ને જણે જસી તથા સન્યાસી બાવાના સામું જોઇ નાસિકાએ આંગળી અડાડી. ચારે જણ ચૂપચાપ થઇ ગયાં અને બીજા ગુપ્ત માર્ગેથી બહાર નીકળી ગયાં. સવારનો પહોર થવાને હવે થોડી

જ વાર હતી તેથી જસીએ ઝપાટાબંધ ચાલવાને આગ્રહ કર્યો. વીરસિંહ અને સન્યાસી બાવા આગળ ચાલ્યા અને અમરસિંહ તથા જસી જાણીને જ જરા પાછળ પડી ગયાં. જસીનો આનંદી ચ્હેરો હવે બદલાઇ ગયો હતો અને તેને બદલે તે શાન્ત અને ગંભીર થઇને ચાલતી હતી. અમરસિંહ ચતુર હોવાથી તે આ ફેરફાર તુરત જ જાણી ગયો. તેણે હવે તેનું કારણ જાણવાનો પ્રયત્ન કર્યો. "શું જસી! તું મારા ઉપર ગુસ્સે થઇ છે?"

"હા." જસીએ ધીમેથી જવાબ આપ્યો.

"તને ખોટું લાગવા જેવું મેં શું કામ કર્યું છે?"

"તેં કાંઇ પણ ખોટું કૃત્ય કર્યું નથી."

"ત્યારે હું શું બોલ્યો છું?"

"મહેરબાની કરીને મને એ વિષે વધુ સવાલ પુછવાનું જ માંડી વાળો; તેમાં તમને કાંઇ પણ રસ પડશે નહિ."

"પરન્તુ મને આથી દીલગીરી થાય છે."

"તેથી શું થઈ ગયું? તમને થોડા જ સમયમાં દીલાસો મળશે. આ કિલ્લાની દીવાલોમાં રહેવાથી તમને દીલગીર થવું પડે છે પરન્તુ તમે હવે કિલ્લાની બહાર નીકળી જવાની તૈયારીમાં છો એટલે તમારી દીલગીરી એની મેળે જ ઉડી જશે."

"હા! જસી, હું સમજ્યો; મને ક્ષમા કરજે. આ ઠાકોર, કિલ્લાની દીવાલો, તેની ગલીકુંચીઓ અને રાજ્યકારસ્થાનોથી હું જોકે કંટાળી ગયો છું પરન્તુ તારા સુંદર ચ્હેરાથી હું કદી પણ કંટાળવાનો નથી. તારૂં નિર્દોષ અને રસાત્મક હાસ્ય મને સર્વદા યાદ રહ્યાં કરશે." અમરસિંહે હવે જસીનો ઉપકારનો બદલો વાળી આપવાની તક સ્મરણ કરી કહ્યું.

"તમે સત્ય બોલતા હશો પરન્તુ તેની ખાત્રી શી? જંગલમાં જતાં જ તમે તે ભુલી જશો."

"હું અસત્ય વચન કદી ઉચ્ચર્યો નથી, ઉચ્ચરતો નથી અને ભવિષ્યમાં કદી ઉચ્ચારવાનો પણ નથી. જસી! મારૂં બાણ જેમ ધારેલું નિશાન તોડ્યા સીવાય રહેતું નથી તેમ મારૂં વચન પણ સત્ય હોવા સીવાય મુખમાંથી બહાર પડતું નથી."

અમરસિંહના બોલવાની હવે જસીને પુરેપુરી પ્રતીતિ થઇ. અરસપરસ છેવટની વિદાયગીરીના ચિન્હ તરીકે ચુમ્બનો લેવાયાં અને તુરત જ બન્ને જણ એક સરખી ઝડપે આગળ વધી, આગળ જનારને જઇ મળ્યાં.

દરવાજા નજીક આવતાં જસીએ પોતાના પિતાને હાક મારી. દરવાજો ખોલવામાં આવ્યો અને ખાઇ ઉપરનો પુલ પાછો ગોઠવવામાં આવ્યો. જસીની રજા લઇ ત્રણે મુસાફરોએ દોડતે પગલે જંગલનો માર્ગ લીધો.

## પ્રકરણ ૯ મું.

### ભૂત દર્શન!

"મેના, ઓ મેના! તું શું કરે છે?" જયસિંહની પત્નીએ મેના એકાન્તમાં આટલો બધો સમય શું કરતી હશે એવો ખ્યાલ આવતાં જ બુમ પાડી. જયસિંહ તથા તેની પત્ની બન્ને જણાં આ અતિથિ બાળાને તદ્દન વિસરી જ ગયાં હતાં. એક આખો દિવસ તેઓએ તેને વીસારી મુકી હતી. અચાનક યાદ આવતાં ઉપર પ્રમાણે મેનાને બોલાવવા માટે જયસિંહની પરોપકારી સ્ત્રી અતિથિવાળા ઓરડામાં ગઇ. પરન્તુ મેના ત્યાં ક્યાંથી જણાય? "મેના તો અહીં જણાતી નથી!" તેના મુખમાંથી આશ્ચર્ય સાથે ઉદ્‌ગાર નીકળ્યા. તે તુરત જ પોતાના પતિ પાસે આવી અને મેના નહીં હોવાના સમાચાર સંભળાવી દીધા. જયસિંહ ગભરાયો અને તુરત જ ઉઠ્યો. આટલી મોડી રાત્રે આ યુવાન્ બાળા ક્યાં ગઇ હશે એ વિષે તેણે અનેક અટકળો કરી. પોતાનો એક શિકારી કૂતરો પણ નથી એમ જણાતાં એવું અનુમાન કર્યું કે તે, કૂતરાને લઇ જંગલમાં ફરવા ગઇ હશે અને ત્યાં કાંઇક અકસ્માત થયેલો હોવો જોઇએ. પોતાની પત્નીને તથા નોકરને યોગ્ય સૂચનાઓ આપી તે તુરત જ જંગલમાં જવા નીકળ્યો.

જયસિંહને જંગલના માર્ગે સંપૂર્ણ રીતે જાણીતા હતા છતાં તેણે ક્યા માર્ગે જવું તેનો કાંઇ વિચાર કર્યો નહિ. પરન્તુ કુદરતી રીતે જ તેણે, મેનાવાળો માર્ગ લીધો, અને જે વૃક્ષ નીચે તે બાળાએ આરામ લીધો હતો ત્યાં જ તે આવી પહોંચ્યો. તેના સાંભળવામાં, કોઇ પ્રાણીના મુખમાંથી નીકળતો ઝીણો અવાજ આવ્યો. પાસેની ઝાડીમાંથી એ અવાજ આવતો હતો પરન્તુ ઝાડી એટલી તો ગીચ હતી કે, શુકલપક્ષની રાત્રી હોવા છતાં પણ ત્યાં કાંઇ પણ દેખી શકાતું નહિ. તે પ્રાણીને જાણે કાંઇક દુઃખ થતું હતું એવી તરેહનો અવાજ આવતો હતો. અંધારૂં એટલું ગાઢ હતું કે જયસિંહ માત્ર અવાજના આધારે તે દિશામાં ચાલ્યો. એટલામાં ઝાડીની પાસે જ કોઇ પ્રાણીના મુડદા સાથે તેનો પગ અફળાયો. નીચા વળી તેણે તે શબ ઉપર હાથ ફેરવી જોયો. "અરે! આ શું? આ તો મારો જ કુતરો! બેટા મોતી! તારી

આ દશા કરનાર કોણ પાપી છે ?" જયસિંહનાં નેત્રોમાંથી અશ્રુનાં બે બિન્દુ પડયાં. પરન્તુ તુરત જ તે સાવધ થયો અને આ દુષ્કૃત્ય કરનાર ઉપર વૈર લેવાની પ્રતિજ્ઞા કરી તેણે મોતીઆને પાટાપીંડી કરવા માંડી. જંગલના કેટલાક જંગલી છોડવાઓના ઔષધીય ગુણોથી તે જાણીતો હતો એટલે તેણે એક છોડવાનાં પાનને બે પથ્થર વચ્ચે લસોટી તેનો રસ કાઢી તેનો પાટો બનાવી મોતીઆના ઘા ઉપર બાંધી દીધો.

"બેટા, હવે મારે અહીંથી આગળ જવું જ પડશે. તું અહીં જ રહેજે અને તને થોડા વખતમાં આરામ થઇ જશે." આમ કહી જયસિંહ ત્યાંથી ઉતાવળે પગલે આગળ વધ્યો. 'મેનાને કોઈ હરામખોરે જ હેરાન કરેલી; અગર તો તેને કદાચ ઉપાડી પણ ગયેલો,' જયસિંહ વિચાર કરતો આગળ ચાલ્યો. 'નહિ તો આ બિચારા પ્રાણીને આવો ઘા કરનાર બીજું કોણ હોઈ શકે ?' લગભગ પચીસથી ત્રીસ કદમ આગળ વધતાં, એક વૃક્ષ પાસે કોઇ મનુષ્યની આકૃતિ જણાઇ. તે પોતાને મસ્તિષ્ક ઉપર કાંઇક ફેંટા જેવું લપેટતી જણાઈ. એક પળ પણ ગુમાવ્યા સીવાય જયસિંહ તેની પાછળ જઇને ઉભો અને તેના સ્કંધ ઉપર પોતાનો હસ્ત મુક્યો. જયસિંહને શક ગયો કે તે કોઇ બહારવટીઓ હોવો જોઇએ, અને કદાચ મેનાનો ખૂની પણ એ જ હશે એમ તેને લાગ્યું.

"તું કોણ છે ?" જયસિંહે દમ ભરાવ્યો.

રાત્રે આ ઓચિન્તા મનુષ્યના સ્પર્શથી ચકીત થયેલો, શરીરમાં થતી વેદનાથી નિર્બળ બની ગયેલો, કર્તવ્યશૂન્ય તે મનુષ્ય તુરત જ ગળગળો થઇ ગયો અને જયસિંહનાં ચરણોમાં લોટી પડયો.

"પણ તું છે કોણ ?" જરા પણ નરમાશ બતાવ્યા સિવાય તેને પોતાના હાથથી ઉઠાડી જયસિંહે સવાલ કર્યો.

"તેનું તમારે શું કામ છે ?" જયસિંહ માત્ર એકલો જ છે એમ જાણી જતાં તે હરામખોરે હવે સામો દમ મારવા માંડયો.

"મારે શું કામ છે ? હા, હા, મારે જ કામ છે. હું આ જંગલનો રખેવાળ છું. જંગલમાં કોઇ બહારવટીઆઓ તોફાન કરે નહિ, અથવા જંગલને નુકસાન ન થાય તેની તજવીજ રાખવાને હું રહેલો છું. હું તને કાંઇક ઓળખી શકું છું. તું થોડા દિવસો ઉપર પેલા મુસાફિરોની પાછળ પડયો હતો એવો જ—એજ લાગે છે. છતાં જો તું મારા પ્રશ્નોના ખરા અને સ્પષ્ટ ઉત્તર આપશે તો હું તને જવા દઇશ નહિ તો તને માંડવગઢના કારાગૃહનો સ્વાદ ચખાડવો જ પડશે."

"ચાલો બોલો ત્યારે, મને યોગ્ય લાગશે તો જવાબ આપીશ."

"તેં આજે સાંજે આ જંગલમાં કોઇ શ્વેતવસન ધારણ કરેલી બાળાને જોઇ હતી?"

હરામખોરના મુખ ઉપર સ્હેજ હાસ્ય જણાયું. "હું સમજ્યો. તેં તેને જોયેલી છે. પણ આ શું? આ રૂધિરનાં ટીપાં ક્યાંથી પડે છે? ઓહો! તારા મસ્તકમાં જખમ થયેલો છે! અને એ પણ કોઇ પશુના જ કરડવાથી. બસ! હવે તું ઉભો જ રહે. મને બધી ખાત્રી કરી જોવા દે." જયસિંહે તેના મસ્તક ઉપરનું ફાળીયું ખેંચી લીધું અને મસ્તકના પાછલા ભાગમાં લટકતો માંસનો લોચો ખુલ્લો કર્યો. હવે તે હરામખોર ગભરાયો અને પોતે શું બોલે છે તેનું ભાન પણ ભૂલી ગયો અને મોટેથી બોલ્યો: "તને શી ખબર પડી કે આ કૂતરાએ જ ભરેલા બચકામાંથી થયું છે? અમે તો એકલા જ હતા!"

"ત્યારે એ યુવાન્ બાળા ક્યાં છે? બોલ, હવે તું બરાબર સપડાયો છે. બોલી દે; નહિ તો હું તને કત્લ કરી નાંખું છું."

જયસિંહ પ્રત્યુત્તરની રાહ જોતો હતો તે ગફલતનો લાભ લઇ તે હરામખોરે પોતાની પાસેનું મજબુત કામઠું ઉગામી જયસિંહને માર્યું. જયસિંહને આથી કાંઇક તમ્મર આવ્યાં પરન્તુ તુરત જ તેણે સાવધ થઇ પોતાની પાસેની ગેડી એવા જોરથી મારી કે તે હરામખોર ત્યાં શબતુલ્ય થઇને જમીનદોસ્ત થયો.

"મારૂં અંતઃકરણ દયાથી ભરાયું છે; નહિ તો આ પળે જ હું તને ઠાર કરી નાંખત; ઠીક, પણ હવે તું મને એ બાળાનો પત્તો આપવાનો નથી એટલે તને હું અહીં જ પડતો મુકીને જઉં છું. એક નીચ પશુના જેવું જ તારૂં મરણ થવા દેવાની જરૂર છે." આમ કહી જયસિંહ ત્યાંથી આગળ ચાલી નીકળ્યો.

"ઠીક, પરન્તુ તું ધારે છે એમ કાંઇ હું મરી જવા આવ્યો નથી." જયસિંહની પીઠ જેવી દેખાતી બંધ થઇ કે તુરત જ એક કોણી ઉપર ટેકો દઇ ધીમે ધીમે તે હરામખોર બેઠો થતાં બબડ્યો. "હું કાંઇ મરી ગયો નથી. તું ધારે છે તે બધું ખોટું જ સમજી લેજે. મારાં હાડ ભાંગી ગયાં છે પરન્તુ હું કાંઇ મરણ પામ્યો નથી. વખત આવ્યે હું જ તને બતાવી આપીશ." ધીમે ધીમે તે પાસેની ઝાડીમાં ગયો અને ત્યાં આરામ લેવા લાગ્યો.

જયસિંહ આગળ જઇને મેનાની તપાસ કરવા લાગ્યો પરન્તુ તેને કાંઇ પત્તો મળે એમ લાગ્યું નહિ. તે નિરાશ થવા લાગ્યો નહિ. તેણે એમ

થાયુ કે કદાચ કોઈ જંગલી વરૂએ તેને ફાડી ખાધી હશે. પાછા ફરવાની તૈયારીમાં હતો એવામાં જ પાસેની એક ઝાડીમાંથી કોઇના ગાવાનો અવાજ સંભળાયો. જયસિંહ તે ધ્યાન દઈને સાંભળવા લાગ્યો. આ ગીત તેને પરિચિત લાગ્યું. પરન્તુ તેમાં કેટલાક શબ્દો ગ્રામ્ય લાગ્યા અને તેમાં બીજો પણ ફેરફાર જણાયો. "કોણ છે એ? આવી રાત્રે આવાં ખોટાં ગીતો ગાનારો?" જયસિંહે પોતાનું કાર્ય થોડો સમય વિસરી જઇ સવાલ કર્યો.

"મારા ગાયનમાં કોણે વચ્ચે પડવાની હિંમત કરી?"

"જેણે ઉદાજીનો અવાજ એક વખત સાંભળેલો છે તેને, તેની પાસે પહોંચવામાં ચંદ્ર, સૂર્ય કે બીજા કોઇના પણ પ્રકાશની જરૂર નથી."

"ઠીક ટોણો માર્યો!" બીજો અવાજ સંભળાયો.

"ચાલ, આગળ આવી જા; કોણ છે એ? તને સભ્યતા શિખવવાની જરૂર છે." ઉદાજી પોતાના ધનુષ્ય ઉપર બાણ ચડાવી તે છોડવાની તૈયારી કરતો હતો એવામાં જ પાસે ઊભેલા મકનાજીએ તેને અટકાવ્યો.

"અરે, મોટા ભાઇ, આ શું? તમે આને ઓળખ્યો નહીં? જે જયસિંહને સંદેશો કહેવા માટે આપણે જઈએ છીએ તે જ આ.",

"હેં? શું તું ખરૂં કહે છે?"

"હા; હું ખરૂં જ બોલું છું."

"ત્યારે તો હું ભુલ્યો;" આમ કહી તેણે ધનુષ્ય ઉતારી નાંખ્યું અને બાણને પાછું ભાથામાં મુકી દીધું. તુરત જ તે જયસિંહની તરફ દોડી ગયો. "મિત્ર જયસિંહ, મને ક્ષમા કરજો. તમને જ આનંદના સમાચાર આપવા અમે આવતા હતા. તમારા ગૃહમાં અતિથિ થયેલી બાળા મેના અમારે ત્યાં સહીસલામત છે. આ જંગલમાંથી મેં જ તેને બચાવી હતી. પણ જયસિંહ! તમે એકલા કેમ? અમરસિંહ ક્યાં?"

"ધીમેથી બોલો; ઉદાજી, કોઈ શત્રુ સાંભળી જશે. અમરસિંહ માંડવગઢ ગયેલો છે અને ત્યાંથી બીલકુલ પાછો ફર્યો નથી." જયસિંહે ધીમેથી જવાબ આપ્યો.

"પણ જયસિંહ, તમારો ચ્હેરો કેમ ફીક્કો જણાય છે? શું તમારા શરીરે કાંઇ જ્વર છે?" ઉદાજીએ હવે જયસિંહની તબીઅતના સમાચાર પુછવા માંડ્યા.

"ના, પરન્તુ મારૂં અંતઃકરણ દુઃખથી ભરેલું છે. મારો સાળો થોડા દિવસ પહેલાં ગુજરી ગયો છે, મને તેણે ઘણી બાબતો—પણ હવે તે વિષે વાત કરવાનું કાંઈ જ કારણ નથી. હું ઇશ્વરનો આભાર માનું છું કે મેના

સહીસલામત છે. જંગલમાં હું તેની જ તપાસ કરવા નીકળ્યો છું. જ્યારે મેં મારા વ્હાલા શિકારી કૂતરાને ઘાયલ થયેલો જોયો તે વખતે મને કેટલી ચિન્તા થઇ હશે તેનો ખ્યાલ તમે જ કરી લ્યો."

"હેં? શું તમારો પેલો મોતીઓ જ મરણવશ થયો છે?"

"હા; એ જ મારો વફાદાર અને જુનો મિત્ર. મને એના જેવું પ્રાણી હવે ફરીથી મળનાર નથી."

"અરે, એવું ઘાતકી કૃત્ય કરનાર કોણ? એક વખત મને એ દુષ્ટને બતાવો અને એનાં હાડકાં પાંસળાં હું ભાંગી નાંખું."

"તમે એ વિષે જરા પણ ફીકર કરશો નહિ; એ મારા વ્હાલા શ્વાનનું વૈર મેં ક્યારનુંએ વાળી લીધું છે."

"તેની કાંઇ હરકત નહિ. હું પણ તેનું વૈર લેવાનો જ. એક કૂતરાને મારનારો એ બ્હીકણ મનુષ્ય ક્યાં છે તે મને બતાવો જ. હું ધારૂં છું કે તે કોઈ બહારવટીઓ જ હોવો જોઇએ."

"એને ત્યાં પેલા ઝાડ પાસે મરતો જ મુક્યો છે. હજુ તો તે મરણ પામ્યો નહીં હોય."

ત્રણે જણ ત્યાંથી પાછા ફર્યા અને પેલા હરામખોરને જ્યાં પડતો મુક્યો હતો ત્યાં પહોંચી ગયા પરન્તુ ત્યાં તેનો પત્તો મળ્યો નહિ!

ત્રણે જણ આશ્ચર્ય પામ્યા. "આ તો એક ચમત્કાર; પરન્તુ આ પેલા બે વૃક્ષોની વચ્ચેની જમીન પાસે અનેક પ્રવાસીઓને ઘણી વખત ભૂત જણાય છે." મકનાજીએ કહ્યું. "અમે ઘણી વખત શિકારે જવા માટે ત્યાં એકત્ર થઈએ છીએ."

"આ શું? જયસિંહ તમને શરીરે ધ્રુજારી કેમ આવે છે?" ઉદાજીએ પૂછ્યું.

"કાંઇ નહિ. સ્હેજ; એતો જરા......" જયસિંહે પોતાની તાત્કાળિક નિર્બળતા ઉપર ઢાંકપીછોડો કરવાના ઉદ્દેશથી જવાબ આપ્યો.

"જયસિંહ! તમે આટલી બધી વૃદ્ધ વયે પહોંચ્યા છતાં પણ આવા એક નજીવા કારણથી બ્હી જાઓ એ તો ખરેખર અમારાથી જોઇ શકાતું નથી; જો કે એ ખરૂં છે કે આ જગો માટે લોકોમાં બહુ વ્હેમ ચાલે છે. એમ કહેવાય છે કે કોઈ ભરયુવાન્ ઉમ્મરની અબળાને કોઇ લુંટારાઓએ અહીં કત્લ કરી નાંખી હતી અને તે ભૂત થઈ અહીં રઝળ્યાં કરે છે. હું તો અહીં મધ્યરાત્રે પણ અનેક વખત આવું છું પરન્તુ મારા જોવામાં તે કદી આવી નથી. માંડવગઢ તથા ડીસાગામના લોકો એમ કહે છે અને કેટ-

લોક તો વળી સોગંદ ઉપર પણ કહે છે કે તેમણે તેને જોયેલી છે." મકનાજીએ બધો ખુલાસો કર્યો.

મકનાજીના આ ખુલાસાથી જયસિંહની ધ્રૂજારી વધી ગઈ; તેના દાંત બંધાઇ ગયા. તેણે હાથ લંબાવીને પોતાની સાથેના બન્ને મિત્રોને કાંઇક અદૃશ્ય વસ્તુ બતાવવા માંડી. એકાએક વૃક્ષની પાસે પડેલાં પાનોના ઢગલાને પવનનો સપાટો લાગ્યો અને એક શ્વેતવસના સુંદરી જાણે ત્યાંથી ખસી ગઇ હોય એમ લાગ્યું.

"સીતા! સીતા! મારી વ્હાલી બ્હેન!" જયસિંહે બુમ પાડી. "તારી શી ઇચ્છા છે? મને કહેતી જા."

ઉદાજી અને મકનાજી બન્ને ભાઇ હિમતવાન્ હતા પરન્તુ જયસિંહની આ સ્થિતિથી કાંઇક ગભરાયા. તેમણે હવે જયસિંહની આસનાવાસના કરવા માંડી. પેલી શ્વેતવસનધારિણીને તેઓએ નજરે જોઇ હતી. તેમની સામે તે આગળ વધતી હતી પરન્તુ પવનના તોફાનથી તે અદૃશ્ય થઈ ગઇ હતી.

"એતો એ જ છે; હજુ પણ તેનો અગ્નિસંસ્કાર થયો નહિ હોય." આ પ્રમાણેના શબ્દો બોલી જયસિંહ મૂર્ચ્છાવશ થઇ ગયો અને મકનાજી તથા ઉદાજી ત્યાં દિઙ્મૂઢ થઇને ઉભા. પેલી વ્યક્તિ જો કે અદૃસ્ય થઈ હતી પરન્તુ તે દિશામાંથી નિસાસાના અવાજ આવતા હતા. થોડીવાર પછી બન્નેને પાછી હિંમત આવી અને જયસિંહને કેવી રીતે શુદ્ધિમાં લાવવો તેનો તેઓ વિચાર કરવા લાગ્યા. તેનાં મીચાયેલાં નેત્રો ઉપર તેમણે હાથ ફેરવ્યા. બે ત્રણ છોડવાનાં પાનોનો રસ નીચોવી તેના મુખમાં રેડ્યો પણ તેથી જરાપણ અસર થઈ નહિ; જયસિંહને હિંમત લાવવાને તેમણે તેના કાન આગળ મુખ ધરીને કેટલાક શબ્દો કહ્યા. પણ એકે ઉપાય ફળીભૂત થયો નહિ. આટલું છતાં જયસિંહના શરીરમાં ચેતન આવવાનું કાંઇ ચિન્હ જણાયું નહિ. માત્ર તેના હૃદયમાં ધબકારા થતા જણાતા હતા તેથી જ તે જીવતો છે એમ જાણી શક્યા.

"કેમ કરીશું? ભાઈ!" મકનાજીએ પુછ્યું.

"હવે તેને ગમે તેમ કરીને પાછો ઘેર પહોંચાડીએ." ઉદાજીએ જવાબ આપ્યો.

જયસિંહને સુખેથી કેવી રીતે લઇ જવો એનો વિચાર કરવા લાગ્યા અને તેમાં એવો નિર્ણય થયો કે બે સીદ્ધાં વાસના દંડ કાપી લાવવા અને તેની ઉપર તેને સુવાડી લઇ જવો. મકનાજી તુરત જ ત્યાંથી ઉપડ્યો અને જરા દૂર ગયો. એટલામાં જ, જે વૃક્ષની નીચે પેલી શ્વેત વસ્ત્રોવાળી વ્યક્તિ

જણાઈ હતી ત્યાં કોઇ પદાર્થ તેના પગને અથડાયો. કદાચ કોઈ કાષ્ટનો ટુકડો હશે એમ ધારી તે ત્યાંથી ઉઠીને આગળ ચાલવા જતો હતો પરન્તુ એટલામાં તેને લાગ્યું કે તે કાષ્ટ નહિ પરન્તુ કોઈ પ્રાણી છે. તે જરા હાલવા લાગ્યું અને તેના મુખમાંથી કાંઇક અપશબ્દો નીકળ્યા.

"ઉદાજી, જો, જો; આ કાંઇક છે." તે પડેલા મનુષ્યનું ગળું દબાવીને મકનાજીએ બૂમ પાડી. "એને મેં પકડ્યો છે."

"તો એને મૂળમાંથી જ કાપી નાંખને!" પોતાની જગોએથી જરા પણ ખસ્યા વિના ઉદાજીએ ઉત્તર આપ્યો.

"અરે આ કાંઇ ઝાડ નથી; આતો કોઇ હરામખોર છે. પેલા બિચારા કૂતરાને મારનારો."

"અરે બાપુ મને જવા દેને; મારૂં ગળું બહુ દબાય છે. તમે વળી બે જણા છો! હું મરી જાઉં છું. જરા નરમ કરને ભાઇ."

"ત્યારે તું બોલીદે કે આ પેલા પાંદડાંઓના ઢગલા પાસે તું જ હતો કે?"

"હા."

"પેલી યુવાન્ અબળાને તેંજ સતાવેલી કે?" મકનાજીએ ફરી પુછ્યું. એટલામાં ઉદાજી પણ ત્યાં આવી પહોંચ્યો.

"અને પેલા કૂતરાને મારનારો પણ તું જ કે?" ઉદાજીએ લાત મારીને તિરસ્કાર દર્શાવ્યો.

"મારા ઉપર દયા કરો; મને મારી ન નાંખો." તે હરામખોરે બે હાથ જોડીને જવાબ આપ્યો.

"અને અત્યારે જ તેં એક વૃદ્ધ મનુષ્યનું લગભગ મૃત્યુ આણ્યું છે. તેણે તારા જ હૃદયમાં **સી**તાને માની લીધી છે."

"**સી**તા! હા, **સી**તા; તેને મેં ગંભીર અન્યાય કરેલો છે. તે કમનસીબ બાળાનું લગ્ન કરાવનાર હું જ નિર્ભાગી હતો. બ્રાહ્મણનો કૃત્રિમ વેષ કરીને મેં તેને હમીરસિંહની સાથે પરણાવી હતી."

"તારી આવી સ્થિતિ કેમ થવા પામી તે તું અમને કહે."

"અહીં જંગલનાં વરૂઓએ મારી આ સ્થિતિ કરી છે." શરીરે ભયંકર વેદના ભોગવવા છતાં પણ તે હરામખોરે અસત્ય બોલવાનું ચાલુ રાખ્યું. "તે વરૂઓએ મારા માથામાં તથા બીજે બચકા લઇ માંસનાં લોચાઓ છુટા કર્યા છે. બે દિવસથી અનાજ મને બીલકુલ મળ્યું નથી. મારામાં જરા પણ સામર્થ્ય રહેવા પામ્યું નથી. મારા ઉપર દયા કરો."

"આ કોઇ બહારવટીઓ છે." મકનાજીએ ઉદાજીના કાનમાં ફુંક

મારી. "જયસિંહના મોતીઆને મારનારો, મેનાને હેરાન કરનારો અને જયસિંહના હાથે માર ખાનારો આ જ મનુષ્ય છે એવી મારી ખાત્રી થાય છે. તેનામાં અહીંથી દૂર જતા રહેવાની શક્તિ છે નહિ એટલે આપણે આવતી કાલે સવારે તેની ખબર લઈશું. જો તે સવારે મરણ પામશે તો તેનો અગ્નિસંસ્કાર કરીશું અને નહિ તો તેને માંડવગઢ પહોંચાડી દઈશું. તે હરામખોરને ત્યાં જ રહેવા દઈ બન્ને ભાઈઓ જયસિંહની પાસે આવીને ઉભા. જયસિંહમાં હવે કાંઈક ચેતન આવતું જણાયું. તે બીજાના હાથના ટેકાથી ઉભો થયો. બન્ને જણાએ તેને હવે હાથના ટેકા આપ્યા અને ધીમે ધીમે જયસિંહના મકાનનો માર્ગ લીધો.

"જયસિંહ, તમને શું થયું હતું ?" થોડે દૂર ગયા પછી મકનાજીએ વાતચિતનો પ્રસંગ ઉપસ્થિત કર્યો.

"હું તમને ધીમે ધીમે એ ભૂતની વાત કરૂંછું !" ચાલવાથી શરીરમાં સ્ફુર્તિ આવતાં જયસિંહે જવાબ આપ્યો.

"હેં ! તમે ભૂત જોયું; અમે તો તે નજરે જોયું !" મકનાજીએ હસીને કહ્યું.

"ખોટી વાત; તમને હજુ એવી બાબતોનો અનુભવ નથી."

"હું જ તમને કહેવાનો હતો કે પેલા જે હરામખોરને તમે શિક્ષા કરી હતી તે અમને મળ્યો."

"તમને તે મળ્યો ?"

"હા, અને લગભગ મરવા પડેલો."

"પછી તમે તેનું શું કર્યું ?"

"તેને ત્યાં જ પડતો મુક્યો."

"ઠીક; પણ મારા જોવામાં જે શ્વેત વસ્ત્રધારી વ્યક્તિ આવી હતી તે તો એ હોઈ શકે જ નહિ; તમે હજુ આવી બાબતોમાં તદ્દન અજ્ઞાન જણાઓછો.

બન્ને ભાઈઓ સામું જોઈને હસ્યા. ધીમે ધીમે ચાલતા ચાલતા ત્રણે જણ મકાને આવી પહોંચ્યા. જયસિંહની પત્નીના જીવમાં જીવ આવ્યો.

## પ્રકરણ ૧૦ મું.

### પ્રણયીને પત્ર.

જસીના કહેવા પ્રમાણે જ ઠાકોર દુર્જનસાલ સર્પના જેવો ક્રોધ કરી પોતાના ૭ હજુરીઆઓ સાથે વીરસિંહવાળા કારાગૃહ પાસે આવી પહોંચ્યા. છએ જણના હાથમાં નાગી તલવારો હતી. કારાગૃહમાં કેદી હતો નહિ!

"હા! હા!" એક ભયંકર વ્યાઘ્રની પેઠે દાંત પીસીને ઠાકોરે મોટેથી બુમ પાડી; "હા! હા! ત્યારે મારી આજ્ઞાનું પાલન આવી જ રીતે થાય છે! હું ખરેખર ચકીત થઇ ગયોછું! મારા જેલરો અને આ તુરંગોનું—અરે એ બધાનું શું કામ છે? બસ, હવેથી હું પોતે જ બધાનો ન્યાય ચુકવીશ અને કેદીઓને મારા માનના જ ખાનગી અવાસ પાસે કેદ કરાવી!...અરે દારોગો ક્યાં છે?"

"આ રહ્યો, બાપુ;" એક સીપાઇએ દારોગાને આગળ ધરતાં જવાબ આપ્યો. "મેં બરાબર જાપતામાં રાખ્યો છે; નહિ તો તે ક્યારનો છટકી ગયો હોત."

"અને જો તે છટકી ગયો હોત, તો તેની જગોએ તારે જ ફાંસીના માંચડે ચડવું પડત. ચાલ્ય, એ સુવરના બચ્ચા, આમ આવ; આ જો, તુરંગનું દ્વાર બંધ છે અને આ જાળીયું પણ સાંકડું છે. હવે મને સમજાવ કે આમાંથી કેદી શી રીતે છટકી ગયો. એ કાંઇ એવો નાનો નથી કે આ જાળીમાંથી બહાર જતો રહે! તેમ એ કાંઇ આ દ્વારના બાકોરામાંથી પણ પવનની પેઠે નીકળી જાય તેવો નથી. ચાલ્ય બોલ ત્યારે એ શી રીતે જતો રહ્યો?"

દારોગો તો જાણે પાષાણની મૂર્તિ હોય એવો જડ બની ગયો.

"તેં કેવા ઇરાદાથી તેને નસાડી મુક્યો છે? જરા શાન્તિથી જવાબ દે; ગભરાતો નહિ. હું તને કાંઇ ગુસ્સામાં પુછતો નથી, માટે બીલકુલ નિર્ભય થઇને ઉત્તર આપજે. જો તું તારો ગુન્હો કબુલ કરીશ તો હું તને માફી આપીશ." ઠાકોરે દારોગાને પેચમાં લેવા માંડ્યો.

પરન્તુ ઠાકોર દુર્જનસાલની પ્રકૃતિથી આ દારોગો સારી રીતે જાણતો હતો. તે એવી કૃત્રિમ શાન્તિથી જરાએ ઠગાયો નહિ; તે તો એક શબ્દ પણ બોલ્યો નહિ અને ભયથી થરથર ધ્રૂજવા લાગ્યો.

"તમે બધાય મૂર્ખના સરદારો જ ભેગા થયાછો!" આખરે દુર્જનસાલે ગુસ્સાથી તાડુકો કર્યો. "મને એ પણ ખાત્રી જ છે કે કિલ્લાના રખેવાળને પણ આ કમનસીબ ઘટનાની ખબર આપવા જેટલી તમારા કોઇમાં

બુદ્ધિ નથી. ચાલો, એકજણ જાઓ અને એકદમ ખબર આપો કે દરવાજો બંધ કરી, કોઇને પણ બહાર જવા દેવામાં આવે નહિ."

તુરત જ એક સીપાઇ દોડી ગયો; પરન્તુ જે ગુપ્ત માર્ગેથી જવાનું હતું ત્યાં તે ભુલો પડવાથી, ખરો માર્ગ ચૂકી ગયો અને ઉંધે માથે એક અંધારા ભોંયરામાં પડ્યો! તેનો પ્રાણ ત્યાં જ પલાયન કરી ગયો અને આ અકસ્માતને લીધે જ, અમરસિંહ તથા વીરસિંહ અને સન્યાસી આવા કિલ્લામાંથી સહીસલામત છટકી જવા પામ્યા હતા.

"મારા માથાના મુગટ, બાપુ!" એક ખુલ્લી તરવારવાળા સીપાઇએ જણાવ્યું, "મારૂં એવું ધારવું છે કે આપણે અહીં આવતા હતા એવામાં, કિલ્લાની ગેલરીના છેક છેલ્લા ખુણા તરફ મેં કોઇ મશાલનો પ્રકાશ જોયો હતો."

"અને તેની ખબર મને કહેવા માટે તેં આટલો બધો વખત રાહ જોઇ, ખરૂંને?" ઠાકોરે ગુસ્સાથી સવાલ કર્યો. "તે હરામખોરોએ કોઇ પણ રીતે મારો નાશ કરવાનો નિશ્ચય કર્યો છે! પણ પહેલાં તો તેમનો જ હું વિનાશ કરીશ; પરન્તુ પહેલાં તો તમને ફાંસીએ ચડાવી દઉં; બસ, જો એ હરામખોરોનો પત્તો ન લાગ્યો તો સૌથી પહેલો આ દરોગો જ ફાંસીને માંચડે ચડી જાય."

આમ કહેતાં જ, દુર્જનસાલે પાસેના સીપાઇના હાથમાંથી મશાલ ખુંચાવી લીધી અને તુરત જ અન્તઃપુરનો માર્ગ લીધો. રાજકુમારી માનકુંવર તે સમયે ઠાકોરની સેવા કરવામાં રોકાયેલી હતી. ઠાકોર ત્યાં દાખલ થયા ત્યારે તે મોટેથી બોલી પ્રાર્થના કરવા લાગી.

"કેમ, તું અહીં અત્યારે શું કરે છે?"

"પિતાજી, હું ઠાકોરજીની પ્રાર્થના કરૂં છું."

"પેલો બામંડા કે જેને ફાંસીએ લટકાવવો જોઇએ તેને સારૂ પ્રાર્થના કરતી હઇશ?"

"ના, પિતાજી; હું તો આપનું અને આપની પ્રજાનું કલ્યાણ થાય એવી પ્રાર્થના કરૂં છું."

"બહુ સારૂં. ચીબાવલી ન થા; પેલા હરામખોરને તેં ક્યાં સંતાડ્યો છે તે બતાવી દે."

"કોણ હરામખોર?"

"પેલો કપટી, દગાખોર વીરસિંહ."

"પિતાજી, મને તેની કાંઇપણ ખબર નથી."

"તું મને ઠગે છે; તે અહીં આ જ છે !"

"પિતાજી, મેં કદિપણ આપને ઠગેલા નથી."

ઠાકોરે પોતાની પુત્રીની સામે તાકીને જોયું.

"બાપુ, અહીં તો એ બેમાંથી કોઇ જણાતું નથી." એક સીપાઇ કે જેણે ત્યાં બધે ફરીને તપાસ કરી હતી તેણે હવે આવીને ઠાકોરને ખબર આપ્યા.

"બેમાંથી એકે નથી ?" અમરસિંહ છટકી ગયો હશે, એવો શક આવતાં ઠાકોરે કહ્યું.

"બાપુ, બેમાંથી એકે નથી. બન્ને કેદીઓ નાસી ગયા છે."

અમરસિંહ પણ છટકી ગયો તે સમાચારથી ઠાકોરનો ગુસ્સો અતિશય વધી ગયો.

અમરસિંહે ઠાકોરનું અપમાન કર્યું હતું એટલું જ નહિ પરન્તુ તેની પાસેથી વીરસિંહના સંબંધની કેટલીક બાતમી મેળવવાની હતી તે હવે મળશે નહિ એ વિચારે દુર્જનસાલ રાતો પીળો થઇ ગયો—

"ઓહો ! બેમાંથી કોઇ નથી ! ચાલો એ ત્રણે શબ્દોનો અર્થ સમજાવો !"

સીપાઇઓના પગ થરથર ધ્રૂજવા લાગ્યા અને શું જવાબ આપવો તેનો નિર્ણય કરી શક્યા નહિ.

"ચાલ્ય, બોલ; તું કોણ છે ? અને ક્યાં પહેરો રાખે છે ?"

"અન્નદાતા, મારૂં નામ ધનાજી છે અને હું કિલ્લાની પૂર્વ બાજુએ જે તુરંગ છે ત્યાં રહું છું."

"હરામખોર, ત્યારે તો પેલા જંગલના રખેવાળના છોકરાને તેં જ છટકી જવા દીધો. તું જ એ તુરંગની તપાસમાં હતો ખરોને ! તને તો આ ખંજરથી જ હું પુરો કરી નાંખીશ."

ઠાકોર દુર્જનસાલના ગુસ્સાના ભોગ થઇ પડેલા સીપાઇઓની દશાનું વર્ણન અત્રે આપીને વાચકોને કંટાળામાં નહી નાંખતા એટલું જ કહેવું બસ થશે કે સીપાઇઓએ હવે કાંઇ પણ જવાબ નહીં આપવાનો નિશ્ચય કરી દીધો. ઠાકોરનો સ્વભાવ એટલો તો ક્રોધી હતો કે જો તે ક્રોધ દૂર કરે તો તે જ પળે જાણે તેના પ્રાણ પણ દૂર થાય.

"બાપુ, હું કબુલ કરૂં તો મને ઠાર કરવાની આપે ધમકી આપી છે."

"અને હું મારૂં વચન સંપૂર્ણ રીતે પાળી બતાવીશ એમાં પણ શંકા નહિ."

"ત્યારે કાંઇ પણ બોલવાની મારી હીંમત ચાલતી નથી."

આજ પળે ઠાકોરે પોતાનું ખંજર કાઢ્યું અને તે બિચારા સીપાઇનું

મોત આણવાની તૈયારી કરી પરન્તુ તુરત જ માનકુંવર વચ્ચે પડી અને તેનો હાથ ઝાલી લીધો. "પિતાજી, આ ઠાકોર મંદિરમાં આપના હાથે જ રક્તપાત થવો ન જોઇએ."

તે બિચારો સીપાઈ બચી ગયો. ઠાકોરે ખંજર મ્યાન કર્યું. સીપાઇઓને બહાર જવાનું ફરમાન થયું. માનકુંવરને યોગ્ય આશ્વાસનના શબ્દો કહી ઠાકોર બહાર આવ્યા.

"સીપાઇઓ, બસ એકદમ ઘોડાઓ ઉપર સાજ નાંખી તૈયાર થઇ જાઓ. પાંચ મીનીટમાં બધાએ અહીંથી પેલા ત્રણે હરામખોરની પાછળ પડી તેમને પકડી પાડવાના છે. બધાએ જંગલના રસ્તે જ જવું." સીપાઇઓ સત્વરે દોડી ગયા. ઠાકોર પાછા અન્તઃપુરમાં દાખલ થયા અને માનકુંવર-વાળા ઠાકોર મંદિરના દ્વાર પાસે આવ્યા એવામાં તેમના સાંભળવામાં નીચે પ્રમાણે શબ્દો આવ્યાઃ "બચ્યા! બાઈ સાહિબ, બચી ગયા!"

માનકુંવરના અવાસમાં આ બીજી વ્યક્તિ કોણ હશે અને તે બચી ગયાની વાત કોના વિષે કરતી હશે તેની અટકળ ઠાકોરથી તુરત થઈ શકી નહિ. પરન્તુ તે અવાજ પરિચિત લાગ્યો. માનકુંવરની દાસી–વિશ્વાસુ દાસી જસીનો જ એ અવાજ હતો એ તેના જાણવામાં આવી ગયું. આ પળે માનકુંવર અને તેની દાસી બન્ને જણ રાજકુમારીના શયનાગાર તરફ જ-વાની તૈયારી કરતાં હતાં પરન્તુ દુર્જનસાલે તુરત જ તેમને ઘાંટો કાઢી ઉભા રહેવાનું ફરમાવ્યું.

"દાસી, તું ઉભી રહે; મારે તારૂં કામ પડયું છે." ઠાકોરને જોતાં જ બન્ને બાળાઓના પેટમાં ધ્રાસકો પડ્યો. તેમનાં ગાત્રો થરથર ધ્રજવા લાગ્યાં. જસીના તો હોશ જ ઉડી ગયા. તે ત્યાં ચિત્રવત્ ઉભી રહી.

"જસી, તું આમ આવ; તને થોડુંક પુછવાનું છે. તું આટલી બધી ડરે છે શા માટે? હું કાંઇ તને ખાઇ જવાનો નથી."

"બાપુ, મને આપનો બહુ ડર લાગે છે. આપ અત્યારે આટલા ગુસ્સે કેમ થયા છો? મારી તો આપની નજીક આવવાની જરા પણ હિંમત ચા-લતી નથી." ભયગ્રસ્ત થયેલી અને ઠાકોરની સામે શંકાની નજરથી જોતી દાસીએ થરથરતે અવાજે જવાબ આપ્યો.

"જસી, તારૂં શાણપણું અમારા સર્વના જાણવામાં છે અને તેમાં પણ હું તો સારી રીતે સમજું છું કે તું કાંઇ એમ બ્હી જાય તેવી નથી. છતાં હું ધારૂં તો તને થરથરાવી દઉં; માટે મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરતાં વિચાર કરજે. હવે ત્યારે મને કહી દે જોઇએ કે કોણ બચી ગયું? હરામ-

ખોર છોકરી! તારા શબ્દ મેં બરાબર સાંભળ્યા છે."

"મેં એવું કાંઇ નથી કહ્યું કે કોઈ બચી ગયું!" પોતાની સાડીના છેડા સાથે રમત કરતાં તે ચતુર બાળાએ ઉત્તર આપ્યો.

"આહા! સાબાશ! જસી, રાજદરબારમાં રહીને તું અતિ પ્રવીણ તો થઇ ગઇ છે; પણ એમ નહીં તો આમ કહેલું કે 'બચ્યા, બચી ગયા, એક નહિ પણ ત્રણ જણ બચી ગયા!'

જસીએ કબૂલ કરવાને બદલે નકાર સૂચવવાને પોતાનું ડોકું ધુણાવ્યું.

"અરે હડહડતી જુઠ્ઠી!—જુઠું બોલતાં જ પકડાઇ!"

જસી ઠાકોરના સામું જ જોઈ રહી હતી. ઠાકોરના છેલ્લા શબ્દોનો અર્થ તે સમજી શકી નહિ. "તારા આ ઢોંગસોંગથી હું જરા પણ ઠગાવાનો નથી." ઠાકોરે હવે પ્રભાવ જણાવવાની તૈયારી કરી. "હું સંપૂર્ણ રીતે જાણી ચુકયો છું કે મારા કેદીઓને નસાડી દેવામાં તું મદદગાર થઇ છે. તું કદી પણ આટલી બધી નિર્ભયતા રાખતી નહિ. મારા માણસોને તેમની પાછળ જવાનો હુકમ મેં ક્યારનોએ આપી દીધો છે. હવે તો તેમને મુસ્કેટાટ બાંધીને એવા ભયંકર કારાગૃહમાં નંખાવું કે તેમનો કદી પત્તો જ લાગે નહિ."

"પણ બાપુ, હજુ તો તેમને પકડી આણવાના બાકી છે ને?" જસીએ અજાણી થવાનો પુરેપુરો પાઠ ભજવ્યો.

"તેમને કારાગૃહમાં નાંખ્યા અગાઉ, તેમની પાસેથી બધી હકીકત મેળવવામાં આવશે અને તે દ્વારા જો એમ માલુમ પડ્યું કે તેમને છટકી જવાની મદદ આપવામાં તું પણ સામેલ હતી તો તને ધ્રૂજાવી–રીબાવી દેવાનાં સાધનો પણ મારે ખોળી કાઢવાં પડશે.

"જેવી બાપુની મરજી."

"હા, હા, મારી જ મરજી. તું જોઇશ કે એમાં તારી મરજી કશા કામમાં આવવાની નથી."

"અન્નદાતા! હું પણ આપનો આભાર માનું છું કે આપે મારા માટે જે કાંઇ સજા કરવાની સૂચના—હું પણ તૈયારી કરી રાખુંને." સભ્યતા સાથે જ ટોળ કરતી જસી બોલી. તે જાણી ગઇ કે હાલ તો ભયનું વાદળ વીખરાઇ ગયું છે.

હવે જસી માનકુંવર તરફ વળી. તેણે જોયું કે ઠાકોરનું ધ્યાન બીજી તરફ રોકાયેલું છે. તેણે ધીમેથી પોતાની રાજકુમારીને કહ્યું: "બાઇ, હવે તમે શયનાવાસમાં પધારો. કાંઇક ઠંડી જણાવા લાગી છે અને વખતે તમને

શરદી થશે. તમારે કોઇ જાતની ચિન્તા રાખવી નહિ, એ વાત ખરી છે કે પણ......"

આ જ પળે ઠાકોર વચ્ચે બોલી ઉઠયા: "બોલ્ય જસી, હવે તું શું કહેવા માંગતી હતી? તે હરામખોરો બચી ગયાની વાત ખરી છે એમ કે બીજું?" ઠાકોરનો ગુસ્સો ધીમે ધીમે વધતો હતો. હવે તેમણે જસીને બરાબર સપડાવી હતી અને જસીને પણ લાગ્યું કે કોઇ પણ રીતનો જવાબ આપ્યા વિના ચાલે તેમ નથી. આમ વિચારી તે બોલી ઉઠી—

"આપ નામવરનો આટલો બધો આગ્રહ છે તો આપને હું કહી જ દઉં. હા, મેં તે સમયે એવા શબ્દો કહ્યા હતા કે "તે બચી ગયો છે!" આપના સીપાઇઓના સાંભળવામાં તે આવે નહિ એવા કારણથી હું ધીમેથી બોલી હતી. પરન્તુ મારા અન્નદાતા! આપનાથી તે કોણ છુપાવી શકે એવું છે? આથી મારાં બાઈ સાહેબને મેં કહ્યું હતું કે "તે બચી ગયો!" અને તે, પેલા ધનાજીને માટે જ મેં કહ્યું હતું! કે જેને તમે અહીં જ ઠાર કરવાની તૈયારીમાં હતા; પરન્તુ ઠાર કર્યો નહિ—પરમાત્માએ જ બિચારાનું રક્ષણ કર્યું". જસીએ નેત્રોમાં કૃત્રિમ રીતે અશ્રુ લાવીને કહ્યું.

"સાબાશ! જસી" ઠાકોરે આશ્ચર્યનો ઉદ્દગાર કાઢયો, "હાજરજવાબીના કાર્યથી જ તું આ અન્તઃપુરને શોભાવે તેવી છે! તું મને તો એક મૂર્ખમાં જ ગણી કાઢે છે ખરીને? પણ હું કહું છું કે તારા જેટલી કોઇ મૂર્ખ હશે નહિ. મારા શાન્ત સ્વભાવનો તું આ ગેરવાજબી લાભ લે છે. બહુ સારૂ; હવે ધનાજીને ફાંસીએ જ ચડાવી દેવામાં આવશે અને તેના પ્રતિ તને દયા આવે છે માટે તને પણ તેની સાથે જ ફાંસીને માંચડે ચડાવવામાં આવશે!"

"આપ નામદારનો હું આભાર માનું છું" એ હાથ જોડી માથું નમાવી જસીએ સભ્યતાથી ઉત્તર આપ્યો અને પછી તુરત જ રાજપુત્રીની સાથે અન્તઃપુરના અન્તર ભાગ તરફનો રસ્તો લીધો. રાજકુમારી તથા જસી મંદિર છોડીને અન્તઃપુરમાં દાખલ થયાં, જ્યારે ઠાકોર દુર્જનસાલ સ્ત્રી ચરિત્રની નિન્દા કરતો અને સ્ત્રીઓને હજારો શ્રાપ આપતો તેમની પાછળ જ ચાલ્યો. જસીનાં ટોળ ભરેલાં વચનોથી તેને અનહદ ગુસ્સો આવી ગયો હતો. ગુસ્સો કોના ઉપર કાઢવો તેની પણ તેને સમજ પડી નહિ. કદાચ જો કોઇ પણ આ પળે તેના કબજામાં અમરસિંહ અગર વીરસિંહને લાવી આપે તો તેને પોતાનું અડધું રાજ્ય પણ આપી દેવાને તે તૈયાર હતો. છતાં, જ્યાં સુધી સીપાઇઓ, નાસી ગયેલા કેદીઓને પકડી લાવી રજુ કરે તે દરમ્યાન

નનો સમય તેણે પોતાની દીકરીની સાથે જ વાતચિતમાં ગાળવાનો નિશ્ચય કર્યો.

જસીના જાણવામાં આવી ગયું કે ઠાકોર તેની પાછળ જ આવે છે. તેને શક પણ ગયો કે તેમ કરવામાં ઠાકોરનો કાંઇક હેતુ હોવો જોઇએ. આથી જાણે ઠાકોરના પાછળ આવવાની બીલકુલ ખબર જ ન હોય તેવો ડોળ કરીને તે જરા આગળ જ ચાલવા લાગી. ઠાકોરની પાસે અત્યારે કોઇ હજુરીઓ કે સીપાઇ મળે નહિ! અચાનક માર્ગમાં જ તે નામદારના પગે ઠોકર વાગી! અને તેમણે મદદ માટે બેત્રણ પોકાર કર્યાં. જસી સ્હેજ હસી અને તુરત જ પોતાનાં બાઇ સાહેબની રજા માંગી ઠાકોરની મદદે પહોંચી. હાથ ઝાલીને તેમને ઉભા કર્યા. “ આપ નામવરની હું ક્ષમા માંગુ છું ” જસીએ હવે સભ્યતા બતાવવા માંડી. “ આપ નામદાર મારી પાછળ આવતા હશો એવી મને કલ્પના પણ આવેલી નહિ. ”

“ જસી ” પોતાની પ્રકૃતિને કાબૂમાં લાવી–કારણ કે અત્યારે તેની મદદની જરૂર હતી–ઠાકોર બોલ્યા, “ જસી, તારે મને આ બાબતની યાદ દેવરાવવી કે જે નોકરે અહીંનો અવાસ આવી રીતે અયોગ્ય સ્થિતિમાં રાખ્યો છે તેને હું પુરતી સજા કરૂં. ”

“ નામદાર અન્નદાતા! હું તે બાબત આપને યાદ દેવરાવવાનું ચુકીશ નહિ. ”

બન્ને જણ આગળ ચાલ્યાં. જસીને કાંઇક ખ્યાલ આવતાં તેણે સવાલ કર્યો: “ અન્નદાતા, આપને અન્તઃપુરમાં ક્યાં જવાનો વિચાર છે ? ”

“ મારી પુત્રીના અવાસમાં જ. ” ઠાકોરે જવાબ આપ્યો.

“ અરેરે ! ગરીબ બિચારી ઠાકોરની પુત્રી ! ” જસી મનમાં જ બડબડી. “ ઠાકોર જરા પણ શાન્તિમાં આવે છે કે તુરત જ તે, આ બિચારી ગાયને હેરાન કરવા ધારે છે. ”

આ સમયે રાજકુમારી માન પોતાના અવાસમાં એક પલંગ ઉપર બેઠેલી હતી. તેણીના હાથમાં કોઇક ક્ષત્રિય સરદારની સુંદર છબી હતી અને તેને તે ધ્યાન દઇને જોતી હતી. અવાસના દ્વાર આગળ દાસી અને ઠાકોરના પગરવનો અવાજ સાંભળતાં જ તેણે છબીને પલંગ ઉપરની તળાઇ નીચે સંતાડી દીધી પરન્તુ તે જ સમયે ઠાકોર દુર્જનસાલ દ્વારના ઉંબર આગળ આવી પહોંચ્યા.

“ કેમ દીકરી ! શું કરવા માંડ્યું છે ? બાપથી છાનુંમાનું શું સંતાડવા ધાર્યું છે ? એવા એવા ચીંથરાને રાખીને તું કરીશ શું ? ” ઠાકોરે પોતાની મૂળ પ્રકૃતિ ધારણ કરીને ગંભીર અવાજે કહ્યું.

"ઠીક, આ તો શ્રી ગણેશાય નમઃ થયા!" જસી મનમાં જ બોલી.

"જસી! તેં શું કહ્યું વારૂ?" જસીના ગણગણવાનો અવાજ ઠાકોરના કાને પડતાં ઠાકોરે સવાલ કર્યો.

"બાપુ, એ તો હું એમ કહેતી હતી કે આપને માર્ગમાં ઠોકર વાગવાથી અતિશય વેદના થતી હશે!" જસીએ માર તોપ કોણ પૂછેછે નો હિસાબ ચલાવ્યો.

ઠાકોરે જસીની સામે શંકાભરી નજર નાંખી, પરન્તુ પછી તુરત જ પોતાની મૂળ વાતને વળગવા માંડયું. "બેટા માન, તું કહેતો ખરી કે એ કાગળનું ચીંથરૂં શાનું છે? તેનું એટલું બધું જતન તારે શા માટે કરવું પડે છે?"

"પિતાજી, એ કાગળનું ચીંથરૂં નથી એવી આપને ખાત્રી આપુંછું."

"એતો ચીથરૂં જ છે, એની હું તને ખાત્રી આપું છું."

"ત્યારે આપનો અને મારો અભિપ્રાય તદ્દન જુદો પડે છે." માનકુંવરે મુખ સ્હેજ મલકાવીને ઉત્તર આપ્યો.

"જો સારૂં છોકરૂં હોય તો તે માબાપથી જુદો અભિપ્રાય રાખતું નથી. બોલ્ય, હવે તે કાગળનું ચીંથરૂં શાનું છે?"

"પિતાજી, હું તમને ખાત્રી આપું છું કે તે ચીંથરૂં નથી."

"જો, માનકુંવર," જરા ગંભીર અવાજે ઠાકોરે કહ્યું. "તું જે વસ્તુ મારાથી છુપાવે છે તે વસ્તુ એવી હોય કે તેથી તું કોઈ પણ પ્રકારની કસુરમાં આવતી હોય અથવા કોઇ નહીં ઇચ્છવાલાયક સંગતમાં જોડાતી હોય તો તે વસ્તુ મને બતાવ. હું તારો પિતા છું, અને એક પિતા તરીકે તારા વર્તન ઉપર કાબૂ રાખવાનો–દેખરેખ રાખવાનો મને સંપૂર્ણ હક છે. અગર એ વસ્તુમાં કોઈ એવા પ્રકારની કૃતિ હોય કે જેથી તેને તારી પાસે રાખતાં તને શરમ આવે તેમ હોય તો પણ તે મને બતાવ્યજ. એક તો પિતા તરીકે મને અધિકાર છે એટલું જ નહિ પરન્તુ મારે તારા પ્રતિની અનેક ફરજો બજાવવાની છે; તું કોઈ પણ પ્રકારની પ્રપંચજાળમાં ફસાવાની હોય અગર ફસાઇ ગઈ હોય તો તને તેમાંથી બચાવી લેવી તે મારૂં પરમ કર્ત્તવ્ય છે. હું એક વાર ફરીથી તને ફરમાવું છું કે તેં જે વસ્તુ હમણાં જ છુપાવી તે મને બતાવ."

પિતાની ધમકીથી માનકુંવર જરા નરમ થઇ અને મળગળે અવાજે બોલી: "પિતાજી, એ એક છબી છે."

"છબી? કોની છબી?" ઠાકોરે હવે વધુ દમ ભરાવ્યો.

માનકુંવર કાંઈ પણ જવાબ આપ્યા સીવાય નીચું જોઇ રહી.

"માન! હવે મારી ધીરજ બહુ રહેતી નથી. આજે હું બહુ જ શાન્તિ રાખી રહ્યો છું; પરન્તુ તેનો આડકતરી રીતે તું લાભ લેતી ના. ઝટ જવાબ આપી દે કે એ કોની છબી છે?"

"પિતાજી, હું તે કહી શકું તેમ નથી." માનકુંવરનાં નેત્રોમાંથી દડદડ આંસુઓ વહેવા લાગ્યાં. તેનો અવાજ પણ ગળગળો થઇ ગયો; પરન્તુ તુરત જ તેનું હૃદય કઠીણ બન્યું અને પછી હીંમત લાવી બોલી: "પિતાજી, આપને પુછવાને સંપૂર્ણ અધિકાર છે પરન્તુ તે સાથે જ મને પણ ઉત્તર નહિ આપવાનો હક છે; કારણકે મારો અન્તરાત્મા મને જણાવે છે કે એમાં હું પોતે મારી જાતને કોઈ પણ પ્રકારનું લાઞ્છન આવે એમ કરતી નથી અગર આપની આબરૂને કાંઇ ધોકો પહોંચે એવું પગલું હું ભરતી નથી."

"સાબાશ! તારૂં અન્તર તને એ માર્ગ બતાવે છે, કારણકે તારી વૃત્તિ જ એવી છે. બેટા, એમાં કાંઇ નીતિનું તત્ત્વ રહેલું ગણાય નહિ."

"પિતાજી, મારા વચનમાં વિશ્વાસ રાખો. હું આપના નામને કદી પણ બટ્ટો લગાડીશ નહિ. મારી મર્હુમ માતાને ખાતર પણ તમે મને આ બાબતમાં વધુ પુછશો નહિ."

"ત્યારે તો મને તું મૂર્ખમાં ગણી કાઢતી હોય એમ જણાય છે! હું મારા રૂબરૂ એવાં વચનો બોલાય તે સાંખી શકીશ નહિ."

"પરન્તુ પિતાજી, મેં કદી પણ એવું કહેલું નથી."

"તું એવું બોલી નહીં હોય તો એવું ધારતી હશે. પણ હું૫૨ કર. તેં જે કાગળનું ચીંથરૂં મારાથી છુપાવ્યું તેની હું જરા પણ દરકાર કરતો નથી. હું જાણું છું કે તે છબી પેલા હરામખોર અને રાજદ્રોહી વીરસિંહની છે; કે જેને મારી નામરજી હોવા છતાં તું ચાહે છે; પરન્તુ માનકુંવર! તું મારા મુખથી સાંભળી લેજે કે વીરસિંહની સાથે તારાં લગ્ન કદી પણ થનાર નથી. તે કરતાં તો હું તમને બન્નેને મારી આ તલવારથી કત્લ કરી નાંખું. મારામાં હજુ એટલી સત્તા છે અને તને મારા એક મિત્ર—ક્ષત્રિય રાજપૂતની સાથે પરણાવી દેવાનો મારો નિશ્ચય છે. તે જોકે દેખાવમાં બહુ સુંદર નથી પરન્તુ તું મને બતાવ કે રૂપના મોહથી થયેલાં કયાં લગ્ન સુખી નીવડયાં છે? હું પોતે પણ જ્યારે પરણ્યો ત્યારે કાંઈ રૂપને લીધે મારાં લગ્ન થયેલાં નહિ. કાલે જ હું તે રજપુત સરદારને ખબર મોકલાવી આપીશ. આજથી ચાર દિવસની અંદર તે અહીં આવી પહોંચશે અને એક જ અઠવાડીઆમાં તેની સાથે તારાં લગ્ન કરી દેવામાં આવશે."

"કદિ નહિ ! પિતાજી, એ લગ્ન કદાપિ કાળે પણ થશે નહિ !" માનકુંવરે ગુસ્સાથી સ્પષ્ટ શબ્દો ઉચ્ચાર્યાં.

દુર્જનસાલ માત્ર હસ્યો. "તેમાં તારી સંમતિની મને જરા પણ જરૂર જણાતી નથી. માત્ર તારે મારી આજ્ઞાને અનુસરવાનું છે."

માનકુંવરના ચ્હેરા ઉપર લોહી ચડયું અને તે લાલચોળ થઇ ગઇ. તેણે બે હાથને સાથે ભીડયા અને કોઇક મક્કમ ઠરાવ ઉપર આવી હોય એમ જણાવ્યું.

"હાલ તો હું તને વિચાર કરવાનો વખત આપુ છું. તું બરાબર ધ્યાન પહોંચાડજે અને મારી આજ્ઞા પ્રમાણે વર્તવાને તૈયાર થજે. મારે તારી સાથે સખ્તાઇથી વર્તવું ન પડે એમ કરજે."

"હે પરમાત્મા, તું જ મારો બેલી છે !" એમ બોલી માનકુંવરે પોતાના પલંગ ઉપર પછાડ ખાધી. દુર્જનસાલ ત્યાંથી નીકળી ગયો.

અન્તઃપુરથી નીકળીને ઠાકોર પોતાના મહેલમાં દાખલ થયા અને દીવાનખાનામાં આંટા મારવા લાગ્યા. વીરસિંહે જે ધમકી આપી હતી તેથી ઠાકોરના ભયમાં વધારો થયો હતો. પોતાની પુત્રી માનકુંવરનો નિશ્ચય પણ તેને અડગ લાગ્યો.

"આ લગ્નના સવાલમાં તો મારે બહુ જ નરમાશથી કામ લેવાની જરૂર છે. ગમે તેમ હોય પરન્તુ હું મારી પુત્રીને મારા પ્રાણ કરતાં પણ અધિક ચાહું છું. તે મારું જ બાળક, મેં જ ઉછેરેલું બલ્કે મારા જ લોહી માંસનું બનેલું છે. તેને જરા પણ કષ્ટ થતાં મારો જીવ કપાઇ જાય છે. છતાં તેનું લગ્ન તો મારા મિત્ર સાથે જ થવું જોઇએ. હું ધીમે ધીમે અને નરમાશથી તેને પછી સમજાવીશ." ઠાકોરે મનમાં વિચાર કરવા માંડયો. તેનું મગજ અશાન્ત બન્યું અને માનકુંવરને દિલાસો આપવાને ફરીથી અન્તઃપુરમાં જવાનો મનસુબો કર્યો. તે બહાર નીકળી ચાલ્યો. પાછળ બે પહેરેગીરો ખુલ્લી તરવારે ચાલતા હતા. માનકુંવરનું શયનાગાર આવતાં જ પહેરેગીરો દૂર ખસી ગયા. દુર્જનસાલ દ્વાર આગળ જ થોભ્યો. અંદરથી ડુસકાંનો અવાજ સંભળાયો અને તેને બહુ જ દુઃખ થયું.

"ગરીબ બિચારી ગાય !" ઠાકોરે મનમાં જ વિચાર્યું. તેણે ધીમેથી દ્વાર ઉઘાડયાં. માનકુંવર કાંઇક લખતી જણાઇ.

"ઓહો ! આ શું ?" ઠાકોરે ઉદ્દગાર કાઢ્યા. પોતાની પુત્રી લખતાં વાંચતાં શિખી હતી તે તે જાણતો હતો પરન્તુ તેને આટલી વિદ્યાનું કામ હશે તે તે સમજી શક્યો નહિ. તેના વિચારો એવા હતા કે લખવા વાંચ-

વાનું કામ માત્ર બ્રાહ્મણો—પુરોહીતોને જ કરવાનું છે અને કદાચ બહુ જ જરૂર હોય તો ક્ષત્રિય રાજાઓએ તે હુન્નર સ્વાધીન કરવો. પરન્તુ એક રાજપુત્રીને તેની શી જરૂર હતી તે સમજાતું નહોતું. "એ તો પેલા મૂર્ખ વીરસિંહે જ તેને આ ધોળા ઉપર કાળું કરવાનું સુચવ્યું જણાય છે." ઠાકોર ધીમે ધીમે માનકુંવરની પીઠ પાછળ જઇને ઊભા.

"બેટા, તું આ કોના ઉપર કાગળ લખે છે?" તેણે સવાલ કર્યો.

માનકુંવરના ગભરાટની સીમા ન રહી. તેણે મુખમાંથી આશ્ચર્ય અને ભયનો મિશ્રિત અવાજ કર્યો અને છબીની પેઠે આ પત્ર પણ સંતાડી દેવાનો પ્રયત્ન કર્યો. પરન્તુ શંકાશીલ ઠાકોરે તુરત જ તે ઝુંટાવી લીધો. ગભરાટમાં માન ભૂલી ગઇ કે તેના પિતાને વાંચતાં લખતાં આવડતું નહોતું. આથી તે હોલમાં આમથી તેમ નાસવા લાગી. પરન્તુ ઠાકોરે તુરત જ તેનો હાથ ઝાલી લીધો, અને તેને તેણે મજબુત પકડી. માનકુંવરને તુરત જ મૂર્છા આવી. ઠાકોરે કાગળમાં નજર નાંખી પરન્તુ અભણ મનુષ્ય તે શી રીતે સમજી શકે? તેણે પછી માનકુંવરના ચ્હેરા સામું જોયું તો તે ફીક્કો માલુમ પડ્યો, અને જાણે એક શબ જ હોય એમ લાગ્યું.

"અરે! આ સ્ત્રી જાતિનું ચરિત્ર!" માનકુંવરને ઉંચકીને પલંગ ઉપર સુવાડતાં ઠાકોરે બુમ પાડી. પલંગ ઉપર મુકી પછી તેણે દ્વાર આગળ જઈ દાસીને બોલાવવાનો હુકમ આપ્યો. જસી તુરત જ આવીને હાજર થઇ. "તારી બાઇની સારવાર કર." હુકમ આપી ઠાકોર પાછા પોતાના મહેલે પધાર્યા.

જસીએ હવે માનકુંવરની સારવાર કરવા માંડી.

"બાઈ સાહેબ! આપણે એકલાં જ છીએ" જસીએ હવે વખત જોઇને સૂચના કરી "જરાય બ્હીશો નહિ."

માનકુંવરે પોતાનાં કમળ જેવાં નેત્રો ખોલ્યાં અને આસપાસ જોયું તો જસી—પોતાની વફાદાર દાસી—સીવાય બીજા કોઇને જોયું નહિ. તુરત જ જસીને ગળે બાઝી પડી, અને નીચે મુજબ બોલી "જસી! મારી વ્હાલી વ્હેન જસી! હું મારી ગઇ!"

તેનાં નેત્રોમાંથી બોર બોર જેવડાં બે ચાર આંસુઓ પડ્યાં.

"બાઇસાહેબ, આપને શું મુશ્કેલી આવી છે તે મને કૃપા કરીને કહો. મારાથી જેટલી મદદ આપી શકાશે તેટલી આપીશ."

"હું, સરદાર વીરસિંહ ઉપર એક પત્ર લખતી હતી તે મારા પિતા લઇ ગયા છે."

"પરન્તુ બાઇસાહેબ, આપના પિતા કાંઈ વાંચી શકે તેમ નથી."

"એ ખરૂં; પણ વાંચનાર પુરોહિત ક્યાં નથી ?"

"એ આપનું અનુમાન બરાબર છે. તેમને પુરતો સમય મળે તો તે વંચાવી શકે એમાં શંકા નહિ; પરન્તુ મારી એક અરજ આપના ધ્યાનમાં લ્યો તો તેનો ઉપાય હું કરી શકું. મને બીજો એક કાગળ એજ રંગનો અને એના જ જેવો અને જેટલો આપો તો મારાથી બનતી તદબીર લડાવું."

"ઠીક, આ પેલી ગાદી પાસે જો; એવો જ બીજો કાગળ ત્યાં પડેલો છે તે લઇજા."

"બાઇ સાહેબ, હવે તમે બીલકુલ ચિન્તા કરતાં નહિ; આપની આંખોનાં અશ્રુ હવે લુછી નાંખો. હું એક પળવારમાં જ તે પત્ર પાછો લાવી સમજો." યુક્તિબાજ દાસી, કાગળ લઇને યુક્તિ રચવા માટે ઉપડી.

ઠાકોર દુર્જનસાલે પુરોહિતને બોલાવી મંગાવ્યો હતો અને માનકુંવરવાળો પત્ર તેને વાંચવા માટે આપ્યો હતો. પુરોહિતે પત્ર વાંચવાની તૈયારી કરી હતી એવામાં જ જસીએ એકદમ દીવાનખાનામાં પ્રવેશ કર્યો.

"મારા અન્નદાતા," દમામમાં જ જસી ઉતાવળે બોલી, "આપ નામદાર મારી બાઇસાહેબ પાસેથી જે કાગળ ઝુટાવીને લઈ ગયા તે, બાઈસાહેબ પાછો મંગાવે છે."

આમ કહેતાં જ દાસીએ પુરોહિતના હાથ ઉપર ત્રાપ મારી કાગળ ઝુંટાવી લીધો.

"શું માનકુંવર એટલી બધી ગર્વિષ્ઠ બની ગઇ છે કે મારી આજ્ઞાની રાહ નહિ જોતાં, અરે મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરીને તે કાગળ પાછો માગે છે ? અને દાસી ! તું આટલી બધી મ્હોંડે ચડી ગઇ છે ? ખબરદાર તું અહીંથી બહાર ગઇ છે તો !" જસી દ્વાર આગળ જતી હતી એવામાં જ ઠાકોરે પોતે તેને પકડી. તેના હાથમાંનો બીજો જ કાગળ ઝુંટાવ્યો ! દાસી ક્ષમા માગી, નિરાશ થયાનો દેખાવ કરી ત્યાંથી ચાલી નીકળી. પરન્તુ દ્વાર પાસે જતાં જ તે ધીમેથી ચાલવા લાગી. ઠાકોરે તેની પાછળ જઇ તેને પકડી.

"ચાલ્ય એકદમ તે કાગળ પાછો આપી દે જોઇએ, નહિ તો તને અહીં આ પળે જ કેદમાં નાખવાનું ફરમાવું છું." દાસીએ જવાબ આપ્યો કે, "તે પત્ર તો આપની પાસે ક્યારનોએ આવી ગયો છે ને અન્નદાતા હવે મને શા માટે સજા કરો છો ?" ઠાકોર ભાન ભુલી ગયા હતા. તેમણે પોતાનો હાથ ફરી તપાસ્યો તો કાગળ જણાયો અને દાસીને જવા દઈ પોતે પાછા ફર્યા. ઝુંટાવી લીધેલો પત્ર પુરોહિતને વાંચવા સારૂ આપ્યો.

પુરોહિતે તે પત્રમાંના અક્ષરો જોયા અને શંકામાં પડ્યો. છતાં તેણે ઠાકોરની આજ્ઞાને અનુસરીને નીચે પ્રમાણેની હકીકત વાંચી.

"વસંતઋતુના આગમનનું સૂચન કોણ કરે છે? શું વૃક્ષોનાં નવ પલ્લવો અને કોયલ એ કાર્ય બજાવતાં નથી?" ઠાકોર દુર્જનસાલ આવાં વાક્યો સાંભળી હસવા લાગ્યા. "આવું તે ગાંડુ ઘેલું લખતાં આ છોકરી શીખી હશે? એને આવી રીતે નકામી માથાઝીક કરવાની કોણે સલાહ આપી? વારૂ પણ વાંચો જોઇએ, આગળ શું આવે છે." પુરોહિતે આગળ વાંચવાનું શરૂ કરી દીધું. "કામદેવનું જોર આજ ઋતુમાં વધે છે. સ્ત્રીઓને અને ખાસ કરીને યુવાન્ અબળાઓને માટે એ ઋતુ બહુ જ વિકટ હોય છે."

"બસ, મહારાજ! રાખો; હવે હું વધુ સાંભળવા માંગતો નથી. હું બધો મર્મ સમજી ગયો. છોકરી ઉમર લાયક થઇ ગઇ છે. પરન્તુ મને એવો શક જાય છે કે જ્યારે એ છોકરી પાસે હું ગયો ત્યારે તે આવું તો લખતી જ નહોતી એની મને ખાત્રી છે. ખરેખર એ નાદાન છોકરીએ મને છેતર્યો છે. બસ હવે મને એકાંતની જરૂર છે. મારૂં હૃદય મુંઝાય છે. આપ હાલ તો પધારો."

"પરમાત્મા આપને પરમ શાન્તિ આપે." આશિર્વચન આપી પુરોહિત વિદાય થયા. ઠાકોર પોતાનું વેર લેવાની યુક્તિઓની યોજના કરવામાં ગુંથાયા. આપણે હવે માનકુંવર અને તેની દાસી જસી તરફ વળીએ.

માનકુંવરે જે અસલ પત્ર વીરસિંહ ઉપર લખ્યો હતો તેમાં તેણે જણાવ્યું હતું કે "હું મારા પિતાનું વતન મુકીને તમારી સાથે આવવા તૈયાર છું. પહેલાં જો કે આવો મારો નિશ્ચય નહોતો પરન્તુ મારા પિતાએ મને બીજા કોઇ રજપુત સરદાર સાથે પરણાવી દેવાનું જણાવ્યાથી મારે એવો નિશ્ચય કરવો પડ્યો છે."

"બાઇસાહેબ, આ પત્ર હું વીરસિંહને મોકલાવી આપવાનું માથે લઉં છું." જસીએ પત્ર હાથમાં લેતાં કહ્યું. તેણે તુરત જ પોતાના નાના ભાઇને બોલાવી લાવવાનું કહી રજા લીધી. થોડા સમયમાં એક યુવકને તેડીને આવી. "કાળા, આ મારી બાઇસાહેબનો પત્ર તું પહોંચાડી દઇશ?" માનકુંવરના દેખતાં તેણે સવાલ કર્યો.

"બહેન! એવો સવાલ કરવાની કાંઇ જરૂર જ નથી. તું તારે જે કામ હોય તે બતાવી દેને." તે હિંમતવાન્ યુવકે જવાબ આપ્યો.

"તે કામ જોખમનું છે. ભાઇ એમ ઉતાવળે આંબા પાકવાના નથી." રાજકુમારીએ હવે ભયનું દર્શન કરાવ્યું.

"આપનું ગમે તેવું જોખમનું કામ હશે–અરે તેમાં મારે જીંદગીનું જોખમ ખેડવું પડતું હશે તો ખેડીને પણ હું તે કામ કરીશ. આપે બીલકુલ નિર્ભય રહેવું."

"અમને તારો સંપૂર્ણ વિશ્વાસ છે અને તેટલા સારૂ તો મેં તને બોલાવવા મોકલ્યો છે." જસીએ કહ્યું. "જો સાંભળ, પ્રથમ તો તારે દરવાજામાંથી નીકળીને આડે રસ્તે ફંટાવાનું છે. ઠાકોરનાં માણસોનો ભેટો ન થાય તેની કાળજી રાખવાની છે. કદાચ દૈવયોગે એમાંથી કોઇની સાથે પણ ભેટ થઇ જાય તોપણ અત્યારે જંગલ તરફ જવાનું કાંઈ બીજું જ કારણ બતાવી દેજે."

"હું આ તો સમજ્યો, પરન્તુ કાગળ આપવાનો કોને છે તે તમે જણાવો." અધીરા થઇને કાળાએ વચમાં જ સવાલ કર્યો.

"તે પણ હું તને સમજાવું છું. રસ્તામાં જો કોઈ ત્રણ મુસાફરો મળે તો તેમાંનો કોઈ સન્યાસી જેવો હોય—"

"હા, હા, એતો પેલા સન્યાસી બાવા તને ભણાવવા આવતા હતા તે ને?"

"હા, એજ સન્યાસી બાવા અને તેની સાથે સરદાર વીરસિંહ અને અમરસિંહ પણ હશે. હું ધારૂં છું કે હવે તને વધુ સમજ આપવાની જરૂર નથી. ચાલ્ય, ત્યારે ઝટ કર, ઘોડો સારો લેજે. વાર કરીશ નહિ. કદાચ તેઓ તને માર્ગમાં મળે નહિ, તો તારે ઠાકોરના ખાસ શિકારના જંગલમાં જવાનું. સમજ્યોને. ત્યાં દૂર જતાં ડાબા હાથના રસ્તે જયસિંહનું મકાન છે. જંગલનો તે રખેવાળ છે."

"બ્હેન! એ તો બધું મારૂં જાણીતું છે. બસ હવે રજા લઇશ." પત્ર લઇને કાળો ત્યાંથી પોતાના મકાને આવ્યો અને ઘોડેસ્વાર થઇ દરવાજે આવ્યો. પોતાના પિતાની પરવાનગી લઈ તે ત્યાંથી રસ્તે પડી ગયો.

---

## પ્રકરણ ૧૧ મું.

---

### અમરસિંહ પકડાયો.

મધ્યરાત્રીનો સુમાર થયો હતો. જંગલમાં સર્વત્ર શાન્તિ પથરાઈ હતી. વરૂઓ તથા શિયાળવાંના અવાજ ઘડી ઘડી સંભળાતા હતા. ચંદ્રના પ્રકાશથી વૃક્ષોનાં દર્શન થતાં હતાં. આવા સમયે આપણા ત્રણ મુસાફરો–બાંડવગડમાંથી મુક્તિ પામેલા ત્રણે જણ–જંગલની આડવાટે ધીમે ધીમે ચાલતા હતા.

અમરસિંહની પ્રકૃતિ જ આનંદી હોવાથી તે તો પોતાનું ગીત ધીમે ધીમે લલકારતો ચાલતો હતો; વીરસિંહ પોતાની દુર્જનસાલની મુલાકાતથી ખેદ પામ્યો હતો અને ચૂપચાપ ઉદાસીન મુખમુદ્રાથી જ રસ્તો કાપતો હતો; જ્યારે આપણા સન્યાસી બાવા કાંઈ જુદા જ વિચારમાં રોકાયા હતા. જસીએ તેમના તરફ બતાવેલી બેદરકારી અને અમરસિંહ સાથેનો તેનો પરિચય તેમને હવે જાણે ખુંચતાં હોય એમ લાગ્યું. "પરમાત્માને ઘેર પણ ખરેખર અન્યાય જ ચાલતો લાગે છે. લોકો મને કેવો સુંદર અને ભવ્ય ધારે છે, ત્યારે જસીનું આમ કરવાનું કારણ શું? શામાટે તે અમરસિંહની સાથે આટલો બધો પ્રસંગ પાડે? મારે જસીની સાથે ઘણા વખતનો પરિચય છે છતાં તે મને કેમ કાંઇ પણ..." સન્યાસી બાવાની કામ વાસનામાંથી હવે ક્રોધ ઉત્પન્ન થયો. कामात्क्रोधोऽभिजायते એ શ્રીમદ્ ભગવદ્‌ગીતાનું વચન અસત્ય કોણ કરી શકે? સન્યાસી બાવાની કામનાનો ભંગ થતાં જ ક્રોધ ઉત્પન્ન થયો અને તેમણે શ્રાપ ઉપર શ્રાપ વર્ષાવા માંડ્યા. "કદાચ મારી પરીક્ષા લેતી હશે, મારામાં અદેખાઇ ઉત્પન્ન કરતી હશે, તેના તરફ મારો કેવો ભાવ છે તે જોતી હશે અને ભવિષ્યમાં હું તેના તરફ વધુ પ્રેમ રાખું એવી ઇચ્છાથી પ્રયત્ન કરતી હશે. અરે! આ સ્ત્રીજાતિ તો પરમાત્માએ કાંઇ જુદી જ ઘડી છે. આપણી પુરૂષજાતિના સઘળાં રૂંવાં કરતાં પણ સ્ત્રીજાતિના એક વાળમાં ઘણો બળ રહેલો છે!"

સન્યાસીબાવાના આ ચારિત્ર્ય અને આવા વિચારો જોઇને વાંચકોને કદાચ આશ્ચર્ય લાગશે પરન્તુ તેમાં કાંઇ પણ આશ્ચર્ય પામવાનું કારણ નથી. ભેખધારી પુરૂષોમાં પણ દૈવી અને આસુરી સંપત્તિવાળાં મનુષ્યો હોય છે. આ સન્યાસી બીજા વર્ગમાંના હતા. સમય પણ એવો હતો કે આવા બગ સન્યાસીઓ ખરેખર ફાવી જતા.

"કેમ બાવાજી! શા વિચારમાં ગુંથાયા છો? જાણે કોઈ......મરી ગયું હોય એવા શોકાતુર છો." અમરસિંહનું ધ્યાન ખેંચાતાં જ તેણે સવાલ કર્યો.

અમરસિંહ! ભાગ્યદેવીની તારા ઉપર કૃપા છે એટલે તું આનંદમાં આવી ગીતો લલકારે તેમાં કાંઇ નવાઇ નથી પરન્તુ જેના ઉપર તેની નજર રૂઠી હોય તેને દીલગીર થવાનો સંપૂર્ણ હક છે." બાવાજી બોલ્યા.

"ભાગ્યદેવીની કૃપાનો અર્થ આપ એમ કરતા હો કે મંદસ્મિત, કોયલ જેવા કંઠમાંથી નીકળતો અવાજ સાંભળવો, મધુર ભાષણ અને નાજુક ચુમ્બનો લેવાં-જો એમ આપનું ધારવું હોય તો હું ખરેખર ધનવાન્ થયો

." અમરસિંહે મશ્કરીમાં વાત કરવા માંડી. "પરન્તુ સન્યાસીબાવા! તમે આટલા બધા વહેમી અને નિરાશ કેમ થઇ ગયા છો?"

"અમરસિંહ! તું જાણતો હોવા છતાં અજાણ્યાની પેઠે વાત કરે છે. હશે, આ તારો વખત છે."

"મને ક્ષમા કરો. પરન્તુ આપ જે આ વાત કરો છો તેમાં જસીનો કાંઈ સંબંધ છે ખરો? હું ધારૂં છું કે મારૂં એ અનુમાન તદ્દન ખોટું છે. તમે તેને ગીતાજીનો અભ્યાસ કરાવવા જાઓ છો ખરૂં?"

"હવે આ બધી નકામી લવારી જવા દે અને તારા મકાનનો ખરો માર્ગ કયો છે તે બતાવ. આ તો આપણે જંગલમાં અથડાતા હોઇએ એમ લાગે છે." સન્યાસીબાવાએ વાત ફેરવવા માંડી.

"મહારાજ! મારા ઉપર ગુસ્સે થતા નહિ. મેં તો માત્ર ટોળ જ કરી હતી. જસીએ મને કાંઇ પણ વચન આપ્યું નથી. હું પણ તેના તરફ ખેંચાતો નથી."

"તારી ખાત્રી છે કે તે તને ચ્હાતી નથી?" સન્યાસીબાવાએ પૂછ્યું.

"ખાત્રી, ખાત્રી અને ખાત્રી છે." અમરસિંહે જવાબ આપ્યો. "હું આપને ટુંકે રસ્તેથી લઈ જતો નથી તેનું કારણ એટલું જ છે કે કદાચ ઠાકોરનાં માણસોનો ભેટો થઈ જાય તો નાહક મુસ્કેલીમાં આવી પડીએ અને પાછા કારાગૃહમાં વાસ કરવાનો સમય આવે."

"ખરેખર, તું છે તો યુવાન્, પરન્તુ તારામાં એક વૃદ્ધ પુરૂષના જેટલું ડહાપણ છે." સન્યાસીબાવાએ પ્રશંસા કરવા માંડી. "એની સાથે મારે એ પણ કહેવું જોઇએ કે તું એક શિયાળવાના જેટલો જ પહોંચેલો છે! કદાચ એ ઠાકોર દુર્જનસાલ રૂપી દુર્જન આપણી પાછળ પડ્યો હશે જ."

આ પ્રમાણે વાતો કરતા કરતા ત્રણે મુસાફરો એક ચોગાન ઓળંગવાની નજીક આવ્યા. થાકથી તેઓ કંટાળી ગયા હતા, અને જેવા એક માર્ગ તરફ વળતા હતા એવામાં જ તેમની નજરે છેટેથી કોઇ ઘોડેસ્વાર પુરજોશમાં આવતો જણાયો! ત્રણે જણ ચમક્યા.

"અરે, સંતાઈ જાઓ; આ ઝાડીની ઓથે સંતાઇ જાઓ." અમરસિંહે ધાંટો પાડીને કહ્યું. "આ પેલો કોઈ ઠાકોરનો સીપાઈ આવે છે તેની હું ખબર લઈ નાંખું." સન્યાસી બાવા અને સરદાર વીરસિંહ બન્ને સંતાઇ ગયા અને અમરસિંહ હાથમાં તીરકામઠું લઈ સજ્જ થઈ ઉભો.

ઘોડેસ્વાર નજીક આવતાં અમરસિંહ પોતાના ભયથી પોતે જ શરમાયો. આ તો માત્ર એક નાનો છોકરો જ હતો! તેણે બુમ પાડી સન્યાસી

બાવા અને વીરસિંહને બોલાવ્યા. કાળો પણ આ ત્રણે જણને જોતાં જ ઘોડો થોભાવી ત્યાં ઊભો રહ્યો. સન્યાસી બાવાને તેણે તુરત જ ઓળખી કાઢયા. તેના મુખમાંથી ઉદ્ગાર નીકળી પડયાઃ "અરે! આ તો આપણા બાવાજી!"

સન્યાસી બાવા તો આશ્ચર્ય પામી ગયા. 'આ છોકરો કોણ હશે અને તેણે મને શી રીતે ઓળખી કાઢયો, એવા ગુંચવાડામાં તેઓ પડી ગયા. "છોકરા! તું કોણ છે? અને આટલી રાત્રે તું કયાંથી આવ્યો અને કયાં જાય છે? તેની મને કાંઈ માહિતી આપીશ કે?" સન્યાસી બાવાએ ખુલાસો માંગ્યો.

"માંડવગઢના ઠાકોરની કુંવરી માનકુંવરની દાસી જસીના આ ભાઇને શું આપ ઓળખતા નથી? એટલામાં જ આ સેવકને આપ ભુલી ગયા કે?" કાળાએ ઓળખાણ આપી.

"ઓહો! તું શું કાળો જ છે કે? મેં તો તને બીલકુલ ઓળખ્યો જ નહિ!" સન્યાસી બાવાના આશ્ચર્યની સીમા રહી નહિ.

"પરન્તુ મારે તાકીદનું કામ છે. આ તમો ત્રણે જણમાંથી આ મહારાજને તો હું ઓળખું છું. પણ સરદાર વીરસિંહ કોનું નામ? મારે તેમને એક પત્ર આપવાનો છે."

સરદાર વીરસિંહે ઓળખાણ આપતાં જ, કાળાએ તે પત્ર સભ્યતાથી વીરસિંહના હાથમાં મૂક્યો. વીરસિંહે તુરત જ તેની સીલ તોડીને વાંચવા માંડયો.

"મારા વ્હાલા વીરસિંહ,

"જ્યારે ખરા અંતર્ના પ્રેમથી અને મારા તરફના શુદ્ધ સ્નેહથી તમે મને સાથે આવવાનું કહ્યું—મારા પિતાનું નિવાસ સ્થાન છોડી આવવાનું કહ્યું ત્યારે આપની સલાહ તરફ મેં બેદરકારી બતાવી; કારણ કે મારા પિતાના ભલાને માટે મેં માંડવગઢમાં મારી હાજરીની અગત્ય ધારી તથા મારા સીવાય મારા પિતા રહી શકશે નહિ એમ લાગ્યું. પરન્તુ મારી એ ધારણામાં હું ઠગાઇ છું એમ હું સર્વથા જોઇ શકી છું. આપના અહીંથી જવા પછી એક અઠવાડીઆમાં જ મારા પિતાએ મને જણાવી દીધું કે મારે બીજા કોઇ રાજપુતનું પાણિગ્રહણ કરવું પડશે. આ ખબર મારા હૃદયને આઘાત કરનારી નીવડી. આજીજી કે આક્રંદ હવે કાંઈ કામ આવે એમ રહ્યું નથી અને તે રાજપુત થોડા દિવસમાં માંડવગઢ આવી પહોંચનાર છે."

"હવે જ્યારે મારા પિતા જ મારાથી છુટા થવા માગે છે, જ્યારે મારી હાજરીથી જ તેને અસુખ થતું હોય તો મારે અહીં રહેવાની જરૂર શી? મારા વ્હાલા સરદાર, હું આપની આજ્ઞા ઉઠાવવા તૈયાર છું અને તે

વિષેના વધુ સમાચાર મારી દાસી જસીને મળવાથી તે જણાવશે.

હું છું, તમારી કિંકરી—**માન.**"

તા. ક. આ પત્ર લઇને આવનાર યુવક આપને જસી સાથે મળવાની ગોઠવણ કરી આપશે."

"અમરસિંહ! હું તો હવે માંડવગઢ જવા ઉપડું છું." વીરસિંહે એકદમ જણાવી દીધું.

"શું કહો છો; માંડવગઢ તે હવે જવાય?" આશ્ચર્યથી અમરસિંહે સવાલ કર્યો.

"માનકુંવર મારી માર્ગપ્રતીક્ષા કરતી બેઠી છે."

"તે જુદી વાત છે."

"ઠાકોર દુર્જનસાલ, માનકુંવરને બીજા કોઈ રાજપુત સરદારની સાથે પરણાવી દેવા માગે છે અને થોડા દિવસમાં જ તે તેની તજવીજ કરનાર છે. આથી માનકુંવર મારી મદદની રાહ જુએ છે. તેને મુક્ત કરાવવામાં તમે મને સહાય આપશો?" સરદાર વીરસિંહે ખુલાસો કર્યો.

"ઘણી જ ખુશીથી." અમરસિંહે બહાદુરીથી જવાબ આપ્યો.

"સાબાશ! રાજપુત વીરને તો આમ જ ઘટે. કાલે સવારે તમે મને માંડવગઢના કિલ્લા આગળ મળજો. ત્યાં જસી અગર તો આ છોકરાને તમે જોશો."

"બાપુ, મારી સમજ એવી છે કે પહેલાં આપ આપની ભગિની બેના કે જે અમારા મકાનમાં ઘણા વખતથી આપની રાહ જુએ છે તેને મળો, કે જેથી તેની ચિન્તા મટી જાય, અને હું પછી બીજા કેટલાક જંગલના મિત્રોની સાથે આપને આવીને મળીશ. પણ સબુર!–કોઇક ઘોડેસ્વારોનાં પગલાં સંભળાય છે." આમ કહેતાં જ અમરસિંહે પોતાના કાન બહુ જ આતુરતાથી માંડયા.

"હા, તેઓ માંડવગઢના કિલ્લા તરફથી આવતા જણાય છે,–કદાચ ઠાકોરના જ ઘોડેસ્વારો હશે. સરદાર વીરસિંહ! અને તમે સ્વામીજી મહારાજ! આ પાસેની ઝાડીમાં સંતાઇ જાઓ; કાળા, તારે એવી કોઇ યુક્તિ લગાવવી કે તને કાંઇ હરકત આવે નહિ. બસ હવે ઝટ કર અને ઘોડેસ્વાર થઈ જા. આપણે મળ્યા એ વાત તું વીસરી જા. આ ઘોડેસ્વારો પુછે તો એવો જ જવાબ આપી દે કે ઠાકોર દુર્જનસાલને તમારી તાકીદે જરૂર પડી છે માટે તમે માંડવગઢ મારતે ઘોડે પાછા ફરો."

"મારા સમજવામાં આવી ગયું; હવે આપના હુકમનો અમલ કેવી રીતે થાય છે તે આપ બરાબર જોયા કરો." આમ કહી કાળાએ ઘોડાને

એડી મારી મુકી. પરન્તુ તે બહુ આગળ ગયો નહિ હોય એટલામાં જ ઠાકોરનાં માણસોએ તેને અટકાવ્યો. "કોણ જાય છે એ?" ઠાકોરના ઘોડેસ્વારોના સરદારે દમામમાં જ સવાલ કર્યો.

"કાળો; રાજકુમારી માનકુંવરની દાસીનો ભાઈ."

"આટલી રાત્રે તું જંગલમાં કોની શોધ કરે છે? આવી ભયંકર રાત્રીએ તને ભય પણ લાગતો નથી?"

"હું તો આપની જ શોધમાં છું. ના. ઠાકોરે મને આપની પાછળ જ મોકલ્યો છે અને એવો હુકમ ફરમાવ્યો છે કે તમો બધાએ એકદમ માંડવગઢ તરફ પાછા ફરવું."

"જ્યારે તું કિલ્લાથી બહાર નીકળ્યો ત્યારે તે નામદારની પ્રકૃતિ કેવી હતી?"

"તમને જ્યારે આ કામમાં મોકલ્યા ત્યારે તે નામદારનો ઇરાદો કાંઇ એવો નહોતો કે તમે આટલો બધો વખત કિલ્લામાંથી ગેરહાજર રહો."

"અમે લગભગ ૪–૫ માઇલ દૂર આવી ગયા પરન્તુ પેલા નાશી જનારા બહારવટીઆઓનો પત્તો નથી. માત્ર એક જણને અમે પકડી આણ્યો છે."

"બહુ જ હર્ષની વાત! પરન્તુ તમે કીયાને હાથ કર્યો તે જણાવશો?"

"એ કોઈ અમરસિંહ કરીને છે; એ પેલા ઝાડ પાસે તે બાંધ્યો છે. એ ચાર સીપાઇઓ પણ ત્યાં રાખ્યા છે."

અમરસિંહ પોતાનું નામ સાંભળતાં જ ચકીત થઈ ગયો; તેણે આ નવા, નામના ઉઠાવગીરને જોવા માટે ઝાડના ઓથેથી દૃષ્ટિ કરી પરન્તુ છેટું બહુ પડવાથી તેની નજર પહોંચી નહીં.

"ત્યારે મહેરબાની કરીને મને એ તમારા કેદીને બતાવશો?" કાળાએ આગળ વધીને કહ્યું. "હું અમરસિંહને દીઠે બરાબર ઓળખું છું."

"સીપાઇ, જાઓ, પેલા કેદીને અહીં લાવો." સરદારે હુકમ આપ્યો.

કેદી આવતાં જ ઝાડના ઓથેથી અમરસિંહની નજર તેના ઉપર પડી. તે આશ્ચર્યમાં લીન થઇ ગયો. તેનો પહેરવેશ બરાબર જંગલના રખવાળને મળતો જ હતો. અમરસિંહે તેને ઓળખી લીધો. તે બીજું કોઇ નહિ, પરન્તુ મકનાજી હતો. તે હસ્યા કરતો હતો.

"સરદાર! તમે થાપ ખાધી છે; આ કાંઈ અમરસિંહ નથી!" કાળાએ ધડો ફોડી દીધો અને મોટેથી હસી પડ્યો.

"ત્યારે કોણ છે?" નિરાશ થયેલા અને ઉતરી ગયેલા ચહેરાથી સરદારે સવાલ કર્યો.

"તેં કેવી રીતે જાણ્યું કે હું અમરસિંહ નથી? તારાં નેત્રો તને ઠગે છે. મારૂં નામ અમરસિંહ છે. સાંભળે છે?" કેદીએ હિંમતથી જવાબ આપ્યો.

"એમ એ હોય; ત્યારે તો આ જંગલમાં અમરસિંહ નામના બે બાણાવળીઓ હશે." કાળાએ જવાબ આપ્યો. "તમને આ ક્યાં ભેગો થયો? સરદાર."

"જયસિંહના મકાનથી થોડે જ દૂર."

"તે એકલો હતો?"

"હા, એકલો જ."

"અમરસિંહની સાથે તો બીજા બે જણા હોવા જ જોઇએ; કારણકે કિલ્લામાંથી પણ ત્રણે જણા નાસી છુટયા છે. વળી તેની પાસે હથિઆર તો હતાં જ નહિ; તેમ ઘોડાએ નહોતો. તે તો પગપ્યાદા જ છટકી ગયો છે. એટલે આટલા થોડા વખતમાં તે એટલે બધે દુર જઈ શકે નહિ."

"બસ થયું, હવે વધુ સફાઈ કરવાની જરા પણ જરૂર નથી. મહેરબાની કરીને જણાવી દે કે કિલ્લામાંથી ત્રણ જણ સાથે નાસી ગયા છે તેની તને કેવી રીતે ખબર પડી? વળી આ જંગલમાં રાત્રે તું શામાટે ભટકે છે તેનો પણ ખુલાસો કર. તેની સાથે એ પણ કહે કે તું અમરસિંહને ક્યારથી ઓળખે છે?" સરદારે હવે પેચ કર્યો.

"સરદાર, તમે પણ બડા મુત્સદ્દી જણાઓ છો!"

"બસ હવે લવારી મુકી દે અને સવાલોના જવાબ આપી દે."

"હું આપને બધાનો બરાબર ખુલાસો આપું છું."

"બસ હવે બહુ થયું, ઝટ બોલવા માંડય."

"વારૂ સાહેબ, ત્યારે હમણાં જ જવાબ આપું છું. અમરસિંહને તો મેં આજે જ કિલ્લામાં દાખલ થતાં જોયો હતો."

"વારૂ, પછી;"

"બીજું અત્યારે હું જંગલમાં રખડું છું તેનું કારણ એ છે કે આપણા નામદાર ઠાકોરનો એવો હુકમ થયો છે અને તે ઉપરાંત રાજકુમારી માનકુંવરે પણ મને આજ્ઞા આપી છે. કહો, હવે આપને આટલાથી સંતોષ થશે?"

"પછી? મારા ત્રીજા સવાલનો જવાબ હજુ અધુરો છે."

"કિલ્લામાંથી ત્રણ કેદીઓ નાસી જવાની વાત એટલા ઉપરથી હું જાણું છું કે સરદાર મહોબતસિંહ કે જે મારા પિતા છે અને જેઓ કિલ્લાનું રખેવાળું કરે છે તેમણે મને કહ્યું હતું. હવે આપના મનનું સમાધાન થયું કે નહિ?"

સરદાર તો આવા ઉડાઉ જવાબથી ક્રોધે ભરાયો અને શું કહેવું તેની મોટી મુંઝવણમાં પડ્યો. આખરે ગુસ્સામાં બોલી ઉઠયો: "રાજકુમારી માનકુંવરે તને શો હુકમ આપ્યો છે?"

"ઓહો! સરદાર! તમે શું રાજકુમારીની ખાનગી વાતો જાણવાનો હક ધરાવો છો? પરન્તુ તમે આટલી બધી તસ્દી શા માટે લો છો? મને કિલ્લામાં પાછા જવાનો જ હુકમ આપો એટલે હું મારે ત્યાં જઈને તમારો હુકમ સંભળાવી દઉં! પછી આપની પસંદગી પુછાવવા માટે મને પાછો સત્વરે તમારી પાસે મોકલવામાં આવશે! સરદાર! તમે બધો ખીચડો કરવા માંડ્યો છે! પરન્તુ કાંઈ હરકત નહિ. આ અમરસિંહને કેદ પકડવા માટે હું તમને મુબારકબાદી આપવાને બંધાયેલો છું. જ્યારે નામદાર ઠાકોર સાહેબ આ નકલી અમરસિંહને નજરો નજર નિહાળશે ત્યારે તમને કેટલુંએ ઈનામ આપી દેશે!" કાળાએ હસતાં હસતાં સરદારની મજાક કરવા માંડી.

"અરે મૂર્ખાના સરદાર! લવારી રહેવા દે; નહિ તો અહીંને અહીં જ તને પુરો કરી નાંખ્યો સમજજે. ચાલો સીપાઇઓ! આપણે સત્વરે માંડવગઢ તરફ કૂચ કરો."

આ પ્રમાણે સરદાર મહોબતસિંહ ઉર્ફે મૂર્ખસિંહ અને તેનાં માણસો કૂચ કરવાની તૈયારીમાં હતાં એટલામાં જ વૃક્ષના ઓથેથી અમરસિંહ આગળ આવ્યો અને મોટેથી બોલી ઉઠયો: "અરે સબુર કરો! અમરસિંહ તો હું આ રહ્યો"

અમરસિંહે આ પ્રમાણે છતા થવા અગાઉ સરદાર વીરસિંહને કાનમાં કહી મૂક્યું હતું કે "જો તમને તમારા અને માનકુંવરના જીવનની કાંઈ પણ કીંમત લાગતી હોય તો જરા પણ હાલ્યાચાલ્યા સીવાય, અહીં સંતાઈ રહેજો અને મને જ આ બાજી ખેલવા દેજો." વીરસિંહે તેની સૂચનાનો બરાબર અમલ કર્યો હતો.

"અમરસિંહ! તેં મને ફસાવ્યો છે." મકનાજી હવે બોલી ઉઠયો. આ વાક્ય સાંભળતાં જ તે સરદારે આગળ વધી અમરસિંહને પકડ્યો અને પૂછ્યું: "આજ અમરસિંહ કે બીજો?"

સરદારના સવાલનો ઉત્તર કાળાએ આપ્યો નહિ અને તેને બદલે આડી વાત કરી. "જુઓ સરદાર, તમને મારા ઉપર વિશ્વાસ નથી એટલે હું કોઇ પણ પ્રકારની હા ના કરવાનો નથી."

"કાળીઆ રમત કરવી મુકી દે અને સીધો જવાબ આપ કે આ બેમાંથી ખરો અમરસિંહ કોણ છે?" સરદારે હવે દમ ભરાવ્યો.

"પણ તમે આ નવા આવનારને જ પુછી જુઓને; તે જ તમને સારી રીતે ઉત્તર આપશે."

"મેં તો ક્યારનું એ જણાવી દીધું છે કે હું જ અમરસિંહ છું. જેને તમે પહેલાં કેદી તરીકે પકડી લાવ્યા છો તે મારો એક મિત્ર છે, અને અમરસિંહનું નામ તેણે ખોટું ધારણ કર્યું છે."

"ઠીક, ત્યારે તો તમે એક બીજાની અદલાબદલી કરી લ્યો. ચાલ્ય, એ! તું આની જગાએ આવી જા જોઇએ."

મકનાજીને છુટો કરવામાં આવ્યો એટલે બન્ને મિત્રો અરસ્પરસ ભેટયા. અમરસિંહે તેના કાનમાં કાંઇક ફુંક મારી અને મકનાજીએ 'બહુ સારૂ' એવો ઉત્તર આપ્યો. સીપાઇઓએ પછી અમરસિંહને પકડયો અને હાથમાં બેડી નાંખી. મકનાજી પછી ત્યાંથી વિદાય થઈ ગયો. સીપાઇઓ અમરસિંહને લઇ માંડવગઢ તરફ પ્રયાણ કરવા લાગ્યા.

મકનાજી શી રીતે આ સીપાઇઓના હાથે પકડાયો તેના ખુલાસાની અત્રે જરૂર છે. જયસિંહના મકાનથી પાછાં વળતાં તેણે પછી અમરસિંહને મળવાના હેતુથી માંડવગઢનો માર્ગ લીધો હતો. લગભગ એકાદ કલાક પછી તેણે અશ્વોની ખરીઓના અવાજ સાંભળ્યા. તેને એમ જ લાગ્યું કે તે અમરસિંહ અને તેના સાથીઓ આવે છે. આથી તે મોટેથી ગીત લલકારવા મંડયો અને અમરસિંહને આમંત્રણ આપવા લાગ્યો. અમરસિંહના નામથી સીપાઇઓ ઠગાયા અને તેની આસપાસ ફરી વળી તેને પકડયો. મકનાજી તેમની સામે થયો હોત; પરન્તુ અમરસિંહના માથા ઉપર કાંઇક દુઃખતું વાદળ આવ્યું છે એમ ધારી તે કાંઇ બોલ્યો નહિ અને મિત્રને બદલે પોતે જ ખુશીથી કેદ પકડાયો હતો.

અમરસિંહને લઇને સીપાઇઓ માંડવગઢ તરફ પલાયન કરી ગયા, એટલે વૃક્ષના ઓથેથી સરદાર વીરસિંહ અને સન્યાસી બાવા બહાર નીકળ્યા. બન્ને જણા આશ્ચર્યથી અને અમરસિંહના પકડાવાના હેતુથી અજાણ્યા હોવાથી દિઙ્‌મૂઢ જેવા બની ગયા. એવામાં મકનાજી પાસેની જ ઝાડીમાંથી નીકળીને તેમને મળ્યા.

"કેમ સરદાર, કાંઇ મુંઝવણમાં પડયા લાગો છો. અમરસિંહને માટે તમારે જરાય ચિન્તા કરવી નહીં." મકનાજીએ પ્રસન્ન વદનથી કહ્યું.

"ત્યારે અમરસિંહે તમને કાંઇક ખુલાસો કરેલો હોવો જોઇએ." સરદાર વીરસિંહે પોતાનું અનુમાન કહી બતાવ્યું.

"તેના શબ્દો નીચે પ્રમાણે છે." મકનાજીએ જવાબ આપ્યો.

"મારા બે મિત્રો એક સરદાર અને બીજા સન્યાસી બાવા આ પાસેના વૃક્ષની ઓથે સંતાયેલા છે. તેમને કહેવું કે આવતી કાલે સવારે માંડવગઢ જતાં જે નાળું આવે છે ત્યાં આગળ તેઓએ મને મળવું. તેની સાથે તારે તારા ભાઇઓ અને બીજા મજબુત માણસો લઇને આવવું, કારણ કે મેં એવું કાર્ય હાથ ધર્યું છે કે જેને માટે હથિઆરબંધ અને બળવાન મનુષ્યોની પુરેપુરી જરૂર છે. ત્યાં સ્ત્રીઓનો પણ બચાવ કરવાનો છે." બસ, આ પ્રમાણે કહેલું છે. માટે સરદાર! મારી તમને એવી સલાહ છે કે તમારે આજ પળે ડીલ્લા ગામનો રસ્તો લેવો. અહીંથી તે કાંઇ બહુ દૂર નથી."

"હું મારી ભગિની મેનાને આજે રાત્રે જ મળવા ઇચ્છું છું. તે જયસિંહના મકાને છે." વીરસિંહે મુશ્કેલી બતાવી.

"મને માફ કરો સાહેબ, જે સ્ત્રીને આપ જયસિંહના મકાને હોવાનું ધારો છો તે તો ડીલ્લામાં જ છે."

"ડીલ્લામાં? તદ્દન અસંભવિત!"

"સાહેબ, મેના બ્હેન ત્યાં જ છે તેની મને સંપૂર્ણ ખાત્રી છે અને તે ત્યાં કેવી રીતે આવી તે માર્ગમાં હું આપને કહીશ."

"અમરસિંહે આપણને એમ નહીં કહેલું કે કાલે આપણે સ્ત્રીઓનો બચાવ પણ કરવો પડશે?" સન્યાસી બાવાએ સવાલ કર્યો.

"બરાબર!" સરદાર વીરસિંહે હવે ઉત્તર આપ્યો.

---

## પ્રકરણ ૧૨ મું.

### મુક્તિ.

માંડવગઢના ઠાકોર દુર્જનસાલ પોતાના કારભારીની સાથે બેઠેલા છે. કારભારી સાહેબ રાજ્યના ઉપજ ખર્ચનો હિસાબ કહી બતાવે છે. એવામાં સરદાર મૂખસિંહ અને તેના બે સીપાઇઓ અમરસિંહને લઇને ત્યાં દાખલ થયા. ઠાકોરની પ્રકૃતિ ઉપર ધ્યાન રાખી, મૂર્ખસિંહ ઠાકોરના સામુ જોઇ રહ્યો અને ઠાકોર પણ મૂર્ખસિંહના બોલવાની રાહ જોવા લાગ્યા! મૂર્ખસિંહ સભ્યતાની ખાતર પ્હેલાં કાંઇ બોલ્યો નહિ. ઠાકોરના ગુસ્સાનો ઉભરો આવ્યો.

"તદ્દન ગધેડો છે!" ગુસ્સામાં ઠાકોરે તાડુકો કર્યો.

"સાહેબ, હું આપના હુકમની રાહ જોતો હતો." બ્હીતે બ્હીતે મૂર્ખસિંહે ઉત્તર આપ્યો.

"હું પણ રાહ જોતો હતો; મને કહીશ કે કોણે રાહ જોવાની હતી? મૂર્ખા! તું જોતો નથી કે પા કલાકથી હું તારી સામું જ જોઇ રહ્યો છું! ઠીક, પણ હવે તું સાંભળી લે કે તારાં બધાં કૃત્યોની મને અત્યાર અગાઉથી જ ખબર મળી ગઇ છે. માત્ર તારા ઉપર કૃપા કરીને તારી પાસેથી જ ફરી તે પરાક્રમો સાંભળવા હું તૈયાર થયો છું."

"ખુદાવિંદ! ત્યારે તો કાળાએ આપને બધી હકીકત કહેલી હોવી જોઇએ."

"તને સવાલ કરવાનો હક છે એમ મારે સમજવું જોઇએ, ખરૂં કે? આતો બધી નવાઇની જ વાત લાગે છે!" ઠાકોરે આશ્ચર્ય બતાવ્યું.

આખરે ભયથી ધ્રૂજતા મૂર્ખસિંહે અમરસિંહને પકડવાનો ઇતિહાસ કહી બતાવ્યો.

"ત્યારે તેં આ બધું બરાબર કહી સંભળાવ્યું છે ખરૂંને? એમાં કાંઇ રહી તો જતું નથીને?" ઠાકોરે અમુક હેતુથી સવાલ કર્યો.

"નાજી;" મૂર્ખસિંહે ટુંકેથી જ પતાવ્યું.

"પેલા બીજા હરામખોરને પકડીને તેં જવા દીધો તેનું શું? સાબાશ! મૂર્ખસિંહ! તું મને પણ છેતરવા માગે છે ખરૂંને?" ઠાકોરે હવે મૂર્ખસિંહને બરાબર પેચમાં લીધો.

"આપ નામવરની કાંઇ ગેરસમજ થતી હોય એમ લાગે છે."

"હું કદી ભૂલ કરતો નથી કે મારી ગેરસમજ કદી થતી નથી. તેં અમરસિંહ નામના એક યુવકને પકડયો હતો અને જ્યારે આ ખરો અમરસિંહ આવ્યો એટલે તેને તેં જવા દીધો."

"એ વાત ખરી છે, મારા અન્નદાતા." મૂર્ખસિંહે જે ઘટનાનો વિચાર કરીને ઉલ્લેખ નહોતો કર્યો તે કબુલ કરી.

"મૂર્ખસિંહ, તું બહુ જ વફાદાર, સત્ય બોલનારો, હોશિઆર અને અક્કલબાજ નોકર હશે એતો મેં આજે જ જાણ્યું!" ઠાકોરે મૂર્ખસિંહને ટકોર કરી." ખૂબી તો એ છે કે થોડા જ સમય ઉપર જે કેદીઓને તેં જાતે જ કારાગૃહમાં પુરેલા તેને તું થોડા જ સમયમાં ભૂલી ગયો ખરૂંને? અરે તું આવો નાદાન, ગધેડો, મૂર્ખ ક્યાં સુધી રહેવાનો?"

"મેં એ કેદીઓને બીલકુલ જોયેલા નહિ;" મૂર્ખસિંહે પોતાનો બચાવ કર્યો.

"ત્યારે તો તારી આંખો ઉપર પાટા બાંધ્યા હશે ખરૂંને? અમરસિંહ! ચાલ, આમ આવ જોઇએ." ઠાકોરે અમરસિંહને ઉદ્દેશી ગર્જના કરી.

સીપાઇઓએ અમરસિંહને ધક્કેલી આગળ કર્યો. "જો સાંભળ, પહેલાના જેવી નાદાની કરીશ નહિ; મારા પ્રશ્નોના ઉત્તર બરાબર આપતો જા; સમજ્યો? નહિ તો, તારૂં મોત આવ્યું એમ જાણી લે." ઠાકોરે અમરસિંહને ધમકી આપવા માંડી.

"આપને જે સવાલ પુછવા હોય તે પુછો." અમરસિંહે ઠંડે પેટે જવાબ આપ્યો.

"ઠીક, ઠીક, કાંઇક સુધરતો જણાય છે! તું હવે બોલવાની તો ના કહેતો નથી."

"આપને જે પુછવું હોય તે બેલાશક પુછો."

ઠાકોર દુર્જનસાલના ચ્હેરામાં પાછો ક્રોધનો આવિર્ભાવ જણાયો. અમરસિંહ તે જોઇને માત્ર હસ્યો.

"બોલ, ત્યારે તું આ કિલ્લામાંથી કેવી રીતે છટકી ગયો?"

"કારાગૃહમાંથી બહાર આવીને."

"એતો બધાય જાણે છે અને અનુમાન કરી શકે છે. પરન્તુ તને તે કામમાં કોણે મદદ આપી?"

"હું મારી મેળે જ છુટો થયો હતો."

"તારી સાથે બીજું કોણ હતું?"

"બીજું કોઈ નહીં."

"જુઓ! મને બહુ સારી રીતે ખબર છે; હું જાણું છું કે તું કાંઇ કેદખાનાનાં દ્વારની તડમાંથી બહાર આવ્યો નહોતો પણ કોઇએ તને બહાર કાઢવાને દ્વાર ખુલ્લાં કર્યાં હતાં."

"એ વાત તદ્દન અસત્ય છે. કોઇએ મારે માટે કારાગૃહનાં દ્વાર ઉઘાડ્યાં નહોતાં. દ્વારની તડમાંથી જોકે હું બહાર નીકળી શકું તેમ નહોતું, પરન્તુ તેની જાળીના સળીઆમાંથી બહાર આવવાને મને કોઇ જાતનો અટકાવ નહોતો. હું કુદીને બહાર પડ્યો અને પછી ઘણી ગલીકુંચીઓ વટાવીને હું દરવાજે પહોંચી ગયો......આખરે મુક્ત થઇ ગયો."

"તારી સાથે જે પેલો હરામખોર હતો તે?"

"મને તેની ખબર નથી."

"બસ, તારે તેની હકીકત મને કહેવી જ પડશે."

"પરન્તુ તે મને ભેગો થયો જ નથી. અમે તો પાછળથી મળ્યા હતા."

"કિલ્લામાં કયા સ્થળે તમે એકત્ર થયા હતા?"

"કિલ્લાનાં અંદરનાં સ્થળોની મને બીલકુલ માહિતી નથી એટલે તેનું નામ પણ મને આવડતું નથી."

"અને આ મૂર્ખાએ તને કયાં આગળથી પકડયો વારૂ? જ્યારે તેણે તને પકડયો ત્યારે પેલો હરામખોર ક્યાં હતો?"

"મને ખબર નથી. અમે તો થોડો વખત છુટા પડી ગયા હતા. હું એકલો મારા પિતાના મકાન તરફ જતો હતો."

"ત્યારે તે કયાં છે?"

"આપ નામવર કોની વાત કરો છો?"

"ઓહો! તું નાદાન છોકરો મને છેતરવાનો પ્રયત્ન કરે છે! તું બધું જાણે છે. હું તારા સોબતી **વીર**સિંહની વાત કરૂં છું."

"હું તો સાહેબ, તે પરમ દિવસે પહેલી જ વાર તેને મળ્યો."

"અરે પરમેશ્વર! આ તે કેવી ઠગાઈ! આ જમાનામાં આવા નાદાન છોકરા મારા મ્હોંએ જ જુઠું બોલે છે. બસ, સત્યની તો વાત જ નહિ! મોટાનું જરાય સન્માન નહિ! આ બધું જ્યારથી આવા છોકરાઓ ધોળા ઉપર કાળું કરતાં શિખ્યા ત્યારથી થયું. અરે હું બીજાની કયાં વાત કરૂં? પણ મારી પોતાની પુત્રીને જ આ ચેપ લાગુ પડયો છે. આવા પત્રો લખીને તે **વીર**સિંહની સાથે સંદેશા મોકલવાનો વહેવાર ચલાવે છે. ઠીક, ત્યારે જો, તું તેના વિષે કાંઈ જાણતો નથી, તો મને તેને શોધી કાઢવામાં મદદ કર અને તે બદલ તને મુક્ત કરવામાં આવશે."

"નામદાર, એવા ગુંચવાડાઓ ઉકેલવાનો મને બીલકુલ અનુભવ નથી."

"બહુ સારૂ, તારે દરરોજ થોડો થોડો વખત એ કામ કરવું પડશે." "**મૂર્ખસિંહ!**" મુર્ખસિંહને ઉદ્દેશીને હવે ઠાકોર બોલ્યા, "જો ફરીથી આ નાસી જશે તો શૂળી ઉપર તારે પ્રથમ ચડવું પડશે. જા, હવે આ છોકરાને બેડી ઘાલીને લઈ જા અને એકાન્તમાં રાખજે."

"જી, આપનો જેવો હુકમ; હવે તેને બીલકુલ છટકવા દેવામાં નહિ આવે."

**મૂર્ખસિંહ અમરસિંહને** અનેક ગલીકુંચીઓમાંથી દોરીને લઇ ગયો અને આખરે એક અંધારી કોટડીમાં પુરી તાળું લગાવી દીધું.

યુવાન **અમરસિંહે** આસપાસ નજર નાંખી. અંધકાર સીવાય કાંઈ નજરે પડયું નહીં. તેને આ ભયંકર કારાગૃહમાંથી બહાર નીકળવાની હવે આશા રહી નહીં. આમાંથી બહાર કેવી રીતે જવું? મગજમાં અનેક કલ્પનાઓ દોડાવી પરન્તુ એકે કલ્પના તાત્કાલીક ઉપયોગમાં આવે એવી જણાઈ

નહીં. એવામાં જ દ્વારની સાંકળ ઉઘડવાનો ખડખડાટ થયો. દ્વાર ખુલ્લાં થયાં, અને મૂર્ખસિંહ અંદર આવતો જણાયો. અત્યારે તેની સાથે બીજું કોઇ હતું નહિ. કેદીને ખાવા પીવાની તથા આરામની સગવડ કરી આપવાને તે આવ્યો હતો. અમરસિંહને હવે આ અંધારા કારાગૃહમાંથી મુક્ત થવાની આશા આવી. વખત અમૂલ્ય હતો અને હવે એક પળનો પણ વિલમ્બ કરવો જોઇતો નહતો. તુરત જ એક બાજ પક્ષીની પેઠે તરાપ મારી તેણે મૂર્ખસિંહને ત્યાં જ પટક્યો અને પોતે તુરત જ બહાર નીકળી દ્વારની સાંકળ ચડાવી દીધી. એક ઘડીનો પણ વિલમ્બ નહિ કરતાં તેણે ત્યાંથી નાસવાનું શરૂ કર્યું. જે માર્ગે મનુષ્યોનો ઝાઝો અવરજવર નહોય તે તરફ જવા પ્રયત્ન કર્યો. સુભાગ્યે તેને જસીનો ભાઇ કાળો મળી ગયો. અમરસિંહે પોતાની હકીકત ટુંકમાં જણાવી દીધી અને કાળાએ તેને ચેતાવી દીધો કે દિવસના વખતે તેણે જવું નહિ. તેણે પોતાની સાથે આવવા સૂચના કરી અને તેને લઇને તુરત જ તે પોતાની બહેનનાં મકાન તરફ વળ્યો. દ્વાર ઉપર જઇ ધીમેથી ત્રણ ટકોરા કર્યા. અંદરથી કોમળ અવાજ સંભળાયો "કોણ છે ?"

"એતો હું, તારો જ ભાઇ કાળો; કમાડ જલદી ઉઘાડ."

દ્વાર ખુલ્લાં થયાં અને અમરસિંહને જોઇ જસી એકદમ આશ્ચર્ય પામી.

"જસી ! મને તુરત જ ક્યાંક છુપાવી દે; નહિ તો ઠાકોરનાં માણસો મને હમણાં જ પકડવા આવશે." અમરસિંહે ગભરાતાં ગભરાતાં ઉત્તર આપવા માંડ્યો. જસીએ એકદમ સાન કરી અને બન્ને જણ તથા તેની પાછળ કાળો પણ અંદર ગયો.

થોડો સમય વિશ્રાન્તિ લીધા બાદ જસીએ સામાન્ય વાત છેડી. વીરસિંહને કિલ્લાની બહાર જતાં અને ગયા પછી શું વીત્યું અને તેની સ્થિતિ હાલ કેવી છે વિગેરે સવાલ પુછ્યા. અમરસિંહે અથથી તે ઇતિ સુધીની હકીકત સંભળાવી. માનકુંવરનો પત્ર વીરસિંહના હાથમાં પહોંચ્યો છે એ બીના સાંભળી જસીને સંતોષ થયો. અમરસિંહે છેવટે એમ જણાવ્યું કે વીરસિંહ સાથે વધુ વાતચિતનો પ્રસંગ મળ્યો નથી પરન્તુ મને એટલી હિંમત છે કે પરમાત્માની કૃપાથી અને તમારી મદદ વડે હું રાજકુમારી માનકુંવરને કિલ્લાની બહાર લઇ જઇશ અને બન્ને પ્રેમીઓનો–યુગલનો મેળાપ કરી આપીશ."

"ત્યારે તો હું આ બાબતની ખબર મારી બાઇને સત્વરે જ આપું." આમ કહી જસી ત્યાંથી તુરત જ રવાના થઇ. તેની સાથે જ કાળો પણ બહાર ગયો.

અમરસિંહ એકલો પડયો. તે પાસેના પલંગ ઉપર લાંબો થઈને પડયો. અમરસિંહને માટે થોડીક હકીકત અમે અગાઉ આપેલી છે. છતાં વાંચકોને તેના અંગત સ્વભાવની વિશેષ માહિતી આપવી જરૂરની છે. તે જો કે યુવાન્ હતો છતાં એક પુખ્ત વયે પહોંચેલા પુરૂષની માફક વિચાર કરીને કાર્ય કરતો. જયસિંહે તેને બચપણમાંથી જ કાર્યાકાર્યનો વિવેક શિખવેલો હતો; એટલું જ નહિ પરન્તુ દરેક કાર્યમાં ડહાપણથી જ વર્તવું એવી તેને કુદરતી રીતે જ ટેવ હતી. તેને હમેશાં સૃષ્ટિસૌંદર્યનો શોખ હતો. જંગલમાં ઉછરવાથી તેની આ પ્રકૃતિ વધુ ને વધુ ખીલી હતી. સુંદર સ્ત્રીને જોઈને તે માત્ર સૌંદર્યમાં જ મોહિત થતો. પરન્તુ તેની દૃષ્ટિમાં કામવિકાર બિલકુલ નહોતો. જસીને જોઈને તેનું હૃદય હમેશાં પ્રફુલ્લિત થતું અને જસી પોતાને અંતઃકરણથી ચાહે છે તે વાત તે સારી પેઠે જાણતો હતો. પરન્તુ તે તો માત્ર તેનું માધુર્ય જોઈને જ આનંદ પામતો અને પોતે જસીને ચાહી શકતો નથી એ વાતથી તેનું હૃદય બહુ ખિન્ન થઈ ગયું હતું.

તેણે પોતાના આ અપકારને માટે પશ્ચાત્તાપ કરવા માંડ્યો. જસી કે જેણે શુદ્ધ પ્રેમ દર્શાવ્યો છે તેના તરફ બેદરકારી બતાવવી તે ગંભીર પાપ છે એમ તે સમજવા લાગ્યો, પોતાની જાતને તે ઠપકો દેવા મંડયો. તેણે હવે વિચારો બદલવાની તૈયારી કરી અને જસીને પોતાનો શુદ્ધ પ્રેમ આપવો એમ ધાર્યું પરન્તુ એવામાં તેના માનસિક તરંગ–રાજ્યમાં મેનાની પ્રતિમા જણાવા લાગી.

"અરે! હું આ કેવું પાપ કરવા પ્રવૃત્ત થાઉં છું? મેના! વ્હાલી મેના! તને હું કદાપિ કાળે દગો દેનાર નથી." બસ થઈ ચુક્યું. જસી તરફથી તેણે પોતાના વિચારો પાછા ખેંચી લીધા.

પરન્તુ તેના આ વિચારોમાં નિરાશાની કાંઈક છટા જણાવા લાગી. મેના, એ રાજકુમારી માનકુંવરની પેઠે મોટા સરદારના કુટુમ્બની પુત્રી હતી. 'એવી ઉચ્ચ અને અમીરી કુટુમ્બની કન્યા પોતાનું પાણિગ્રહણ કદી પણ સ્વીકારશે ખરી?' એવી શંકા તેના મગજમાં ઉદ્ભવી. 'કદાચ તેનો વિવાહ બીજા કોઈ રજવાડામાં થયો તો નહીં હોય? મેનાએ અલબત મારા તરફ પ્રેમની દૃષ્ટિથી જોયું છે, પરન્તુ મેં તેમને બહારવટીઆના હાથમાંથી છોડાવ્યા તેના આભાર માટે તો એમ કરવામાં નહીં આવ્યું હોય?' આ વિચારે પાછો તેને ગુંચવાડામાં નાંખ્યો. જસીનું કાર્ય પાછું કાંઈક સુધરતું જણાયું. 'તે બહુ જ દેખાવડી અને સુંદર છે—મેના કે માનકુંવરથી જરાએ ઉતરે તેવી નથી; એ ખરૂં કે તે કોઈ મોટા કુટુમ્બની નથી અને મારા જેવા સાધારણ

સ્થિતિના મનુષ્યને તે ચાહી શકે તેમ છે. વળી જસી જે દૃષ્ટિએ મારા તરફ જુએ છે તે ઉપકારવશતાની કદી પણ હોઇ શકે નહિ; એથી ઉલટું તો હું પોતે જ તેના આભાર તળે છું.'

આ પ્રમાણે અનેક પ્રકારની કલ્પનાઓ તેના મગજમાંથી પસાર થતી હતી. ઘડીમાં આનંદ તો ઘડીમાં તેને શોક પણ થતો હતો. એવામાં બહારથી કોઇનાં પગલાં સંભળાયાં. અમરસિંહે દીવો ઓલવી નાંખ્યો.

"જસી! ઓ જસી! આ તારા મકાનમાં અંધકાર કેમ છે?" આવનારે બુમ પાડી. આ શખ્સ બીજો કોઈ નહિ પણ જસીનો પિતાજ હતો.

અમરસિંહતો ચૂપચાપ થઇ ગયો. એક શબ્દ પણ બોલ્યો નહિ.

"જસી, ઊઘાડ, મારે અંદર આવવું છે."

ઉત્તર નહિ આવવાથી તે મૂર્ખસિંહે દ્વારને ધક્કો માર્યો અને તે ખુલી ગયાં. તે અંદર ગયો. જો મકાનમાં અંધારૂં નહોત તો અમરસિંહની નજરે એક મજબૂત અને પહેલવાન સીપાઇ પડયો હોત.

અંધારે ફાંફાં મારતો મૂર્ખસિંહ જસીના નામથી હાંક મારવા લાગ્યો. "જસી, તું અહીંઆ જ છે એની મને સંપૂર્ણ ખાત્રી છે. થોડા જ સમય પહેલાં મેં તારા મકાનમાં દીવાનો પ્રકાશ જોયો હતો." અમરસિંહ હવે પલંગ ઉપરથી ઉઠીને નીચે સુઈ ગયો.

"આ સામાન જહાનમ્‌માં જાઓ!" એક પલંગના પાયા આગળ ઠોકર વાગતાં તે બડબડયો.

"ત્યારે અત્યારે તે આ છોકરી ક્યાં ગઈ હશે?" પલંગ ઉપર હાથ ફેરવતાં, ખાલી જણાયાથી તે બોલી ઉઠયો. "ખરેખર! છોકરી, આટલી રાત્રે બહાર ગઇ છે તે બહુ આશ્ચર્યની ઘટના લેખાય. પેલો સીપાઈ કહેતો હતો કે જસી કેદીઓની મુલાકાત લેછે! અરે મારી પુત્રીને માટે તે સીપાઇએ જે શબ્દો કહ્યા હશે તે કાંઇક પણ આધાર વિના તો નહિ જ કહ્યા હોય. માનકુંવરની પાસે તો તે અત્યારે ગઇ નહીં હોય? ત્યારે અત્યારે તે હશે ક્યાં? મારૂં મગજ ભમે છે. તે ક્યાં હશે? જસી–પરમાત્મા તું તેને અવળે માર્ગે જવા દેતો ના. અરે, પણ આ શું? મને મારા પોતાના જ સંતાન માટે આવા મલીન વિચારો કેમ સૂઝે છે? મારૂં અમૂલ્ય રત્ન–મારૂં એકનું એક જવાહીર–હા, મને હવે યાદ આવ્યું. શું કાળાને જ વૈદ્યને બોલાવવા મોકલ્યો નથી? ખરેખર, ત્યારે તો જસી પણ તેની સાથે જ ગઈ હશે. મેં મારી પવિત્ર પુત્રીને માટે આવો અયોગ્ય વિચાર કર્યો તે માટે મારે પ્રાયશ્ચિત્ત કરવું ઘટે છે."

ધીમા ધીમા અને હલકાં પગલા સંભળાયા; દીવાના પ્રકાશનાં કિરણો જણાયાં, અને તેના વિચારો બંધ પડી ગયા. જસી દીવો લઇને ત્યાં દાખલ થઈ. પોતાના પિતાને જોતાં જ તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

"કેમ પિતાજી, તમે અત્યારે અહીં ક્યાંથી?"

"મારે તારી સાથે કાંઇક વાતચિત કરવાની છે."

"પિતાજી, આપને જે કાંઈ પુછવું હોય તે આવતી કાલે સવારે પુછજો. આજ તો હું કંટાળી ગઇ છું અને આંખોમાં ઉંઘ ભરાઇ છે."

"મારે કાંઇ બહુ કહેવાનું નથી."

"પિતાજી અત્યારે મારાથી કશુંય સંભળાય તેમ નથી. આપ અત્યારે તો પધારો એવી મારી આજીજી છે." જસીએ બે હાથ જોડીને કહ્યું.

"મારે માત્ર એક જ પ્રશ્ન કરવાનો છે. તેનો ઉત્તર આપે કે હું તુરત જ વિદાય થઈ જાઉં."

"હું થાકી ગઇ છું અને ફરીથી તમને આજીજી કરૂં છું કે હું અત્યારે તમારી સાથે વધુ વાતચિત કરી શકતી નથી."

"ના, એમ હું જનાર નથી. તું અત્યારે ક્યાંથી આવી અને હજુ પણ કેમ સુઈ ગઇ નથી એ હું પુછવા માંગુ છું."

"હું રાજકુમારી માનકુંવરની હવેલીથી આવું છું. તેના શરીરની સ્થિતિ અત્યારે બરાબર નથી."

"એતો હું સમજ્યો; હવે બીજી વાત: મારા કાને એવી વાત આવી છે કે તું કેદખાનામાં જઇ કેદીઓની મુલાકાત લેછે અને ઘણી વખત એકાન્તમાં વાતો કરે છે. આ તારૂં વર્તન બીલકુલ સારૂં ન ગણાય."

"પિતાજી! આવી તદ્દન જુઠ્ઠી અને કપોલકલ્પિત વાત તમને કોણે કહી? આપના કહેવામાં બીલકુલ સત્ય સમાયેલું નથી એમ હું હિંમતથી કહું છું."

"બેટા, પેલો જેઠાજી નામનો સીપાઇ કહેતો હતો. તે જુઠું બોલે તેવો તો નથી જ."

"પિતાજી, તે તદ્દન ખોટું બોલે છે. ઉલટું તેણે થોડા દિવસ ઉપર મારી મશ્કરી કરી હતી અને અગાઉ પણ ઘણી વખત તેણે સતાવી હતી. મારે હમેશાં તેનાથી બહુ સાવચેતી રાખવી પડે છે."

"હરામખોર! ત્યારે તે અમને પિતાપુત્રીને લડાવી મારવાની તજવીજ કરી જણાય છે. કાંઈ હરકત નહિ, બેટા તારે ગભરાવું નહિ. તેને તો હું બરાબર હાથ બતાવીશ. લે હવે તું સુઇજા. રાત્રી બહુ ગઇ છે. હું આજપળે

ચાલ્યો જાઉં છું." મૂર્ખસિંહ ત્યાંથી ચાલ્યો.

"અમરસિંહ!" જસીએ અમરસિંહને પલંગમાં તથા આસપાસ નહીં જોવાથી બુમ પાડી. "તમે ક્યાં છો?"

"આ રહ્યો, જસી!" પલંગ નીચેથી બહાર આવી અમરસિંહ બોલ્યો.

"જો મારા પિતાએ તમને અહીં દીઠા હોત તો મારૂં તો આવી બન્યું'તું." જસીએ કહ્યું.

"નહીં, જસી! ઉલટું તારા નિર્દોષપણાને પુષ્ટિ મળત. હશે, પણ એ જેઠાજી સીપાઇ છે કોણ?"

"જ્યારે તમને પહેલ વહેલા કેદમાં પુરવામાં આવ્યા ત્યારે પહેરા ઉપર તે હતો."

"ઠીક ત્યારે લાગ આવે, તારા અપમાનનો બદલો હું અવસ્ય વાળીશ."

"ના, ના, એવા ક્ષુદ્ર મનુષ્યની તમારે બહુ દરકાર કરવી જોઇતી નથી; મારી પેઠે તમે તેને ધિક્કારજો. મારી બાઇ તમને જોવા ઇચ્છે છે પરન્તુ હું તમને ત્યાં લઇ જાઉં તે અગાઉ અમરસિંહ મારે કાંઇક બે શબ્દો કહેવાના છે...હું અહીં ઘણી જ દુઃખી છું......" આમ બોલતાં જ જસીનાં નેત્રોમાંથી બે ચાર અશ્રુનાં બિન્દુઓ પડ્યાં અને તેનો અવાજ ગળગળો થઇ ગયો. તે વધુ બોલી શકી નહી.

"જસી! આ શું? તું રડે છે શા માટે? તને એવું શું દુઃખ છે? મારાથી તારી કોઇ પણ સેવા બની શકે તેમ હોય તો તે કહે અને હું તે બજાવવા સંપૂર્ણ રીતે તૈયાર છું."

અમરસિંહનું હૃદય પ્રેમથી ભીંજાયું. જસી ઉપર તેને દયા આવી. "જસી! તારૂં ગમે તેવું સંકટ હશે તો પણ તે નીવારવાનો હું અવસ્ય પ્રયત્ન કરીશ જ. મને તારો સહોદર સમજી લેજે; એક ભાઇએ પોતાની બ્હેનનું સંકટ ટાળવામાં કોઇ પણ ભોગ આપવામાંથી પાછા પડવું નહીં જોઇએ."

"અમરસિંહ, હું રડું છું અને તે એટલા જ માટે કે આ ભયંકર કારાગૃહ–કિલ્લામાં ગોંધાઇ રહેવાની મને ફરજ પાડવામાં આવી છે. રાજકુમાર માન સીવાય બીજી કોઈ પણ સ્ત્રીની સાથે મારે વાતચિત સુદ્ધાંનો પ્રસંગ નથી. રસોડામાં બીજી દાસીઓ સીવાય બીજી કોઇ સ્ત્રી જાતિનાં અમને દર્શન નહિ. માનકુંવરના સાથે જ હું ઉછરેલી છું અને અમારો દરજ્જો જોકે જુદો જુદો છે છતાં અમે એક બીજાને બ્હેનની પેઠે ચ્હાઇએ છીએ. રાજકુમારીનાં સુખ દુઃખ અને હરખ શોકની હું જ ભાગીઆણ છું. છતાં

મને એમ લાગે છે કે હું તેની સલાહ કે મદદ માંગી શકતી નથી. મારા પિતા ભલા, પ્રમાણિક અને શૂરવીર છે અને તે માત્ર મારી પાછળ તપાસ રાખે છે. પરન્તુ મને એક એવા મનુષ્યની જરૂર છે કે જે મારી પાસે રહીને મારી દરકાર રાખે. એકે દિવસ એવો જતો નથી કે જ્યારે આ ઠાકોરના હલકા અને નીચ મનના નોકરો મારી મશ્કરી નહીં કરતા હોય. ઘણી વખત મારૂં અપમાન પણ કરે છે અને મારા તિરસ્કારનો કાંઇ જુદો જ અર્થ સમજે છે. આવી અધમ સ્થિતિ હું હવે વધુ સમય સહન કરી શકું તેમ નથી–મારે કિલ્લામાંથી નીકળી જવું જ જોઇએ અગર તો મારા જીવનનો અંત લાવવો જોઇએ. અમરસિંહ! મારી હકીકત ટૂંકમાં મેં આપને જણાવી દીધી છે. જો માનકુંવર આ કિલ્લો છોડીને તમારી સાથે આવે તો મને તમારે સાથે જ લઈ જવી. એટલી મારી અરજ છે.”

અમરસિંહના મુખમાંથી માત્ર આશ્ચર્યનો ઉદ્દગાર નીકળ્યો.

“મારૂં કહેલું ધ્યાનમાં લેશો. હું આજીજી કરૂં છું કે અમરસિંહ! મને લઈ જાઓ–આ કારાગૃહમાંથી મને છોડાવો.” જસી ગળગળી થઇ ગઈ. “મને જો અહીંથી મુક્તિ નહીં અપાવો તો હું આત્મઘાત કરીશ. મારા વગર જો તમે આ કિલ્લાની બહારનો પુલ ઓળંગો તો હું જરૂર મારા પ્રાણનો અંત લાવીશ.”

“જસી, તારે ભૂલી જવું ન જોઇએ કે હું તો હજુ બાળક જેવો છું અને સ્વતંત્ર નથી. મારા માથે મારા માતા પિતા બેઠેલાં છે. તને મારી સાથે લઇ જવાનો મને કાંઈ હક પણ નથી અને કદાચ હું લઈ જાઉં તો મારા પિતાજી તને આવકાર આપે કે કેમ તેની પણ શંકા છે.”

“બાળક!” જસીએ કાંઈક તિરસ્કાર દર્શાવીને ઉદ્દગાર કાઢ્યા. “આજે સવારે જ જે પોતાની વ્હાલી......ના વિચારો કરનાર......તે બાળક કેમ માની શકાય?”

“જસી, વળી તું તારા પિતાને પણ ભૂલી જાય છે. તારા નાસી જવાની ખબર પડતાં તે વૃદ્ધ પુરૂષનું હૃદય કેવું ભગ્નપ્રાય થશે તેનો તને ખ્યાલ જ નથી. હમણાં જ તે પુરૂષના દયાળુ સ્વભાવનાં અને તારા પ્રત્યેની મમતાનાં વચનો મેં સાંભળ્યાં છે.”

“પરન્તુ હું મારી બાઈની પાછળ જ ગઇ છું એ જાણીને તે મને માફી આપશે.”

“તને ખબર છે કે રાજકુમારી માનને નાસી જવાનું સબળ કારણ છે. સરદાર વીરસિંહને તે પોતાના મનથી વરી ચુકેલી છે એમ ઠાકોર દુર્જ-

નસાલ પણ જાણે છે."

"અમરસિંહ! એ ગમે તેમ હોય પરન્તુ હું એક નિરાધાર અને લાચાર અબળા છું. મને સજી દેવી ન જોઇએ." જસીએ હવે લાચારી બતાવી.

"જસી! એ વાત હું પડતી મુકું છું. પરન્તુ મને એક શંકા થાય છે. તે એ કે સન્યાસી બાવા કે જે તને ભણાવવા આવતા હતા તેનું..."

"બસ! તે દુષ્ટના નામનો ઉચ્ચાર સુદ્ધાં તમારે કરવો નહિ." જસીએ વચમાં જ કહ્યું. "મેં તે મૂર્ખની સાથે હાસ્યવિનોદ વગેરે ચેષ્ટા કરી હશે પરન્તુ હું સર્વથા નિર્દોષ છું. લોકવાયકા ગમે તેવી હોય તેની મને દરકાર નથી." જસી ઘણો સમય અમરસિંહના સામું જોઈ રહી. તેનો ચ્હેરો કરૂણાજનક હતો. અમરસિંહના હૃદયને તેથી સચોટ અસર થઇ.

"જસી! હું ખાત્રી આપું છું કે માનકુંવરની સાથે તને પણ હું લઇ જઇશ. તારે કોઇ પ્રકારની ચિન્તા રાખવી નહીં. તારા હૃદયમાંથી દુઃખની લાગણીનો તત્કાળ ત્યાગ કરી દે." અમરસિંહે આશ્વાસન આપ્યું.

"પરમાત્મા તમારૂં કલ્યાણ કરો." જસીએ પગે લાગીને કહ્યું. "હું આપની આજથી મરણપર્યંત દાસી થઇને રહીશ."

"જસી! તું મારી ધર્મની બ્હેન થઇ ચુકી એમ સમજજે. હવે તું તારી ગમગીની દૂર કર અને મારી સાથે હસીને આનંદથી વાત કર."

જસીના ચ્હેરા ઉપર આનંદની છાયા જણાઈ.

"વખત ચાલ્યો જાય છે; હવે મને રાજકૂમારીની પાસે લઇ જાય તો સારૂં."

જસીએ માત્ર હાસ્ય કર્યું પરન્તુ જરાય ખસી નહીં.

"હવે તું શાની રાહ જુએ છે?"

"એ તો કાંઈ નહીં; ચાલો આપણે રાજકુમારીની પાસે જઇએ." બન્ને જણ ત્યાંથી ચાલ્યાં. રાજકુમારી માનકુંવર સરદાર વીરસિંહ તરફના સંદેશાની રાહ જોતી જ બેઠી હતી.

"મારે તમારા ઉપર સંપૂર્ણ ભરોસો મુકીને કાર્ય કરવાનું છે." અમરસિંહને જેવો રાજકુમારીની પાસે હાજર કરવામાં આવ્યો કે તુરત જ માનકુંવરે તેને પ્રશ્ન કર્યો.

"આ સેવકને માટે જરાય શંકા લાવવાનું આપને પ્રયોજન નથી."

"બાઈ સાહેબ, મારી સમજ તો એવી પહોંચે છે કે આપે આમાં એક પળ પણ ગુમાવવી જોઇતી નથી. આપણે સત્વરે રવાના થઇ જવું જોઇએ."

"આપણે! એટલે?" રાજકુમારીએ આશ્ચર્યથી સવાલ કર્યો.

"હા; આપણે બન્ને! એમાં આપને જરાય આશ્ચર્યચકિત થવાનું કારણ નથી. શું આપ એમ માની શકો છો કે આ દાસી આપના સીવાય એક પળવાર પણ અહીં રહી શકે?"

"જસી! આ તું શું કહે છે? તું મારી સાથે આવવાની વાત કરે છે?"

"હા; હું આવવાની વાત કરૂં છું એટલું જ નહીં પણ જો મને સાથે લઇ જવામાં નહીં આવે તો મારૂં અવશ્ય મૃત્યુ થશે."

"હું પણ સાથે જ આવવાનો છું." પાસે ઉભેલા કાળાએ જવાબ આપ્યો.

માનકુંવરની ખાત્રી થઇ કે જસી અને તેનો ભાઇ સાથે આવ્યા સીવાય રહેશે નહીં.

સર્વેએ તુરત જ ઉપડવાનું નક્કી થયું. "ચાલો, આપણે સત્વરે ચાલીએ. કાળા, તું ગુપ્ત માર્ગનો બરાબર ભોમીયો છે માટે આગળ ચાલ, અને બાઇ સાહેબ, તમે મારો હાથ પકડો. હવે કોઇએ કાંઇ જ બોલવું નહિ. જો જરા પણ અવાજ થયો તો ફસાયા સમજજો.

માંડવગઢના કિલ્લામાં આવવાના ગુપ્ત માર્ગ બે હતા, જે પૈકીનો એક તો અંતઃપુરમાં જ થઇને જતો હતો, પરન્તુ આ માર્ગ ઠાકોરના પોતાના સીવાય બીજું કોઇ પણ જાણતું નહીં. બીજો માર્ગ અંતઃપુરથી થોડે દૂર આવેલી કુળદેવીના મંદિરમાં થઇને હતો, જે રાજકુમારી અને જસીના ભાઇ કાળાનો જાણીતો હતો. કાળો આ માર્ગથી સારી રીતે પરિચિત હતો કારણકે અગાઉ રાજ્યના ઘણાં અગત્યનાં કામોને માટે તેને ત્યાંથી મોકલવામાં આવ્યો હતો. પરન્તુ આ માર્ગમાં એક મુસ્કેલી આવતી હતી. ઠાકોર દુર્જનસાલે ત્યાં પહેરો મુકી દીધો હતો, કારણકે કેદીઓના નાસી જવાની ઘટના બની ત્યાર પછી તેણે કિલ્લામાંથી બહાર જવાના બધા માર્ગો ઉપર પહેરો મુકવાનું યોગ્ય ધાર્યું હતું. રાજકુમારી માનકુંવરને આ પહેરાની ખબર પડી ગઇ હતી. આથી પ્રથમ એમ ઠર્યું કે ત્યાં જઇને કાળાએ પહેરેગીરોની હાલતની તજવીજ કરવી અને પછી બધાએ ત્યાં જવું. કાળો ત્યાં ગયો. સુભાગ્યે પહેરેગીરો થાકથી કંટાળી જઇ ઉંઘતા માલુમ પડ્યા. ત્રણમાંથી બે તો ઘોર નિદ્રામાં પડ્યા હતા, જ્યારે ત્રીજો કે જે માર્ગના દ્વાર આગળ જ સુતો હતો તે અર્ધનિદ્રિત સ્થિતિમાં હતો. તેની જ મુસ્કેલી હતી. માર્ગનાં દ્વાર ઉઘાડતાં કદાચ અવાજ થાય અને જો તે જાગી જાય તો આ બધો ભેદ કળાઇ આવે અને ઠાકોર એવો જાપતો મુકે કે સર્વેનું જીવન અકારૂં થઇ પડે. આખરે એટલું સાહસ ખેડવાને ચારે જણ તૈયાર થયાં, અને અંતઃપુરથી નીકળી કુળદેવીના મંદિર પાસે આવ્યાં.

કાળાએ જરા પણ અવાજ ન થાય એ રીતે દ્વાર ઉઘાડ્યાં અને ચારે વ્યક્તિઓ અંદર દાખલ થઇ. મંદીરના મધ્ય ભાગમાં દાખલ થયા પછી કાળાના પગે કાંઇક વસ્તુ અથડાઇ અને તે પડી ગયો. પડવાનો અવાજ થતાં જ પેલો અર્ધ-જાગૃત સીપાઇ ચમક્યો "કોણ છે?" કહી બૂમ પાડી. રાજકુમારી, અમરસિંહ અને કાળો એ ત્રણે જણ તુરત જ મંદિરમાંના થાંભલાઓની પાછળ સંતાઇ ગયાં પરન્તુ જસીને સંતાવાની જગો મળી નહીં! સીપાઇના કાને અવાજનો પડઘો માત્ર પડ્યો. કોઇએ કાંઇ જવાબ આપ્યો નહીં. આખરે બત્તી લઇ તે મંદિરમાં આવ્યો અને જસીને દીઠી!

"ઓહો! તું જ છે કે? મેં તો ધાર્યું કે ઠાકોર દુર્જનસાલ અત્યારે અમારી પરીક્ષા કરવા આવ્યા હશે! ત્યારે આખરે તું મને ચાહે છે ખરી. ઠીક ત્યારે વ્હાલી જસી! એકાદ ચુમ્બન તો લેવા દે." આમ કહી તે જસી તરફ ધસ્યો.

જસી આઘી ખસી ગઇ. તેણે તેને દમમાં જ જવાબ આપ્યો: "હું મારી બાઇ સાહેબને માટે અહીં કાળાને ખોળવા આવી હતી. પણ તે અહીં નથી. ખબરદાર! તું જો મને જરાય હેરાન કરીશ તો હું તારી અવદશા કરાવીશ."

"જસી! તું હજુ પણ આવી જ નાદાન રહી કે? તેં તારા પિતાને પણ મારા વિષેની કેટલીક હકીકત કહી છે. પરન્તુ તે કદાપિ કાળે ખરી માનનાર નથી. પુરૂષો સ્ત્રીની અનુકુળ વૃત્તિ સીવાય તેમના તરફ બીલકુલ ઝાંખીને પણ જોતા નથી એ મૂર્ખસિંહ સારી રીતે સમજે છે. અત્યારે તો તું સંપૂર્ણ રીતે મારા જ કબજામાં છે. મને બીજું કાંઇ નહીં પણ એક એ ચુમ્બનતો લેવા દે જ.

"દુષ્ટ, હરામખોર! આ પવિત્ર મંદિરમાં પણ તું આવી નીચ વાત કરતાં શરમાતો નથી? ધિક્કાર પડ્યો તારા અવતારમાં. ખબરદાર જો હવે તું એક પણ શબ્દ ગેરવાજબી બોલ્યો તો તારૂં આવી બન્યું સમજજે." જસીએ હજુ પણ દમમાં જ બોલવાનું ચાલુ રાખ્યું. પરન્તુ આ સીપાઇને કાંઇ ખબર નહોતી કે તે એકલી નથી. તેણે તો એમ જ ધાર્યું હતું કે આ સ્ત્રી હાલ તો તેના જ કબજામાં છે અને તે નાસી જઇ શકે એવી સ્થિતિમાં નથી. જસીના બોલવાથી તે જરા પણ ડર્યો નહીં. માત્ર હસ્યો અને પછી બે હાથ પહોળા કરીને તે જસી તરફ ધસ્યો. જસીએ બુમ પાડી નહીં. તે જાણતી હતી કે વધુ રગઝક અને મોટા અવાજથી મામલો બગડી જશે અને તેની સાથેના બીજા ચારે જણના જીવ જોખમમાં આવી પડશે. તે હવે

આમથી તેમ દોડવા લાગી અને કાળ વીતાવવા લાગી. તે સારી પેઠે સમજતી હતી કે હમણાં જ કાળો અગર અમરસિંહ જરૂર તેની મદદે આવશે. થાંભલાની ઓથેથી અમરસિંહ ઉભો ઉભો આ બધી ચિકિત્સા જોયાં કરતો હતો. તે જાણી ગયો કે જસીની મશ્કરી કરનાર તથા જેની ઉપર વૈર લેવાની પ્રતિજ્ઞા કરી હતી તે આસામી આ જ હતો. તુરત જ તેણે ધનુષ્ય ઉપર બાણ ચઢાવ્યું અને તે મૂર્ખ અને કામાંધ સીપાઇની ખોપરી ઉપર તાકીને છોડયું. તે શબવત્ થઇને ત્યાંજ પડ્યો. આજ પળે કાળો પોતાની બ્હેનના સંરક્ષણ માટે આવતો હતો પરન્તુ અમરસિંહના બાણે જે કાર્ય કર્યું તે જોઇને તે આશ્ચર્ય પામી ગયો. તેના મુખમાંથી અમરસિંહને સાબાશી આપવાના ઉદ્દ્ગારો નીકળી પડ્યા. બિચારા સીપાઇ તરફ દયા ખાતાં તે બન્નેએ પછી તુરત જ આગળ વધવાની તૈયારી કરી. પરન્તુ આ તરફ જસીને ભયથી મૂર્છા આવી ગઇ હતી. હવે ત્રણે જણાઓની નજર તેના તરફ વળી. અમરસિંહે પાસેના વાસણમાંથી પાણી લાવી છાંટયું. માનકુંવરે પોતાના સાળુના છેડાથી તેને પવન નાંખવા માંડ્યો. લગભગ પાએક કલાક પછી જસીએ નેત્રો ઉઘાડયાં અને પાસેનાંઓને શાન્તિ થઇ. જસીની પહેલી નજર અમરસિંહ તરફ ગઈ અને તેણે પોતાનો આભાર અને પ્રેમની લાગણી વ્યક્ત કરી. ધીમે ધીમે તેનો ભય દૂર થઈ ગયો અને તેના ઓષ્ઠ ઉપર સ્મિત જણાયું. થોડી વાર પછી તેણે જ કહ્યું કે "હવે આપણે આગળ વધીએ."

આ ગુપ્ત માર્ગમાંથી નીકળતાં તેમને લગભગ એક કલાક થયો.

"હવે આપણે આવી પહોંચ્યા છીએ. આ માર્ગનું જે દ્વાર જંગલમાં નીકળે છે ત્યાંથી બહુ જ સાવચેતીથી બહાર નીકળવાની જરૂર છે. આ દ્વારમાંથી આપણે બહાર નીકળ્યા એટલે આપણે છુટા થયા એમ સમજો."

બધા ગુફામાંથી સહીસલામત બહાર આવી ગયા. તેમની પાછળ કોઇ આવ્યું નથી તેમ આવે એમ લાગતું નથી. "હવે તમને અહીંથી યોગ્ય સ્થળે પહોંચાડવાનું કામ મારૂં છે." અમરસિંહે આસપાસ નજર કરીને કહ્યું. "આ જંગલ તો મારૂં ઘર જ છે એમ સમજી લ્યો. સવાર પડતાં તો આપણે સરદાર વીરસિંહને જરૂર પહોંચી જઇશું."

ચાલતાં ચાલતાં બન્ને યુવતીઓ શ્રમથી કંટાળી ગઈ હતી છતાં પણ ઉતાવળે ચાલ્યા વગર છુટકો નહોતો. જંગલનો મુખ્ય રસ્તો ઓળંગવાની તેમની હિંમત ચાલી નહીં, કારણકે કાળાને સારી રીતે ખબર હતી કે ઠાકોર દુર્જનસાલે ત્યાં પોતાનાં માણસોનો પહેરો મુકેલો હતો. આથી ઝાડીઓમાં

થઇને તેઓને પસાર થવાનું હતું. આ વખતે અમરસિંહનો ચ્હેરો કાંઇક ઉદાસીન જણાયો અને તે કોઇક ગંભીર વિચારમાં પડી ગયો.

જસીએ આનું કારણ પૂછયું, જેના જવાબમાં અમરસિંહે જણાવ્યું કે "બ્હેન! સવાર પડતાં અગાઉ આપણે છુટાં પડવું પડશે. તારે કાળાની સાથે મારા પિતાને ઘેર જવું પડશે અને તેમને ખબર આપવી જોઇશે કે હું હજુ માંડવગઢથી પાછો વળ્યો નથી. પરન્તુ રાજકુંવરી માનકુંવરને લઇને સરદાર વીરસિંહની પાસે જઉં છું એમ જણાવવું."

અમરસિંહની આ સૂચનાનો તુરત જ અમલ થયો. જસી અને કાળો અમરસિંહે બતાવેલે માર્ગે જયસિંહના મકાન તરફ વળ્યા, જ્યારે અમરસિંહ અને માનકુંવર સરદાર વીરસિંહ તથા પેલા સન્યાસી બાવાને રહેવાના સ્થળે જવા સારૂ નીકળ્યા. પરન્તુ અમરસિંહને કાંઇક કલ્પના સુઝી આવતાં તેણે માનકુંવરને થોભાવી પોતે ઝાડ ઉપર ચડયો. આસપાસનો માર્ગ તથા જંગલ તરફ નજર કરી અને કોઈ પણ માનવી નજરે પડયું નહિ. ઠાકોર દુર્જનસાલનો કોઇ સીપાઈ તેમની પાછળ પડયો નથી એવી તેની ખાત્રી થઇ અને તે નીચે ઉતરવા લાગ્યો. પરન્તુ એવામાં જ છેટેની ટેકરી ઉપરથી કોઇ ઘોડેસ્વાર પુરજોશમાં તેના તરફ દોડી આવતો જણાયો. હવે તેને સાવચેતી લેવાની જરૂર પડી.

"રાજકુમારી! તમે આ ઝાડીમાં સંતાઇ જાઓ! ઝટ કરો, ઝટ કરો. મહેરબાની કરી એક શબ્દ પણ બોલશો નહિ કે જરાય હાલચાલ કરશો નહિ."

"કેમ, ભાઈ! કાંઇ ભય છે? તમને કાંઈ વિઘ્ન આવવાનો સંભવ લાગે છે?" અમરસિંહ પોતાના ધનુષ્ય ઉપર બાણનું અનુસંધાન કરતો હતો તે જોઇને માનકુંવરે ભયથી સવાલ કર્યો.

"બ્હેન! અત્યારે એવી પુછપરછનો વખત નથી. તમે એકદમ સંતાઇ જાઓ. કોઇ ઘોડેસ્વાર દોડતો આવે છે. તે શત્રુ છે કે મિત્ર તેની મને ખબર નથી. છે તો એકલો એટલે આ એક જ બાણ બસ છે. પરન્તુ તેની પ્રથમ મારે ખાત્રી કરવાની જરૂર છે. તમે જલદી સંતાઇ જાઓ."

અમરસિંહે માનકુંવરને તાકીદ કરવાની સૂચના આપી અને રાજકુમારી સમયને ઓળખી ઝાડીમાં સંતાઇ ગઇ. તેણે રાજકુમારીને બહુ ભય ન થાય તેથી જ કેટલીક હકીકત તેનાથી છુપાવી હતી. તેણે આ ઘોડેસ્વારના ડ્રેસ ઉપરથી એટલી અટકળ કરી હતી કે તે ઠાકોરનો સીપાઈ હતો. અમરસિંહ હવે ધનુષ્ય ઉપર બાણ સાંધીને તૈયાર થઈ રહ્યો.

ઘોડેસ્વાર પુરજોશમાં આવતો હતો. તેને બહુ સમય થયો નહિ અને ધનુષ્યમાંથી જેમ બાણ છુટે તેની પેરે તે હવે અમરસિંહના લગોલગ આવવાં લાગ્યો. અમરસિંહનું બાણ છુટયું અને અશ્વના ઉદરમાં ભોકાયું. ઘોડેસ્વાર ધૂળ ચાટતો થયો અને અશ્વ પણ તમર ખાઇને પડયો.

"રાજકુમારી, નાસો! જલદી ભાગો!" અમરસિંહે ધાંટો પાડીને કહ્યું. "જરા પણ વખત ગુમાવવાનો નથી."

"તેને મારી નાંખ્યો કે શું?"

"નહીં, જરા પણ નહીં!" અમરસિંહે ખુલાસો કરવા માંડયો. "તે ઘોડેસ્વાર આપણી પુંઠે જ પડયો હતો. ઠાકોર દુર્જનસાલના સીપાઇઓ પૈકીમાંનો તે એક હતો. તે ઘોડા ઉપર હતો એટલે આપણને પકડી પાડતાં તેને વાર લાગવાની નહોતી. વળી તે તુરત જ અહીંથી માંડવગઢ પાછો જઇ શકે તેમ હતું. આથી તેની શક્તિ કમી કરવાની ઘણી અગત્ય હતી. હવે આપણે સરખાં થયાં છીએ. આપણે બન્ને પગે ચાલીને નાસી જઇશું અને એ પણ પગે જ ચાલીને આપણી પાછળ આવશે. પરન્તુ આપણે છુટા છીએ અને તેને ઘોડો સાચવવાનો છે. રાજકુમારી, જરા હિંમત લાવી ઉતાવળે મારી સાથે આવો. હવે સરદાર વીરસિંહવાળું સ્થળ અહીંથી વધારે દૂર નથી."

---

## પ્રકરણ ૧૩ સું.

## પત્તો નથી!

અમરસિંહે માંડવગઢના કારાગૃહમાંથી નીકળતી વખતે મૂર્ખસિંહના મ્હોં ઉપર બળતી મશાલ ચાંપી દીધી હતી. આથી તેનો ચ્હેરો વિચિત્ર થઇ ગયો હતો. અમરસિંહની પુંઠે તેણે દોડાદોડી કરી હતી પણ કમનસીબે તે બીજે જ રસ્તે ચડી ગયો હતો! તેના બે સીપાઇઓ હુકમ મળતાં તેની સાથે જ દોડયા હતા પરન્તુ તેઓ વળી બીજા માર્ગે પડી ગયા! મૂર્ખસિંહની દશા હવે પુરેપુરી બેઠી. આખરે મૂર્ખસિંહે સીપાઇઓની રાહ નહીં જોતાં કિલ્લાનો માર્ગ લીધો અને પાછો આવી એક બૂરજ પાસે ઉભો રહી જોવા લાગ્યો. પાસેના એક ગુપ્ત માર્ગમાં કોઇ મનુષ્યોનાં પગલાં સંભળાવા લાગ્યાં. "તેમણે તે હરામખોરને પકડયો જણાય છે. તેઓ તેને હવે ઠાકોર પાસે લઇ જશે. મારે તેમની સાથે ઠાકોરની હજુરમાં રહેવું જ જોઇશે, નહિ તો આ બધા કામનો યશ તેઓ જ મારી જશે."

બડબડતો બડબડતો મૂર્ખસિંહ ઠાકોરની હજુરમાં જવા ચાલ્યો. દ્વાર પાસે આવતાં વિચાર કરવા લાગ્યો. અંદર દાખલ થવા અગાઉ કેવી રીતે ઠાકોરની સાથે વાતચિત શરૂ કરવી તેની મુઝવણ થઇ. અનુભવે તેને બહુ જ સાવચેત રહેવા જણાવ્યું હતું. આખરે દ્વારમાંની તડમાંથી તેણે જોવા પ્રયત્ન કર્યો અને ત્યાં કાન ધર્યા. તેના સાંભળવામાં નીચે પ્રમાણે વાર્તાલાપ આવ્યો.

"ત્યારે શું એ ક્ષત્રિય સરદાર મને માંડવગઢમાં આવીને મળી શકે તેમ નથી એમ તમારૂં કહેવું છે?"

"હાજી, તેમને અમદાવાદમાં જ રોકાવું પડયું છે."

"આ એક નિરાશાની વાત થઇ."

"તેમણે એમ કહેવડાવ્યું છે કે તે આપની અમદાવાદમાં રાહ જોશે."

"એ તો દુર્ભાગ્યના જ સમાચાર! મળવાનો દિવસ પણ નક્કી કર્યો હશે?"

"નાજી, એ તો જ્યારે આપને સગવડ આવે ત્યારે આપે તુરત જ ત્યાં મળવું."

"એટલું વળી ઠીક, હું આજે જ અમદાવાદ જવા ઉપડું છું."

અંદર અમરસિંહ તો નથી જ એ બાબતની મૂર્ખસિંહને ખાત્રી થઇ. તેને આશ્ચર્ય સાથે જ ખેદ થયો. આથી તેણે ધાર્યું કે સીપાઇઓ તેને બારોબાર કેદખાનામાં લઇ ગયા હશે. આથી તે એકદમ કેદખાનાની તપાસ કરવા દોડી ગયો; પણ ત્યાં તો દ્વાર ઉઘાડાં જ હતાં! પેલી મશાલ હજુ ત્યાં જ પડી રહી હતી.

"બાપરે! મારૂં તો આવી બન્યું!" તે બુમ પાડી ઉઠયો. "આ વળી મારા ઉપર શું વાદળ આવી ચડયું! તેના ચિત્તમાં કાંઇ શાન્તિ થઇ નહીં અને તે વિહ્વળ મને ઠાકોરના અવાસ તરફ વળ્યો; તેણે એવી આશા રાખી કે સીપાઇઓ હમણાં જ તે જંગલીને પકડીને લાવશે. બિચારો મૂર્ખસિંહ! તે સમજી ગયો કે તેના ગળામાં આ વળી નવું જ જોતરૂં આવી ભરાયું. છતાં આશા અમર છે અને દુઃખી પુરૂષોને તો તે કદી પણ છોડતી નથી. તેણે આશા રાખી પાછા આવીને દ્વાર આગળ કાન માંડયા. હવે તેને બધું શાન્ત જણાયું. તેણે હવે નીચે મુજબ ન્યાયશાસ્ત્રનો સિદ્ધાંત લાગુ પાડયો—"

"ઠાકોર નિંદ્રાવશ થયા છે, તેથી તે ગુસ્સે થઇ શકશે નહિ; તે ગુસ્સે નથી એટલે એમ પણ અનુમાન થઇ શકે કે અમરસિંહ મારા કબજામાંથી છટકી ગયો છે તેની તેમને ખબર નથી; આથી મને સજા કરવાની છે એવું તે કદી પણ ધારશે નહીં. આવાં કારણોથી હું નિર્ભય થઇને તેની સમક્ષ હાજર થઈ શકું તેમ છું. તે ઉઠે એટલે મેં જે કાર્ય કર્યું છે તેનો સંપૂર્ણ

રીતે અને મને સંતોષ થાય તે પ્રમાણે અહેવાલ કરી બતાવું. આમ થતાં, જે વખત પસાર થશે તે દર્મ્યાન, અમરસિંહનું શું થયું તે હું જાણી લઇશ એટલે કાં તો તેને કેદખાનામાં પાછો લાવીને પુરી દેવાશે અગર તો તેને લાવીને અહીં જ ખડો કરી દઇશ. પરન્તુ જો મારા સીપાઇઓએ તેમની ફરજ બજાવી હોય તો જ. ઓ હો! ત્યારે હું અંદર દાખલ થઇ જાઉં? પણ આ શું? ખરેખર ઠાકોર પોતે નિદ્રાવશ થયા જણાય છે. તેમને જાગૃત કરૂં? ના, ના; હું એવો મૂર્ખ નથી. હશે જે ભાગ્યમાં લખ્યું હશે તે બનશે. અંદર તો જવાદે, કદાચ જાગૃત હશે તો? તો તો વળી વધારે સારૂં. જગાડવાની પંચાત જ પતી જાય. જો તે નિદ્રાવશ ન હોય તો હાલ જે શાન્તિ અને ચૂપકીદી જણાય છે તે ખરેખર આશ્ચર્યકારક છે. દ્વાર ઉઘાડતાં હું સ્હેજ ખડખડાટ કરૂં અને જો તેથી તે ગુસ્સે જણાશે તો હું તુરત જ છટકી જઇશ."

તેણે ધીમેથી દ્વાર ઉઘાડયું અને અવાજ કર્યો. પરન્તુ તેનો અંદરથી કાંઇ પણ ઉત્તર મળ્યો નહિ. ઠાકોરના અવાસમાંની શાન્તિ એકસરખી રીતે ચાલુ જ હતી.

"તે નિદ્રાવશ છે." હવે મૂર્ખસિંહનો નિશ્ચય થયો. "ના! ના! હું તો મૂર્ખ છું! કાં તો તે કાંઇક ધ્યાનમાં બેઠા હશે અગર રાજકુમારી સાથે કાંઇક ખાનગી મસલત કરતા હશે. કદાચ ઉંઘતા હોય તો પણ તેમનો અવાજ મને સંભળાવો જોઇએ."

આમ આશ્ચર્યમાં ગરકાવ થયેલા તે મૂર્ખ સરદારે દ્વાર ઉઘાડયું. પરન્તુ તેના જોવામાં કાંઇક જુદું જ દશ્ય આવ્યું. તે ત્યાંનો ત્યાંજ ઠરી ગયો. તેના મુખમાંથી એક શબ્દ પણ નીકળી શક્યો નહી. ઠાકોર દુર્જનસાલ તેની સમક્ષ જ ઉભેલા જણાયા!

મૂર્ખસિંહનું નસીબ જ કાંઇ વાંકુ હોય એમ લાગ્યું. જાણે તેની આસપાસ કાંઇ બલા ન વળગી હોય! બન્યું એવું કે જે સમયે ઠાકોર દુર્જનસાલ પોતાની અમદાવાદ જવાની તૈયારીનો વિચાર કરતા હતા તેવામાં જ મૂર્ખસિંહ ત્યાં દાખલ થયો.

"અરે ઓ અક્કલના ઓથમીર! હરામખોર! બેવકૂફ! મારી પાછળ જાસુસી કરનાર! તું અહીં સંતાઇ રહીને શું કરતો હતો?" ગુસ્સાનો વેગ સંપૂર્ણ રીતે વહેવા દઇ ઠાકોરે આખરે સવાલ કર્યો. "આ કિલ્લાનો માલીક કોણ? હું કે તું? તને તો ખરેખર ફાંસીને લાકડે જ લટકાવવો જોઇએ.

હવે જ્યાં સુધી તને યોગ્ય નસીઅત થઈ નથી ત્યાં સુધી હું અમદાવાદ જવાનો નથી."

ઠાકોરની સાથે અત્યારે તેમના પુરોહિત બેઠેલા હતા. તેમણે શાન્તિથી ઠાકોરને કહ્યું. "ઠાકોર, જરા ધીમા પડો. એની સ્હેજ ભૂલ થઈ."

"પરન્તુ આવા હરામખોરો માટે ઈશ્વરે આ સૃષ્ટિમાં શા માટે સ્થળો ઉત્પન્ન કર્યા હશે?" ઠાકોરે પુરોહિતને જવાબ આપ્યો. બાદ મૂર્ખસિંહ તરફ વળીને ઠાકોરે ઘાંટો પાડીને કહ્યું. "જો આજે તો જવા દઉં છું પરન્તુ હવે પછી આ રીતે ચાલ્યો તો તું જાણજો."

મૂર્ખસિંહ ઠાકોરનો ગુસ્સો નરમ પડવાની રાહ જોતો હતો. તે પોતાનું ભાન ભૂલી ગયો હતો અને પોતાની આ ચાકરીને તેણે હૃદયથી ધિક્કારવા માંડી હતી. આખરે ઠાકોરના મુખમાંથી જ એવો સવાલ નીકળ્યો. "તારે શું કામ હતું? બોલ, ચાલ, ઝટ બોલી દે."

"અન્નદાતા, મેં દ્વાર આગળ બે ત્રણ વખત અવાજ કર્યા પરન્તુ અંદરથી કાંઇ જવાબ મળ્યો નહિ. મેં ધાર્યું કે અંદર કોઈ હશે નહિ અને......" મૂર્ખસિંહ આગળ બોલવા જતો હતો એવામાં ઠાકોર જ ગુસ્સાથી વચ્ચે બોલી ઉઠ્યા.

"ખરેખર! અંદર કોઈ નહિ હોય એમ ધારી તેં ચોરી કરવાનો લાગ તાક્યો હશે?"

"આપ નામદાર શું બોલો છો?"

"હા, હા, ચોરી કરવા, હું ફરીથી કહું છું કે ચોરી કરવા."

"આપ જાણો છો કે હું સીપાઈ બચ્ચો છું." મૂર્ખસિંહે મગરૂરીથી કહ્યું.

ચોરીના આક્ષેપથી તેની હિંમત કુદરતી રીતે જ આવી. તેને હવે કેદની, ચાબૂકના મારની અગર ફાંસીની દરકાર રહી નહીં.

"ઓ પરમાત્મા! આ સીપાઇ કેવો ગુસ્સો બતાવે છે!" ઠાકોરે જરા ટોળ કરીને કહ્યું.

"આપ નામદાર એટલું તો કબુલ કરશો જ કે આપે આપની નોકરીમાં ચોર કે કોઇ હલકા નોકરને તો રાખેલો નથી જ. હું આપની ચાકરીમાં આટલાં વર્ષ રહ્યો તેના અનુભવથી હું કહી શકું તેમ છું."

"બસ, હવે એ લવારી બંધ કરી દે; હું મારા નોકર પ્રત્યે ગમે તેવી રીતે વર્તવા હક ધરાવું છું. હવે તું એકદમ જણાવી દે કે અહીં આવવાનું પ્રયોજન શું છે?"

મૂર્ખસિંહની છાતી ધડકવા લાગી. તેના પગ થરથર ધ્રૂજવા મંડ્યા. ઠાકોરના આ ફરમાનથી તેની એટલી તો ખાત્રી થઇ કે હજુ અમરસિંહના છટકી જવાની ઘટના ઠાકોરથી અજાણી છે. તેને એવી દહેશત લાગી ગઇ કે જો તે બધી હકીકત ઠાકોરને અથથી તે ઇતિ સુધી જણાવવામાં આવશે તો તે અવશ્ય અતિશય ગુસ્સે થશે. આથી તે એક શબ્દ પણ બોલ્યા સીવાય જડવત્ ત્યાં ઉભો રહ્યો. તેનાં નેત્રો ઠાકોરની સામે જ જોઈ રહ્યાં હતાં, મુખ ખુલ્લું હતું અને હાથ છુટા હતા.

"તું ક્યાંથી આવે છે?" મૂર્ખસિંહના ચ્હેરા સામું જોઇને ઠાકોરે ગુસ્સામાં પુછ્યું. "તું ખરેખર જહાનમમાંથી જ પાછો આવ્યો હોય એમ લાગે છે કારણકે યમરાજની મુલાકાત થયા વગર તારો ચ્હેરો આવો કદરૂપો કદી પણ થાય નહિ."

"ખુદાવિંદ! એ તો મારા ચ્હેરા ઉપર મશાલ લાગેલી છે!"

"હેં મશાલ?"

"મને ક્ષમા કરશો. એ મશાલ કે જે......"

"અરે તું બધું ટુંકામાં જ ભસી મરને. કઇ મશાલની વાત કરે છે?"

"નામવર! એ તો પેલા અમરસિંહવાળી મશાલ!"

"અમરસિંહ પાછો આવ્યો ખરો?" પાસે ભરવેલી તલવાર લઈ ઠાકોર ગુસ્સામાં જ બોલી ઉઠ્યા. "ક્યાં છે એ હરામખોર? ચાલ, બોલ ઝટ બોલી દે કે હું તમારા બન્નેથી છુટો થવા પામું."

મૂર્ખસિંહ પાછો હઠી ગયો અને દ્વારની બાજુએ રહી ગયો. તેને એવી દહેશત લાગી કે રખેને તલવાર તેના ઉપર જ આવી પડે. પુરોહિત આ સ્થિતિ સમજી ગયો અને તુરત જ ઠાકોરને શાન્ત પાડવાનો પ્રયત્ન કરવા લાગ્યો. મૂર્ખસિંહનો આમાં કાંઇ દોષ નથી એ મુદ્દો તેણે ઠાકોરની પાસે ધર્યો. આખરે ઠાકોરે તલવાર મ્યાન કરી અને તુરત જ મૂર્ખસિંહને પકડ્યો. આ વખતે મૂર્ખસિંહે જરા પણ ભીતિ બતાવી નહીં.

"તું અહીંઆ રહીને શું કામ કરે છે તે મને જણાવ." ઠાકોરે મૂર્ખસિંહને ગળચીમાંથી પકડી આણીને ગર્જના કરી. "અમરસિંહ, મશાલ અને તારા આ કદરૂપા ચ્હેરાને શો સંબંધ છે તેનો પુરેપુરો ખુલાસો કર; જલદી ઉત્તર આપ, અને તે પણ ટુંકામાં જ કહી દે; નહિ તો તલવાર દૂર રહી પણ તને બીજી શિક્ષા કરવામાં આવશે." આમ કહી ઠાકોરે પોતાના હાથમાં એક સોટી લીધી.

"બાપુ," મૂર્ખસિંહે હવે ખુલાસો કરવાનો પ્રયત્ન શરૂ કર્યો, "અમ-

રસિંહના સંબંધમાં આપનો કેવો હુકમ છે તેની તપાસ કરવાને અત્રે આવેલો હતો." સીધો જવાબ આપવાને બદલે મૂર્ખસિંહે આડી જ વાત કાઢી.

"એમ કેમ? એમાં મને પુછવા : હતું? હાલ તે જે કેદખાનામાં હોય ત્યાં જ તેને રહેવા દેવો."

"બાપુ, મને ક્ષમા કરશો; એ કેદખાનું ક્યાં આવ્યું તે જણાવો તો તેના ઉપર હું સખ્ત પહેરો રખાવું!"

"શું? તું શું કહે છે? હેં! તને ખબર નથી? હમણાં જ બે કલાક પહેલાં તું અમરસિંહને અહીંથી જ લઇ ગયો નથી?"

"હાજી, એ વાત ખરી; પણ હાલમાં તે ત્યાં નથી! મેં મારા સીપાઇઓને હુકમ આપ્યો હતો કે તેને આપની હજુરમાં રજુ કરવો એટલે મેં એમ ધાર્યું કે આપે તેને બીજા કેદખાનામાં રાખવાનો હુકમ કર્યો હશે. નામવર! એ જ કેદખાનામાં તેણે આ મારા મ્હોં ઉપર બળતી મશાલ ચાંપી દીધી હતી!"

"બહુ થયું, તું હવે બસ કર!" ઠાકોરે હવે ગુસ્સાથી ગર્જના કરી અને મૂર્ખસિંહ તરફ સોટી ઉગામી. પરન્તુ મૂર્ખસિંહે પણ નાસવાનો લાગ શોધ્યો. તેણે પ્રથમ ઠાકોરના બન્ને હાથને કાંડેથી પકડ્યા અને ઘડીભર ભૂલી ગયો કે તે ઠાકોરનો એક સીપાઇ હતો. એ સમયમાં રાજાઓ તથા ઠાકોરો તેમ જ અમીર ઉમરાવોને પૂજ્યભાવ અને માનની દૃષ્ટિથી જોવામાં આવતા હતા છતાં તેણે ઠાકોરને હાથ ઝાલી તે વડે પાછા હઠાવી દીધા. હવે દુર્જનસાલના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તે, મૂર્ખસિંહની પાછળ ગયા હોત અને તેને યોગ્ય નસીયત કરી હોત પરન્તુ એવામાં જ બે સીપાઇઓ ત્યાં આવી પહોંચ્યા. તેમને જોતાં જ ઠાકોરે "પકડો, પકડો!" ની બુમ પાડી અને સીપાઇઓએ મૂર્ખસિંહને નાસી જતો અટકાવ્યો. મૂર્ખસિંહ પકડાયો અને હવે ઠાકોરના અવાસમાં લાવી તેને ઉભો કરવામાં આવ્યો. ઠાકોર પોતાની ગાદી ઉપર બેસી ગયા. એકાએક તેમના ચ્હેરા ઉપર શાન્તિ જણાવા લાગી. તેમણે દીર્ઘ શ્વાસ લેવા માંડ્યો. પરન્તુ ઠાકોરની મૂળ પ્રકૃતિ પ્રમાણે આ સ્થિતિ લાંબો સમય ટકી નહીં. મૂર્ખસિંહ તો ઉશ્કેરાઇ ગયેલો હતો. ઠાકોરનો ગુસ્સો પણ ધીમે ધીમે વધવા લાગ્યો. હવે ઠાકોરે મૂર્ખસિંહને માફી માગવાનો હુકમ કર્યો. મૂર્ખસિંહ તેમ કરતાં આંચકો ખાવા લાગ્યો. ઠાકોરનો ગુસ્સો આથી વધી પડ્યો.

"બેવકુફ! મારી પાસે માફી માગવાની તું ના પાડે છે?" ઠાકોરે હવે ગુસ્સાના આવેશથી બુમ પાડીને કહ્યું. "બસ, હવે તારૂં તો આવી જ

ચુક્યું છે. ચાલ, તું છેવટની પરમાત્માની સ્તુતિ કરવી હોય તો કરી લે; એ તો એજ સૌથી સારો માર્ગ છે."

"મારા અન્નદાતા! જે કાંઈ બન્યું છે તે તમામ વૃત્તાંત આપને હું કહી સંભળાવું છું અને આ બે સીપાઇઓ તેની સત્યતાની ખાત્રી આપશે."

"એ બન્ને જણા પણ તારા જેવા જ ઠગ છે!"

"આપ નામવર ધારો છો એટલો બધો હું ગુન્હેગાર નથી. હું કારાગૃહનું દ્વાર બંધ કરવાની તૈયારીમાં હતો એવામાં જ અમરસિંહ......"

મૂર્ખસિંહે બધી હકીકત માંડીને કહી પરન્તુ જ્યાં જ્યાં પોતાની કસુર જણાય એમ હતું તે મુદ્દા ઉડાવી દીધા. વાંચકોને તેમાંથી નવીન જાણવા જેવું કાંઈ નથી. વચમાં વચમાં ઠાકોર ગુસ્સાથી સ્વસ્તીવાચન કરતા હતા. મૂર્ખસિંહ જ્યારે તેની હકીકત પુરી કરી રહ્યો ત્યારે ઠાકોરે નીચે મુજબ ઇન્સાફ કર્યો: "કારાગૃહમાંથી અમરસિંહ નાસી ગયો છે પણ તમે મારા કબજામાંથી છટકી શકવાના નથી. તેને સ્વતંત્રતા મળી, તમને મૃત્યુ મળશે."

એકાએક દ્વાર આગળ અવાજ થયો. હુકમ મળતાં જ એક સીપાઇ ત્યાં હાંફતો હાંફતો દાખલ થયો.

"આપ નામવરની પ્રથમથી પરવાનગી મેળવ્યા સીવાય હજુરમાં હાજર થવાની મારી અસભ્યતા બદલ હું ક્ષમા માંગું છું." તે સીપાઇએ ઘુંટણીએ પડીને પોતાની સભ્યતા બતાવી "પરન્તુ એક ઘટના એવી તો ભયંકર બની છે કે આપની હજુરમાં એકદમ દાખલ થઇ કહી સંભળાવ્યા વિના મારો છુટકો નથી—બલ્કે એમ કરવાનું મારૂં કર્ત્તવ્ય છે એમ મેં ધાર્યું."

"ચાલ, બોલ; તારે જે કાંઈ કહેવાનું હોય તે જલદી બોલી દે."

"આપની આજ્ઞાને સેવક શિરોવંધ ગણે છે. એ ઘટના ઘણી જ કરૂણાજનક અને ભયંકર છે. હું જાણું છે કે એક સારા સીપાઇએ પોતાના ધનુષ્યવડે ગમે તેટલાં બાણો છોડવાં પરન્તુ બોલવામાં તો તેણે વાચાળતા બતાવવી જોઇએ નહિ અને હું પણ એ જ અભિપ્રાયનો હોવાથી......"

"અરે મૂર્ખના સરદાર! મુદ્દાની વાત ચલાવ્ય."

"અન્નદાતા! અહીં આવીને એ બીના આપ નામવરને જાહેર કરવાની મારી ફરજ..."

"બસ, ટુંકું કર."

"મંદિર આગળના પહેરેગીરને છુટો કરવાને હું ગયો હતો."

"બહુ સારૂ, પછી" ઠાકોરે હવે ધ્યાન દઇને સાંભળવા માંડયું.

"આશરે પાંચ-દશેક મીનીટ અગાઉ ત્યાં હું ગયો હતો. આપને ખબર

દીર્ઘાયુષ્ય આપો. તે હું મંદિરના દ્વાર પાસે પહોંચ્યો તો ત્યાં કોઈ પહેરેગીર જણાયો નહિ! જો કે તે વખતે હમેશાં ત્યાં એક પહેરેગીર રાખવામાં આવે છે. મેં તેની આસપાસ તપાસ કરી. મંદિરમાં પેસીને બુમો પાડી પરન્તુ કાંઈ ઉત્તર આવ્યો નહિ; તેમ કોઇ જણાયું પણ નહિ. મેં ધાર્યું કે વખતે તે નિદ્રાવશ થઈ ગયો હશે. આમ ધારી પાસેની કોટડીમાં જઇ તપાસ કરી. ત્યાં પણ કોઈ મળે નહિ!"

"અરે પણ, તું કહેવા શું માંગે છે?"

સીપાઇએ ફરીથી સભ્યતાથી નમન કર્યું અને પછી પોતાનું પીંજણ ચલાવ્યું. "મારા ધારવામાં એમ આવ્યું કે આ પહેરેગીરોને પોતાના કર્ત્તવ્યની અગત્ય સમજાઇ નહીં હોય. ખરૂં પુછો તો સીપાઇઓમાં બહુ જ અવ્યવસ્થા થઇ છે અને એના જ પરિણામે..."

"અરે ગધેડા! તું કેમ મુદ્દાની વાત કરતો નથી અને બીજું આડું-અવળું પીંજણ ચલાવે છે?" ઠાકોરની અધિરાઈ હવે વધી પડી.

"બાપુ, આવી અવ્યવસ્થાનું પરિણામ બહુ જ ગંભીર આવશે. એવામાં આસપાસથી કેટલાક સીપાઇઓ મને આવી મળ્યા. અમે બધાએ મળીને કુળદેવીના મંદિરની અંદર બધે બારીક તપાસ કરી. આખરે ત્યાં વચમાં જ એક મનુષ્યનું શબ દેખાયું! પ્રથમ તો અમને શંકા આવી કે વખતે તે શબ નહિ પણ જીવતો માનવી હશે. પણ પાસે જઇ તપાસ કરતાં તેની ખોપરીમાંથી લોહી વહેતું જણાયું અને તેમાં એક બાણ ખોસાયેલું હતું......"

"અરે પ્રભો! એ બિચારાની એ દશા શી રીતે બની? શું મારા નગરમાં એવી હિંમત ચલાવનારા હરામખોરો છે? વારૂ પણ તે મૃત્યુ પામેલા સૈનિકનું નામ તું જાણે છે?"

"બાપુ, તેનું નામ તો મને યાદ નથી પરન્તુ પેલા કેદીઓના કેદખાનાના પહેરા ઉપર જે મજબુત અને હોશિઆર પહેરેગીર રાખ્યો હતો એ છે."

"અને તને ખૂનીની ખબર નથી?"

"આપ નામવરને મેં પહેલાંથી જ જણાવી દીધું છે કે જ્યારે તે કૃત્ય બન્યું તે વખતે હું હાજર નહોતો; પરન્તુ આપની પાસે તેનો પ્રત્યક્ષ પુરાવો મુકવા માટે આ તીર અહીં લેતો આવ્યો છું." તે સીપાઇએ તીર ઠાકોરના હાથમાં આપતાં સભ્યતા બતાવી.

"આ તીર મારા અસ્ત્રાગારમાંનું નહિ;" તીરને બારીકાઇથી તપાસી ઠાકોરે પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો.

"બાપુ, આપને જણાવવાની રજા લઉં છું કે કાળો નામનો જે સખ્સ આપની નોકરીમાં છે તેની પાસેના ભાથામાં આવાં બીજાં તીરો હતાં."

"કાળાને બોલાવો;" ઠાકોરે ફરમાવ્યું.

"અન્નદાતા, હમણાં જ તે, જસીની સાથે રાજકુમારી માનકુંવરબાના મહેલે જતો હતો." એજ સીપાઇએ ઉત્તર આપ્યો.

"ચાલો, અત્યારે જ ત્યાં ચાલો." ઠાકોરે હુકમ આપ્યો. મૂર્ખસિંહ તથા બીજા સૈનિકોને સાથે લઈ ઠાકોર માનકુંવરના મહેલ તરફ ચાલ્યા. મહેલના નોકરોમાં ચકચાર ચાલતી હતી. રાજકુમારીવાળો અવાસ અંદરથી બંધ હતો પણ કોઇ અંદર મળે નહિ! તેનું ખાનગી દ્વાર ખુલ્લું હતું પરન્તુ ત્યાં કોઇએ તપાસ કરી નહિ! ઠાકોર અને બીજા પાંચ સીપાઇઓ ત્યાં આવી પહોંચતાં તુરત જ નોકરો ચુપ થઈ ગયા. ઠાકોરને યોગ્ય હકીકત વિદિત કરી તુરત જ દ્વારને તોડાવી નંખાવવામાં આવ્યાં. અંદર શાન્તિ હતી. કોઈ પણ મનુષ્ય મળે નહિ અને હોવાનો સંભવ પણ જણાયો નહિ. ઠાકોર અને તેમનાં માણસો અવાસના બધા ખુણેખુણા ખોળી વળ્યા પરન્તુ નિષ્ફળ, ત્યાં કોઇ હતું જ નહિ.

"ગઇ! ગઈ! બસ ગઇ! બેટા માન તું આખરે ચાલી ગઇ?" ઠાકોરનું હૃદય ભરાઈ આવતાં તેણે આક્રંદ કરવા માંડ્યું. "માનકુંવર! મારા હૈયાના હાર, અરે મારી આશાનું એક કિરણ! મારી આંખોના સીતારા! તને આ શું સુઝ્યું?" તેને હવે જગત્ શૂન્ય જેવું ભાસવા લાગ્યું. દયા કે વાત્સલ્ય બતાવવાનું એકનું એક સ્થાન પણ નષ્ટ થયું.

પાસે ઉભેલો મૂર્ખસિંહ આશ્વાસન આપવા લાગ્યો. કેટલોક સમય આમ વ્યતીત થઈ ગયો. આખરે ઠાકોરનો ઉભરો શાન્ત થયો અને તેમણે માનકુંવરને પકડી પાડવાનો મનસુબો કર્યો. સર્વેનું અનુમાન એ જ થયું કે તે વીરસિંહની સાથે જ નાસી ગયેલી હોવી જોઇએ.

"સીપાઇઓ તમે તૈયાર થઇ જાઓ," ઠાકોરે હવે ત્વરાથી હુકમ આપ્યો. "બધા બે ટુકડીઓમાં વહેંચાઇ જાઓ અને તેમાંથી એક ટુકડી આ કિલ્લાનાં તમામ સ્થળો–ખુણાખોચરા જોઈ વળો. બીજાઓએ આપણા જંગલની તમામ ઝાડીઓ તથા બીજાં ગુપ્ત રસ્તાઓની તપાસ કરવી."

મૂર્ખસિંહ અને તેના સીપાઇઓ તો ઠાકોરથી છેટે જવામાં જ આનંદ માનતા. ખાસ કરીને મૂર્ખસિંહને આથી બહુ આનંદ થયો. તેણે માન્યું કે હું દૈવયોગે જ ફાંસીના લાકડેથી બચી ગયો છું. મૂર્ખસિંહ ત્યાંથી ચાલ્યો ગયો. ઠાકોરે તેને પાછો બોલાવવાનું ધાર્યું. "આમાં મુખ્ય હાથ

પેલી લુચ્ચી જસીનો જ છે. તેના પિતાને અહી ાછો બોલવવાની જરૂર છે. તે આ વિષે કાંઇક જાણતો હોવો જોઇએ." ઠાકોરે વિચાર કર્યો. તુરત મૂર્ખસિંહને ફરી બોલાવવાનો હુકમ આપવામાં આવ્યો.

મૂર્ખસિંહ નમન કરી ત્યાંથી ચાલતો થયો હતો. હવે ઠાકોર એકલા પડયા. તેને હવે માનકુંવરની મૂર્તિ પ્રત્યક્ષ થવા લાગી. તે પોતાની પુત્રીને અંતઃકરણથી ચહાતો હતો. આ દુનિયામાં તેના સિવાય ઠાકોરને બીજું કોઈ હતું જ નહિ. પોતાની પુત્રીના નાસી જવાથી તેને શરમ કરતાં પણ શોક અતિશય થતો હતો. તેને હવે ખાત્રી થઈ કે તે ફરીથી તેનું મુખ જોઈ શકશે નહિ. હવે તે કોને ધમકાવશે? કોના ઉપર લાડનાં વચનોનો વર્ષાદ વર્ષાવશે?

ઠાકોરની આ સ્થિતિ હતી તેવામાં જ કાળાનો બાપ ત્યાં આવી પહોંચ્યો. ઠાકોરનું ધ્યાન તેની તરફ બીલકુલ નહોતું. તે તો મોઢેથી એમ જ બોલતા હતા કે "મારી પુત્રીને નસાડવામાં જે કોઈ પણ સામેલ હશે તે તમામને હું સ્વધામ પહોંચાડી દઇશ. એકે એકને; કોઇને પણ બચાવવાનો નથી." આ પ્રમાણે તેમનું સ્વગત ભાષણ ચાલતું હતું એવામાં જ તેમની નજર પાસે ઉભેલા જસીના બાપ ઉપર પડી અને તેમનો ક્રોધ વધી ગયો. "અરે દગાખોર! નિમકહરામ! મારી પુત્રી કયાં છે? મને અત્યારે જ તેનો મેળાપ કરાવી આપ, નહિ તો તારૂં આ પળે જ આવી બન્યું એમ સમજજે." ઠાકોરે તેને ગળામાંથી પકડયો પરન્તુ તે સીપાઇએ તુરત જ ઠાકોરના હાથમાંથી છુટીને સભ્યતાથી કહ્યુઃ "મારા અન્નદાતા! આ જે આપે મને પ્રશ્ન કર્યો તેને ખુલાસાવાર મને જો સમજાવો તો આપના તે પ્રશ્નનો હું ઉત્તર આપું. આપની પુત્રીના વિષે હું યતકિંચિત્ પણ જાણતો નથી. મેં હમેશાં આપની નોકરી વફાદારીથી કરેલી છે. આપ મારા અન્નદાતા છો, મારા માલેક છો."

ઠાકોરનો ગુસ્સો જરા શાન્ત પડયો "હમણાં બે ત્રણ કલાક અગાઉ કિલ્લામાંથી કોણ પસાર થઇ ગયું છે?"

"ખુદાવિંદ! તેની મને ખબર નથી; કારણકે આજે હું પહેરા ઉપર નહોતો. દરવાજાની ચાવીઓ મારા હાથ નીચેના સીપાઇને મેં આપેલી છે."

"આ તું સત્ય બોલે છે શું?" ઠાકોરે સવાલ કર્યો.

"આપ મારા માલેક છો એના જેટલી જ એ બીના પણ સત્ય છે."

"એ તો ઠીક; પરન્તુ તું પોતે જ્યારે પહેરા ઉપર હતો ત્યારે કિલ્લામાંથી કોણ પસાર થયું હતું?"

"માત્ર જસીનો ભાઇ અને મારો પુત્ર કાળો જ; તેણે મને એમ જણાવ્યું હતું કે રાજકુમારી માનકુંવરની તબીઅત સ્વસ્થ નથી તેથી વૈધરાજને બોલાવવા જાઉં છું."

"બરાબર, એમાં જ બધો ભેદ સમાયેલો જણાય છે. કાળાએ તને અસત્ય ગોઠવ્યું. માનકુંવર કાંઇ માંદી પડેલી જ નથી. કાળો જે આગળ ગયો તે માનકુંવરના પલાયનની તૈયારી માટે જ."

"આપ આ શું કહો છો? માનકુંવરબા સાહેબ અહીંથી ઉપડી ગયાં છે?" તે સીપાઇએ આશ્ચર્ય પામતાં સવાલ કર્યો.

"હા, એ મૂર્ખ છોકરી પોતાના પિતાને ત્યજીને ચાલી ગઇ છે અને તારી પુત્રી જસી પણ તેની સાથે જ સામેલ છે!"

"ના, ના, બાપુ, એ વાત તો મારા માનવામાં આવતી નથી. જસી; મારી ડાહી દીકરી જસી તો એવું કરે એવી નથી."

અત્રે એક સીપાઇ દાખલ થયો અને ઠાકોરને ખબર આપી કે કિલ્લામાં સર્વત્ર કાળાની તપાસ કરતાં તેનો પત્તો નથી અને આપની સાથે આવવાને ઘોડેસ્વારો તૈયાર થઇ ચુક્યા છે. વળી મુખ્ય દરવાજા ઉપરનો પહેરેગીર ખાત્રીપૂર્વક જણાવે છે કે છેલ્લા બે ત્રણ કલાકમાં કોઇ પણ સખ્સ દરવાજેથી પસાર થયો નથી."

"એ તો જાણ્યું. દેવીમંદિરમાં જે સીપાઇનું શબ પડેલું છે તે કાંઇ અમસ્તું નહિ." એક પળવાર વિચાર કરી ઠાકોર બોલ્યા. "વારૂ, પણ મૂર્ખસિંહ! તું ગઇ કાલે સત્રે જયસિંહને મકાને ગયો હતો ખરૂં કે?"

"હાજી; કેમ?"

"એજ પેલા જંગલી અમરસિંહને રહેવાનું મકાન છે. ત્યાં જ મારી કૃતઘ્ની દીકરી પણ પેલા મૂર્ખ અને નીચ વીરસિંહને મળશે...પણ હવે આ બાબત વધુ વાતચિત કરવાની જરૂર નથી. મૂર્ખસિંહ! તમે બધા એકદમ તે જંગલી પશુઓના મકાને જાઓ અને તેને આગ લગાડી મુકીને જ પાછા આવો."

"જેવી બાપુની આજ્ઞા" મૂર્ખસિંહ તુરત જ ઘોડેસ્વારો સાથે રવાના થઈ ગયો. જસીના પિતાએ આ સમય અગાઉ પોતાની પુત્રીની તપાસ કરી હતી. તેનું મુખ ઉતરી ગયું હતું. ઠાકોરનો ભય તેને બીલકુલ નહોતો પરન્તુ પોતાની પુત્રીનું આ પગલું તેને બીલકુલ યોગ્ય જણાયું નહિ. ઠાકોર અને તે બન્ને એકલા પડ્યા હતા ત્યારે ઠાકોરનું હૃદય જ કોમળ બન્યું હતું. પુત્રીના વિયોગીને એવા દુઃખથી પીડાયેલા પોતાના નોકરની સાથે

જરા પણ ગુસ્સે થવાનું વાજબી લાગ્યું નહિ. અત્યારે ઠાકોર પોતાને તેની સમાન માનવા લાગ્યા. તેમણે તેને મૃદુ વચનોથી શાન્ત કર્યો હતો અને માનકુંવર તથા જસી બન્નેને પાછાં પકડી લાવવાના પ્રયત્નમાં અંતઃકરણપૂર્વક સહાય કરવી એવી તેને આજ્ઞા આપી હતી.

પરન્તુ ઠાકોરની પ્રકૃતિ મૂળથી વહેમી હતી એટલે તેને આ સીપાઇ ઉપર પણ વિશ્વાસ આવ્યો નહિ. ઠાકોરનો એવો નિશ્ચય હતો કે તાબા નીચેનો માણસ હમેશાં ઉપરીને ઠગવાનો પ્રયત્ન કરે છે જ; ખેડૂત પોતાના જમીનદારને, સીપાઇ પોતાના અમલદારને અને વાણોતર પોતાના શેઠને અવશ્ય છેતરવાને યત્ન કરશે. આથી તેણે આ દુઃખી મનુષ્યને માટે પણ જાળ પાથરવા માંડી હતી.

" ત્યારે તને એ ખબર છે કે આ કિલ્લામાંથી જંગલમાં નીકળાય તેવો ગુપ્ત માર્ગ છે ? " ઠાકોરને આવા ગુપ્ત માર્ગની પૂર્ણ માહિતી હતી પરન્તુ તે ક્યાં આવ્યો તેની ચોક્કસ ખબર નહોતી. જસીને અને તેના પિતાને આ બાબતની સારી રીતે માહિતી હતી. નાસી જનારાઓને પકડવામાં તેનો પણ સ્વાર્થ રહેલો હતો એટલે તે તુરત જ બોલી ઉઠયોઃ " હાજી, કિલ્લામાંથી એક માર્ગ તો એવો છે કે જેમાં થઇને પેલા ખાસ જંગલમાં નીકળી શકાય છે. "

" એ માર્ગ જસીના જાણવામાં પણ છે કે કેમ ? " ઠાકોરે હવે સવાલ કર્યો.

" નાજી; મારા જાણવા મુજબ તો નહિ. "

" ત્યારે તારા સીવાય બીજા કોઇને આ ગુપ્ત માર્ગની ખબર નથી ખરું ને ? "

" જી; મારા સીવાય કાળો અને બીજા બે સીપાઇઓ તેના ભોમીયા છે. "

" હેં ? કાળાને તેની ખબર છે ? ત્યારે તો તેણે જ આ માર્ગ બતાવ્યો હશે. બસ, એ તો હવે બધું સમજાયું. ચાલો, પહેરા ઉપર કોણ છે રે ? મશાલો તૈયાર કરો. આપણે હમણાં જ તે હરામખોરોને પકડી પાડીશું. "

આ પછી જ જસીનો બાપ ત્યાંથી ચાલ્યો ગયો હતો. તેની ચિન્તા ટળી ગઇ હતી. ઠાકોરને તેના ઉપર જે સંશય હતો તે જતો રહ્યો. પરન્તુ હવે તે બન્ને જણા એક જ પ્રકારના સંકટમાં સપડાયેલા થયા અને બન્નેનો દરજ્જો, જાતિ અને વંશ જુદાં જુદાં હતાં તો પણ પોતાને એક જ કુટુમ્બના જેવા ગણવા લાગ્યા. કુળદેવીના મંદિરમાં, પેલા સીપાઇના શબની જરાય દરકાર કર્યા વિના તેઓ એકદમ આગળ વધ્યા. તેમની સાથે બીજા

છ હથિઆરબંધ સીપાઇઓ હતા તે થોડા જ આગળ વધ્યા હશે એવામાં તેમના કાન ઉપર કાંઇક અવાજ અથડાયો.

"માનસિંહ! આપણે જરૂર તે લોકોને પકડી પાડીશું. આ જો તેમનો જ અવાજ સંભળાતો હોય એમ લાગે છે."

ફરીથી અવાજ સંભળાવા લાગ્યો.

"મારા મુરબ્બી! એ અવાજ જંગલના રસ્તા તરફથી આવતો નથી."

"અરે એ વાત જ ન કર; બસ સીપાઇઓ એકદમ આગળ વધો."

પરન્તુ આગળ ચાલતાં માત્ર બે સીપાઇઓ જ ઠાકોરની સમક્ષ હાજર થયા! ઠાકોર તો આશ્ચર્ય અને ક્રોધથી રાતાપીળા થઇ ગયા. તેમણે સવાલ કર્યો: "તમે ક્યાંથી આવ્યા?"

થાક અને ભૂખથી કંટાળી ગયેલા સીપાઇઓએ ઉત્તર આપ્યો: "અમે માર્ગ ભૂલી ગયા છીએ; એવામાં સારૂં થયું કે માનકુંવરબા સાહેબે આપને અમારી મદદે મોકલ્યા. અમે આપનાં પગલાં લાંબેથી સાંભળ્યાં હતાં અને આપને હવે વધુ દૂરની મુસાફરી ન કરવી પડે એમ ધારીને અમે ઉતાવળે આવ્યા છીએ."

ઠાકોરને આ ગરબડગોટાળાની કાંઇ સમજ પડી નહિ. તેમની મૂળ પ્રકૃતિ હવે ઉગ્ર સ્વરૂપમાં પ્રકાશી. એવામાં તે પૈકીના એક સીપાઇએ ખુલાસો કર્યો, જેમાં તેણે અમરસિંહના નાસી જવાની બધી હકીકત વિગતવાર સમજાવી. ઠાકોરે તેમને છેવટે એટલો જ સવાલ કર્યો કે "તમને બીજું કોઇ રસ્તામાં મળ્યું હતું?"

"કોઇ નહિ; બાપુ."

"ઠાકોરે હવે ખોટી થવાનું અનુચિત ધાર્યું અને તુરત જ આગળ વધવાનો હુકમ આપ્યો. સીપાઇઓને ઠાકોરે હવે ઇનામની લાલચ આપી. બધું મંડળ પુરપાટ આગળ વધ્યું.

## પ્રકરણ ૧૪ મું.

### અમરસિંહની પાછળ.

**અમરસિંહ અને માનકુંવર, સરદાર વીરસિંહે જણાવેલા સ્થળે પહોંચવાને ચાલ્યાં જતાં હતાં પરન્તુ તેમનો અને ઠાકોરના સીપાઇ મૂર્ખસિંહ વગેરેનો ભેટો થયો નહિ. કારણ એટલું જ હતું કે મૂર્ખસિંહને અમરસિંહના પિતા જયસિંહનું મકાન બાળી મુકવાનો હુકમ થયેલો હોવાથી તે અમરસિંહનાથી કાંઇક જુદે જ રસ્તે ચાલ્યો.**

બાલાથી સશસ્ત્ર થએલા બળવાન્ સીપાઇઓ સાથે ઠાકોર હવે ઝડપથી કુચ કરતા હતા. પોતાની એકની એક પુત્રી માનકુંવરને પાછી લાવવાને તેમને બહુ જ આકાંક્ષા થઈ હતી. ક્રોધ અને શોકના મિશ્રિત ભાવથી ઠાકોરનું અંતઃકરણ અત્યારે દગ્ધ હતું. હવે આપણે આ મંડળીને મુકીને સરદાર વીરસિંહ તથા તેમના અન્ય મિત્રોની ખબર લઇએ. અત્રે એ જણાવી દેવાની જરૂર છે કે જસી અને તેનો ભાઇ કાળો જયસિંહના મકાન તરફ જવા નીકળ્યાં હતાં.

જસીને હવે જંગલના રસ્તાઓએથી પસાર થતાં અતિ શ્રમ પડ્યો. જંગલના જીવનથી તે સર્વથા અજ્ઞ હતી. કાંટાળા રસ્તાઓથી બીલકુલ પરિચિત નહોતી. પોતાનો ભાઈ સાથે હોવા છતાં હવે તેને હિંમત રહી નહીં.

"ભાઈ, હજુ પણ જયસિંહનું મકાન કેટલું દૂર છે?" આખરે કંટાળીને જસીએ પુછ્યું.

"બહેન! હવે બહુ દૂર નથી. માત્ર છ માઇલ જ બાકી છે!" કાળાએ ઉત્તર આપ્યો.

"છ માઇલ!" જસીએ ચમકીને જણાવ્યું.

"જસી! જરા હિંમત રાખ્ય;" કાળાએ કહ્યું. "આપણે રાજકુમારી માનકુંવરના હિત તરફ જોવાનું છે. જો આ પેલા સરદાર વીરસિંહ અને તેના અન્ય મિત્રો જાય હવે આપણને સોબત તો સારી મળી ગઈ."

"અમરસિંહ અને માનકુંવર ક્યાં?" સરદાર વીરસિંહે જસીને ઓળખતાં જ સવાલ કર્યો.

"તે તો પેલા સંકેત મુજબ આપની રાહ, વડના વૃક્ષ પાસે જોતાં હશે."

જસીનો વિચાર હવે બદલાયો. જયસિંહના મકાને જવાને બદલે તેણે સરદાર વીરસિંહની સાથે અમરસિંહને મળવા ધાર્યું અને તેથી તેણે એવી સૂચના કરી કે કાળાએ એકલા જ જયસિંહના મકાને જવું. આમાં તેને કોઇ પણ પ્રકારનો વાંધો જણાયો નહિ. કાળો ત્યાંથી જયસિંહના મકાન તરફ ફંટાયો.

વીરસિંહ, તેના મિત્રો, જસી વગેરે અમરસિંહ તરફ વળ્યાં. વીરસિંહની સાથે અમરસિંહનો મિત્ર મકનાજી હતો. તેની નજર જસી ઉપર પડી. તે પણ શરીરે દેખાવડો હતો અને ખાસ કરીને સ્ત્રીજાતિનું ધ્યાન ખેંચે તેવું તેનું સ્વરૂપ હતું. આથી જસી પણ તેના તરફ આકર્ષાઇ.

"તમે અમરસિંહને ઓળખો છો?" મકનાજીએ સભ્યતાથી સવાલ કર્યો.

"હા; ઘણી જ સારી રીતે." અચાનક વાતચિતનો પ્રસંગ શરૂ થયો.

"ત્યારે તમે તેનાં વખાણુ બહુ કરો છો ખરૂં ?"

મકનાજી વ્યવહારદક્ષ નહોતો. જસીના ચ્હેરા ઉપર શરમના શેરડા જણાયા છતાં તે કાંઈ સમજી શકયો નહિ અને સીધી રીતે સવાલો પુછવા જ માંડયા. જેમ કોઇ અંધ મનુષ્ય જાણ્યા વગર જ કોઈ પર્વતની ટેકરીની કીનારી ઉપર ચાલ્યો જતો હોય એ જ પ્રકાર મકનાજીનો હતો. ઘણા અજ્ઞ યુવકો આવી ભુલો કરે છે.

"હું એને એટલો બધો ચાહું છું કે જો તમે કાંઇ બીજો જ જવાબ આપ્યો હોત તો મારા દીલને કાંઇક ખોટું લાગત." મકનાજીએ જવાબ આપ્યો.

"ના, ના, એ છે તો દેખાવડા; તમે એમને ઘણી વખત જોયા હશે."

"જસી! તેનાં હું કેટલાં વખાણુ કરૂં ? આ તરફ એના જેવો કોઈ વીર બાણાવળી નથી. તેનું ચારિત્ર્ય શુદ્ધ અને તેના બાણના જેવું સીધું છે, તે બહાદુર અને તે સાથે જ માયાળુ સ્વભાવનો છે. તે જો મારા પડખે હોય તો પછી હું આખી દુનિયાની પણ દરકાર કરૂં નહિ."

"ત્યારે તમે તમારા મિત્રનાં હદબહાર વખાણુ કરો છો."

"હું તો જે સત્ય છે તે જ કહું છું."

"જસી!" સરદાર વીરસિંહે વચ્ચે જ સવાલ કર્યો. "તું એમ ધારે છે કે ઠાકોર દુર્જનસાલને રાજકુમારી માનકુંવરીના ગયાની ખબર પડી ગઇ છે ?"

"તે પડી જ હોવી જોઇએ; કારણ કે આજે સવારે જ ઠાકોર માનકુંવરને જોઇને અમદાવાદ જવાના હતા."

"અરે! ચૂપ રહો;" મકનાજીએ નાક ઉપર આંગળી મૂકી ધીમેથી કહ્યું. "તમે બધાય આ પાસેની ઝાડીમાં સંતાઈ જાઓ. કોઇક ઘોડેસ્વારો આ તરફ આવતા જણાય છે. જો એ લોકોને આપણી ખબર પડી જાય તો, અમરસિંહના નામથી આપણે તેમના ઉપર ઓચિન્તો હુમલો કરવો. ચાલો હવે ઝટ કરો અને છુપાઇ જાઓ." મકનાજી પોતે પણ એક વૃક્ષની ઓથે સંતાઈ ગયો.

આ પળે એક ઘોડેસ્વાર પુરપાટ દોડતો આવતો જણાયો. તે વચમાંના વૃક્ષ કે બીજી કોઈ પણ વસ્તુને ગણકારતો નહિ. તેની પાછળ બીજા ચાર સ્વારો પણ ઘોડાઓને પુરપાટ દોડાવતા હતા અને પોતાના સરદારની સાથે જ રહેવાનો પ્રયત્ન કરતા હતા. આ મહાન્ વ્યક્તિનાં વસ્ત્રો અસ્ત-

વ્યસ્ત થઈ ગયાં હતાં. માથાનું મંડીલ વાંકુ થઇ ગયું હતું. મુખમાંથી શ્વાસ નીકળ્યે જતો હતો. જ્યાં મકનાજીવાળી મંડળી છુપાઇ હતી ત્યાં જ આ સ્વારો આવીને થોભ્યા. મકનાજીની નજર તે મુખ્ય ઘોડેસ્વાર ઉપર પડી તો તેના અશ્વના શરીરમાં એક બાણુ પેઠેલું તેની નજરે પડ્યું. તુરત જ પાછા તે ઘોડેસ્વારો ત્યાંથી દૂર જંગલમાં અદૃશ્ય થઇ ગયા.

બાપરે! આ તો ઠાકોર પોતે જ! પરમાત્માએ જ આપણને બચાવ્યા!" ભયથી થરથર ધ્રુજતી જસીએ ચીસ પાડી.

"એ તો ઠાકોર પોતે જ" સરદાર વીરસિંહ અને કાળાએ ઉમેર્યું.

"જો તમારી અટકળ ખરી હોય તો એ પણ નક્કી કે જે તીર તે અશ્વના શરીરમાં ભોંકાયેલું છે તે અમરસિંહના ભાથામાંનું જ હોવું જોઇએ."

"બસ હવે અહીંથી આપણે પલાયન થઈ જવાની જરૂર છે."

ઠાકોર દુર્જનસાલના સંબંધમાં અત્રે બે શબ્દો કહેવાની જરૂર છે. ઠાકોર જ્યારે આ જંગલમાં આવવા નીકળ્યા ત્યારે બીજા એક જાસુસને તેમણે અગાઉથી મોકલ્યો હતો અને જંગલમાં અમરસિંહની તપાસ કરવાનો હુકમ કર્યો હતો. આપણે અગાઉ જાણી ગયા છીએ કે અમરસિંહે તેને ઘોડા ઉપરથી નીચે પાડી નાંખ્યો હતો. વળી એવું બન્યું કે અમરસિંહ અને રાજકુમારી માન જે સમયે જંગલની પુર્વ તરફ પહોંચ્યાં ત્યારે ઠાકોર અને તેનો ઘોડેસ્વારો પશ્ચિમ તરફ ગયા.

"જંગલમાં દરેક ઝાડી અને દરેક ભોંયરાની ખોળ કરી તે હરામખોરનો પત્તો મેળવો. એક પણ ગુપ્ત જગ્યા શોધ કર્યા વગરની રહેવી ન જોઇએ." ઠાકોરે હવે પોતાનાં માણસોને હુકમ ફરમાવ્યો "બે જણુ આ દિશામાં જાઓ અને બે જણ સામેની દિશામાં જાઓ." આ પ્રમાણે ઠાકોરે હવે જંગલની બધી દિશાઓની ખોળ કરાવવા માંડી. અમરસિંહને હવે પોતાની ચિન્તા થવા લાગી.

"રાજપુત્રી! હવે આપણે નક્કી સપડાઇશું. આપણે ક્યાં જવું અને શું કરવું? જો આપણે અહીંથી બહાર નીકળ્યાં તો જરૂર આ ઘોડેસ્વારો આપણને પકડી પાડશે, અને જો ઝાડીની અંદર બહુ આઘાં જઇશું તો તેથી અવાજ થશે અને પકડાઇ જઇશું. શું કરવું તેની મને બીલકુલ સમજ પડતી નથી."

આ પ્રમાણે વિચાર કરી અમરસિંહે પોતાનાં ધનુષ્યબાણુ તૈયાર કર્યાં. આ બાણુની અણી અતિતીક્ષ્ણ હતી. માનકુંવર આ તૈયારી જોઇ રહી હતી. તેના પેટમાં ફ્રાસકો પડ્યો. 'મારા પ્રિય પિતાના પ્રાણુ જશે તો હું નિરાધાર થઇ પડીશ' એવો ખ્યાલ આવતાં તેણે અમરસિંહને વિનતિ કરી કે ઠાકો-

રના ઉપર તેણે બાણ છોડવું નહિ. અમરસિંહે માત્ર હાસ્ય કર્યું. તેણે માનકુંવરને તેની ખાત્રી આપી.

દર્મ્યાન ઠાકોરના ઘોડેસ્વારોએ પાસેની બધી ઝાડીઓ તપાસી જોઈ. ઠાકોરે ઇનામની લાલચ બતાવી અને તેથી ઘોડેસ્વારોને લાલચ થઇ પરન્તુ શિકારી કુતરાઓની પેઠે તેમની ઘ્રાણેન્દ્રિય કાંઇ તીવ્ર નહોતી. છેટેથી તેમને જનાવરોનો ગંધ આવતો નહોતો. અમરસિંહ અને માનકુંવરની સ્થિતિ હવે વધુ ને વધુ ભયંકર થતી હતી. ઘોડેસ્વારો તેમની વધુ ને વધુ નજદીક આવતા ગયા.

આ વખતે ઠાકોર પોતે એક ટેકરી ઉપર જઇ ત્યાં બેઠા બેઠા વિચાર કરતા હતા. 'રાજકુમારી માન હાથ આવે ત્યારે તેને કેવો ઠપકો આપવો, અમરસિંહ તથા વીરસિંહને સદાને માટે કેદમાં નાંખવા અને પેલી લુચ્ચી જસીને પણ બરાબર સજા કરવી એવો મનસુબો કર્યો હતો. વીરસિંહને તો જેમ બને તેમ તાકીદે શૂળીએ જ ચડાવી દેવાનું નક્કી કર્યું. માનકુંવરને અમદાવાદમાં લઇ જઇ તેનાં લગ્ન કરી નાંખવાં.' આમ વિચાર કરતાં ઠાકોરે એવું તો કાલ્પનિક ચિત્ર આલેખ્યું કે માનકુંવરને એક પુત્રરત્ન સાંપડ્યું અને તે પોતે દાદા થવાને ભાગ્યશાળી પણ થઈ ચુક્યો!

આ સુખસ્વપ્નાઓમાં એકાએક ઠાકોરનો અશ્વ કુદ્યો, ગર્જના કરી ઠાકોરે આથી ઘોડા પાસે જઈ એકદમ તેના ઉપર સ્વારી કરી. પરન્તુ ઘોડો તો ચારે પગે કુદવા લાગ્યો, ઠાકોરને નીચે ઉછાળી નાખવા પ્રયત્ન કરવા માંડ્યો. ઘોડા ઉપર ઠાકોરે બરાબર સ્વારી કરી હતી અને સ્વારી કર્યાનો ઠાકોરને ઘણો જ અનુભવ હતો. ઘણા અરબ્બી ઘોડાંઓને ઠાકોરે પલોટ્યાં હતાં એટલે તે એકદમ આ ઘોડાથી ડરી જાય તેવા નહોતા. પરન્તુ ઘોડાને તીર લાગ્યાથી– તેની વેદનાથી તે ઠાકોરના કબજામાં રહ્યો નહિ. પુરપાટ દોડતા અશ્વે માર્ગમાં શું આવે છે તેની જરાય દરકાર કરી નહિ, અને ઠાકોરને પોતાની જાતને માટે ભય લાગ્યો. ઠાકોરને હવે ઉગરવાનો માત્ર એક જ માર્ગ જણાયો. કોઈ પણ ઝાડની ડાળી પકડી લેવી અને ઘોડાને છુટો જવા દેવો. દૈવયોગે એવામાં એક વડનું વૃક્ષ આવ્યું અને તેનું એક ડાળું ઠાકોરે બે હાથે પકડી લીધું. ઘોડો આગળ ચાલ્યો ગયો. પરન્તુ વૃક્ષનું ડાળું જમીનથી ઘણું ઉંચું હતું. સમય જતાં ઠાકોરનું બળ કમી થવા લાગ્યું અને બન્ને હસ્ત ધ્રૂજવા લાગ્યા. હવે તેમણે નીચે ભૂસકો મારવાનો નિશ્ચય કર્યો. પ્રથમ જમીન ઉપર નજર કરી. 'પ્રથમ ગ્રાસે જ મક્ષિકા' જણાઈ! નીચે એક વરૂ મ્હોં વિકાસી બેઠું હતું! ઠાકોરના હોશ હવે ઉડી ગયા. તેમના શરીરે પરસેવાના રેબઝેબ

છુટયા. તેમને એમ લાગ્યું કે હવે વૃક્ષનું ડાળું વધુ વખત તેમનાથી પકડી શકાશે નહિ. આખરે પરમાત્માની પ્રાર્થના કરી, ભવિષ્ય ઉપર આધાર રાખી ઠાકોરે ડાળું છોડી દીધું. ઠાકોરનું ભાગ્ય સારૂં અને તે જંગલી વરૂનો કચ્ચરઘાણ નીકળી ગયો. આ સ્થળે જો ઠાકોરના કોઇ પણ ઘોડેસ્વારો આવી પહોંચ્યા હોત તો તેઓ જોઇ શકત કે મૃત વરૂની પાસે તેમનો માલીક પણ બેભાન થઇ પડેલો છે. પરન્તુ ઠાકોરને શુદ્ધિમાં લાવનાર તેના અંગરક્ષકો નહિ પણ કોઇ બીજા જ લોકો નીકળ્યા કે જે વિષે આપણને હવે પછી ખબર પડશે.

સદર્હુ વડથી થોડે દૂર અમરસિંહ અને રાજકુમારી માન બેઠેલાં હતાં. તેઓ વીરસિંહ તથા અન્ય મિત્રોની રાહ જોતાં હતાં. બન્ને અરસપરસ આડીઅવળી વાતો કરતાં હતાં; આખરે તેઓ મેનાને લગતી વાતચિત કરવા લાગ્યાં. માનકુંવરે મેનાનાં બેહદ વખાણ કર્યાં અને તેને એક આદર્શ આર્યબાળા જણાવી. અમરસિંહ આ વખાણનાં વચનો શાન્તિથી સાંભળી રહ્યો. મેનાનાં વખાણથી તેને અત્યંત આનંદ થતો જણાયો. તેને એવી પણ ઇચ્છા થઇ આવી કે મેનાનાં લગ્ન સંબંધી કાંઇક વિગત મેળવું પરન્તુ તેમ કરવાનું તેને અસભ્ય લાગ્યું.

"જો તેનાં લગ્ન થઇ ગયેલાં હોય તો ખરેખર મારા જેવો હતભાગી મનુષ્ય આ વિશ્વમાં બીજો કોઇ ગણાય નહિ" અમરસિંહે પોતાના મનમાં જ વિચાર કર્યો.

"મારા જેવા જંગલમાં રહેનારનું શું ગજું કે તેના જેવી ઉચ્ચકુળની અને વળી ગીરાસદારની પુત્રીને માટે ઉમેદવારી કરી શકે?"

"રાજકુમારી! બિચારી મેનાની હાલની સ્થિતિ બહુ દયાજનક જણાય છે. તે પોતાના ભાઇને દિલોજાનથી ચાહે છે. પરન્તુ તે સાથે તેણે પોતાના હૃદયેશ્વરને પણ ક્યાંક સંકટમાં મુક્યા જણાય છે."

"અમરસિંહ! મેનાનું ભાગ્ય હજુ કોઈ પણ પુરૂષની સાથે જોડાયું હોય એમ હું માનતી નથી. જ્યાં સુધી મને ખબર છે ત્યાં સુધી તો તેના લગ્નની હજુ કાંઇ પણ હકીકત બહાર પડી નથી તેમ થયાં પણ નથી."

અમરસિંહે છુટકારાનો દમ ખેંચ્યો. "મેના હજુ માત્ર પોતાના ભાઇ તરફ જ સ્નેહ રાખતાં શિખેલી છે. તેને સ્નેહના અન્ય પ્રકારની હજુ કાંઈ માહિતી હોય એમ મારૂં માનવું નથી." રાજકુમારીએ ફરીથી વિગત આપી.

અમરસિંહે હવે વાતનો પ્રસંગ બદલવાનો પ્રયત્ન કર્યો.

સંધ્યાકાળનો સમય થવા આવ્યો અને સૂર્યનારાયણ પશ્ચિમ સમુદ્રમાં

ડુબકી મારવાની તૈયારીમાં હોય એમ જણાયું. ઝાડો અને ટેકરીઓ ઉપર સુવર્ણનો રંગ રંગાયેલો હોય એમ સર્વત્ર ભાસ થયો. વખત જેમ જેમ જવા લાગ્યો તેમ તેમ અમરસિંહને ચિન્તા થવા લાગી. વીરસિંહને રસ્તામાં કાંઇક અકસ્માત થયો હશે એમ તેણે ધારી લીધું પરન્તુ તેના મુખ ઉપર તેનો જરાય વિકાર જણાવા દીધો નહિ.

એકાએક છેટેથી કોઇના આવવાનો અવાજ સંભળાયો. અમરસિંહ અને માનકુંવર ચમકી ઊઠયાં.

"કોણ એ આપણા જ કોઇ મિત્રો આવે છે કે?" માનકુંવરે પુછ્યું.

"ના; એમ લાગતું નથી, કારણકે વીરસિંહની સાથે જે બીજા મારા મિત્રો છે તે આ જગાને સંપૂર્ણ રીતે જાણે છે. વળી આપણે જે કાર્ય માથે લીધું છે તે એટલું તો નાજુક છે કે તેઓ જંગલમાં આવી રીતે અવાજ કરે નહિ." અમરસિંહે રાજકુમારીની શંકાનું સમાધાન કર્યું. અવાજ ધીમે ધીમે નજીક આવતો ગયો અને પછી તુરત જ ઠાકોર દુર્જનસાલનો પોષાક પહેરેલો એક ઘોડેસ્વાર ત્યાંથી પસાર થઇ ગયો.

"રાજકુમારી! હવે અહીંથી એકદમ આગળ ચાલો." અમરસિંહે ધીમેથી કહ્યું. "આપણે કિલ્લાથી બહુ દૂર નથી. આ ઝાડની નીચે હું મારૂં આ બાણ રોપું છું એટલે જો આપણા મિત્રો અહીં આવી પહોંચશે તો તેઓ આ નિશાનીથી સમજી જશે કે આપણે આસપાસ આટલામાં જ છુપાયાં છીએ."

"અમરસિંહ! મારૂં રક્ષણ કરવાનું કાર્ય મેં તમને જ સોંપેલું છે."

બન્ને યુવાન્ વ્યક્તિઓ પાસેની કોઈ ઝાડીમાં છુપાવાની તૈયારીમાં હતી એવામાં જ તેમની નજર વૃક્ષની નીચે પડેલા મનુષ્યના શબ ઉપર પડી.

"બાપરે! આ અહીં મુડદું શાનું પડ્યું છે? આ તો મારા પિતા જેવું જણાય છે." માનકુંવરે બુમ પાડી. "હેં! મારા પિતા શું મરણ પામ્યા?"

અમરસિંહ પણ ધ્રૂજવા લાગ્યો. તેને એવી દહેશત લાગી કે વખતે ઠાકોરના ખૂનનો આરોપ મારા ઉપર આવશે. વખતે એમ પણ બન્યું હોય કે તે અશ્વને લાગેલા તીરથી જ આ ઠાકોરનું મૃત્યુ થયું હોય. આમ ધારી તે ઠાકોરના શબ પાસે જઇ બારીકાઇથી નિરીક્ષણ કરવા લાગ્યો. પાસે ઉભેલી રાજકુમારી માન ડુસકાં ભરતી હતી. ઠાકોરના કપાળમાંથી સ્હેજ લોહી નીકળેલું જણાતું હતું.

"રાજકુમારી! ઠાકોરને માત્ર મૂર્છા જ આવી છે. તેમના પ્રાણ ગયેલા

નથી. માનકુંવર મારા કહેવામાં જો તમને વિશ્વાસ આવતો હોય તો મારૂં કહેલું માનજો. પણ આ શું? આ પણ મૂર્છા ખાઇને જમીન ઉપર પડી છે! હવે હું શું કરૂં? આને અહીં પડતી મુકીને પણ મારાથી જવાય નહિ; આ ઠાકોર હવે શુદ્ધિમાં આવતા જાય છે. હવે ગમે તે ઉપાયે અહીંથી પલાયન કરી જવાની જરૂર છે. લાવ આને અહીંથી ઉંચકીને જ ચાલવા માંડું." અમરસિંહ આ પ્રમાણે વિચાર કરે છે એવામાં જ ઠાકોર શુદ્ધિમાં આવ્યા. વરૂનો ભય હજુ પણ ઠાકોરના હૃદયમાં રમી રહ્યો હતો. શુદ્ધિમાં આવતાં જ તેમના મુખમાંથી તે પશુને માટે અપશબ્દો નીકળવા લાગ્યા અને વરૂને પકડવાની ઇચ્છાથી તેમણે પોતાનો હાથ લંબાવ્યો. તેમના હાથમાં માનકુંવરની સાડીનો એક છેડો આવી ગયો! અમરસિંહે હવે સમયસૂચકતા વાપરી અને તે ઠાકોરને દબાવી તેમના ઉપર ચડી બેઠો! ઠાકોરનાં નેત્રો હજુ પુરાં ખુલ્યાં નહોતાં. ઠાકોરના મુખમાંથી અપશબ્દો એક પછી એક છુટે જતા હતા. પરન્તુ તેમને હજુ પુરી ખબર નહોતી કે તેમની પાસે કોણ કોણ છે. "આ શું? મારા ઉપર આ પાંચ મણનો બોજો શાનો જણાય છે? હે પરમાત્મા! હું જરૂર ધર્માદાના કાર્યે માટે પાંચ વીઘા જમીન આપીશ પરન્તુ મને આ દુઃખમાંથી મુક્ત કર!" ઠાકોરે ગભરાઇને આખરે ઇશ્વરસ્તુતિ કરવા માંડી! સાથે તેમણે ઉભા થવાનો પ્રયત્ન પણ કર્યો. પરન્તુ અમરસિંહ હજુ પણ તેમને બરાબર દબાવીને ઉભો હતો, એવી આશાથી કે માનકુંવર જલદી શુદ્ધિમાં આવે. આખરે બહુ જ અકળાઇને ઠાકોરે મોટેથી બુમો પાડવા માંડી. આથી અમરસિંહની અકળામણ વધી પડી. રાત વધી પડી—વખત બારીક હતો. આખરે યુવાન્ અમરસિંહ બોલી ઉઠ્યો—"ખબરદાર! જો બુમ પાડી તો!"

મનુષ્યનો અવાજ સાંભળી ઠાકોરે આંખ ઉઘાડી, અને અમરસિંહ જ પોતાના ઉપર ઉભો છે તે જોતાં જ તેમના આશ્ચર્યનો પાર રહ્યો નહિ; પાસે પોતાની પુત્રી માનકુંવર બેશુદ્ધ પડી છે તે જોઇને તો ઠાકોર આશ્ચર્યચકિત થઈ ગયા. પરન્તુ હવે તેમનો ભય ઉડી ગયો અને જાણે પોતે માંડવગઢમાં હોય તેમ—જાણે આસપાસ પોતાના હજુરીઆઓ ઉભા હોય—હુકમ કર્યો કે "પકડો આ હરામખોરને!"

"ઠાકોર, જીભને વશ રાખો;" અમરસિંહે એજ દોરમાં ઉત્તર આપ્યો. "બસ હવે બહુ ધમકીઓ ન આપો, બહુ બુમો ન પાડો; એ બધું અહીં અસ્થાને છે—અત્યારે તો તમે મારા કાબૂમાં છો." આમ કહીને અમરસિંહે પોતાનો બધો ભાર ઠાકોરના શરીર ઉપર મૂક્યો.

"વારુ" ઠાકોરે હવે બહુ જ જોર કરી અમરસિંહને પાછો હઠાવી દીધો. "તું હવે આજકાલનો છોકરો મને હાથ બતાવવા આવ્યો છે."

ઠાકોર અને અમરસિંહની વચ્ચે માનકુંવર બેશુદ્ધ થઇને પડેલી હતી. "જુઓ ઠાકોર સાહેબ, હવે એક પણ પગલું તમે આગળ વધ્યા તો તમારૂં મૃત્યુ જ આવ્યું એમ સમજજો." ઠાકોર તરફ એક બાણ તાકીને અમરસિંહ બોલ્યો.

"અરે અમરસિંહ! મારા જેવા વગર હથિઆરવાળા મનુષ્યને મારવા જેવું નિર્દય અને હલકું કાર્ય કરવા તું તૈયાર છે?" આમ કહેતાં ઠાકોર પાસેના વૃક્ષની પાછળ સંતાઇ જવા લાગ્યા.

અમરસિંહ હસી પડ્યો. "મારા અન્નદાતા!" હજુ પણ ઠાકોરની સામે જ તીર તાકીને અમરસિંહ બોલ્યો. "આપે એ વૃક્ષની ઓથે સંતાઈ જવું અને મારી આજ્ઞાને અધીન થવું–મારા તરફની વીનતિની હાલ આશા રાખવી નહિ. વૃક્ષના ઓથેથી ડોકું સુદ્ધાં કાઢવું નહિ; નહિ તો એ આપની છેલ્લી જ હીલચાલ છે એમ સમજી લેશો."

આ શૂરવીર બાણાવળીની ચેતવણીની જરાપણ દરકાર રાખ્યા વગર ઠાકોરે અમરસિંહના સામે આંગળી કરી અને ધમકી આપવાનો પ્રયત્ન કર્યો. અમરસિંહને એ બાબતની બહુ જ ચ્હીડ હતી. તુરત જ ઠાકોરની એ આંગળી ઉડાડી દેવામાં આવી!

"અરે ઓ ખૂની! બહારવટીઆ! હરામખોર!" જખમી થયેલા ઠાકોરે મ્હોટેથી શ્રાપ આપવા માંડ્યા.

"ઠાકોર, ચુપ રહો, નહિ તો હમણાં ધડ ઉપરથી શિર ઉડી જશે."

ઠાકોર હવે વૃક્ષની ઓથે જ ભરાઈ રહ્યા અને મનમાં અમરસિંહને અનેક ગાળો દેવા લાગ્યા. તેમણે પોતાના શરીરને છુપાવવાનો બહુ જ સાચવીને પ્રયત્ન કર્યો. અમરસિંહની તેમને બહુ જ બ્હીક લાગવા માંડી.

આ તરફ અમરસિંહ તો તુરત ધનુષ્યબાણ પાછાં ઉતારી, બાણને ભાથામાં મુકીને સજ્જ થયો અને માનકુંવરને એક હાથે ઉચકી ઝાડીમાં અદ્રશ્ય થઇ ગયો.

આજ પળે ઠાકોર જે વૃક્ષની ઓથે સંતાઇ રહ્યા હતા તેની સામેની દિશામાંથી ઘોડેસ્વારોના આવવાનો અવાજ સંભળાયો. થોડી જ વખતમાં ત્યાં ચાર ઘોડેસ્વારો આવીને ખડા થયા.

"અરે ઓ બેવકૂફો! મને મદદ કરો;" આ ઘોડેસ્વારો ઠાકોરના પોતાના જ હતા. તેમને ઉદ્દેશીને ઠાકોરે કહ્યું. "પેલો હરામખોર મને ઘાયલ કરીને મારી દીકરીને લઇ જાય છે! તેને પકડી પાડો."

ઘોડેસ્વારો આ હુકમનો અર્થ સમજી શક્યા નહિ; તેમને આસપાસમાં કોઇ લુંટારો કે બહારવટીઓ દૃષ્ટિમાં આવ્યો નહિ.

"અરે ઓ પેલો પણે જાય. અરે હૈયાના ફુટેલાઓ તમને આંખોએ અંધાપો આવ્યો છે કે શું? પેલાં ઝાડોનાં ગુંચળાની પાછળ દોડતો જાય."

ઠાકોરનું કહેવું અસત્ય નહોતું. અમરસિંહ માનકુંવરને ઉપાડીને બહુ છેટે જઈ શક્યો નહોતો. માત્ર સોએક કદમનું છેટું પડ્યું હશે. ઘોડેસ્વારો એ દિશામાં વળ્યા. પરન્તુ ઠાકોરે જે બુમો પાડેલી તેનો અવાજ અમરસિંહના કાને પડવાથી તેણે ઘોડેસ્વારોવાળી દિશામાં જોયું. તે જાણી ગયો કે હવે નાસી જવામાં બીલકુલ સલામતી નથી.

તુરત જ તેણે માનકુંવરને નીચે ઉતારી. ઘુંટણીએ પડયો અને પછી ધનુષ્ય ઉપર બે હાથ મુકી ઠાકોરના સામે નેત્ર તાકી. ઘોડેસ્વારોને તેણે છેટેથી જ બુમ પાડી. "ખબરદાર! જો હવે એક પગલું પણ આગળ આવ્યા તો તમારા ઠાકોરનો અંત આવ્યો જાણજો!"

"અરે પકડો, એને કતલ કરો! તેણે મને ઘાયલ કર્યો છે! અરે ઓ બાયલાઓ! ભાગુતીઓ! આ શું તમે બ્હી જાઓ છો?"

અમરસિંહના ચ્હેરા ઉપરની મગરૂરી અને નિશ્ચય આગળ તે નામર્દ ઘોડેસ્વારો ભયથી કાંપી ગયા. છતાં આખરે એકનામાં હિંમત આવી અને તે હસીને બોલ્યો.

"આ કુકડો બહુ કુક કુક કરવા લાગ્યો છે પણ મારા સમ, હમણાં એનું આવી બન્યું છે." આમ કહી તે ઘોડેથી ઉતરી પડ્યો અને અમરસિંહની પાસે ગયો. અમરસિંહના હાથમાં એક બાણ તો ધનુષ્ય ઉપર ચડાવેલું હતું અને તે ઉપરાંત અમરસિંહે બીજું એક પોતાના દાંતોની વચમાં રાખ્યું હતું, અને હવે તેણે પોતાની નજીક આવતા સીપાઇને હુકમ કર્યો. "મેં એક વખત તને ચેતવણી આપી છે કે તારે અમારી નજીક આવવું નહિ; હવે હું તને હુકમ કરૂં છું કે તારે મારી પાસે આવવું નહિ, નહિ તો તારૂં અનિષ્ઠ થયું સમજજે."

સીપાઇ તો માત્ર હસ્યો અને આગળ વધે ગયો.

"એક—બે—ત્રણ. અરે બેવકૂફ ત્યાં જ રહે!"

સીપાઇએ તેના બોલવા તરફ જરાય લક્ષ આપ્યું નહિ અને હવે અમરસિંહના લગભગ આવવા થયો.

"લે ત્યારે લેતો જા." અમરસિંહે મોટેથી બુમ પાડી અને બાણ છોડ્યું. સીપાઇ ત્યાં જ રામશરણ થઈ ગયો. તેની છાતી ભેદીને બાણ આરપાર નીસરી ગયું.

માત્ર ઠાકોરે જ બખ્તર ધારણ કરેલું હતું. તેના સૈનિકોએ તો શિકારના સમયનો ડ્રેસ પહેરેલો હતો.

"ઓહો!" બાકીના સીપાઇઓએ આશ્ચર્યનો ઉદ્‌ગાર કાઢ્યો, "આપણી મદદે મૂર્ખસિંહ આવે છે ને શું!"

આજ પળે મૂર્ખસિંહ પોતાના કેટલાક સીપાઇઓ સાથે ત્યાં આવી પહોંચ્યો. તે ઠાકોર તરફ આગળ ગયો અને મોટેથી બોલ્યો: "નામવર! જો કે પેલા હરામખોરો પકડાયા નથી પરન્તુ અમે તેમના મકાનને આગ લગાડી છે."

"મૂર્ખસિંહ! તે તો તેં ઠીક કર્યું. પણ હવે તે વાત જવા દે." ઠાકોરે પાસેના જ ભયનું દર્શન કરાવવાના હેતુથી કહ્યું. "હવે આ પેલા ઘેટા તરફ નજર કર્ય; આ બાયલાઓથી કાંઇ વળવાનું નથી."

તુરત જ મૂર્ખસિંહ અમરસિંહ તરફ વળ્યો. તેણે હજુ સુધી તેના તરફ જોયું નહોતું. અમરસિંહને એકલો-સહાય વગરનો જોઇ તે હવે પૂર્વેનું વૈર લેવાનો નિશ્ચય કરવા લાગ્યો. તેણે છેટેથી જ મગરૂરીનાં વચનો કાઢવા માંડ્યાં. "અરે ઓહો! તું જુવાન વછેરો અહીં જ છે કે? હવે તારા મુખમાં હું ચોકડું ઘાલીશ. તને ખબર છે કે હું તારા તબેલામાંથી જ આવું છું. મેં તો ધાર્યું કે તું ત્યાં જ હોઇશ, અને મારે કબૂલ કરવું જોઇએ કે તારી ગેરહાજરીથી મને બહુ જ ખીજ થઇ હતી. અગ્નિના ભયંકર ભડકામાં તારી માતાની સાથે તું પણ નાચ્યો હોત તો તે જોઇને મને બહુ આનંદ થાત. હશે પણ હવે તું સંતોષ માન; તું ત્યાં નહોતો એ એ એક રીતે તો ઠીક જ થયું કારણકે તારી વૃદ્ધ માતાને નાહકનું દુઃખ ભોગવવું પડ્યું નહિ. તને અગ્નિમાં બળતો જોઇને તેને મૃત્યુ સમયે કેટલું બધું દુઃખ થાત? તારી માતાને બહુ સંકટ ન ખમવું પડે તેથી મેં તુરત જ એક તીર કાઢીને ફેંક્યું......"

મૂર્ખસિંહથી વાક્ય પુરૂં કરી શકાયું નહિ. તેના હોઠમાંથી કારમો સિત્કાર નીકળ્યો, હાથમાંથી લગામ પડી ગઈ અને તે પણ ઘોડા ઉપરથી ગબડી પડ્યો; તેના ગળામાંથી એક બાણ આરપાર નીકળી ગયું.

આ બનાવથી પાસે ઉભેલા સીપાઇઓ તો ભયથી આભા જ બની ગયા. ચિત્રમાં ચિતરેલા જડ પુતળાવત્ ભાન વિનાના થઇ ગયા. આનો લાભ લઈ અમરસિંહ એકદમ માનકુંવરને ખભે નાંખી ત્યાંથી પાસેની ઝાડીમાં અદૃશ્ય થઈ ગયો.

"તેની પાછળ પડો" ઠાકોરે છેટેથી બુમ પાડી. તેમના અવાજમાં

ગુસ્સાનો આવેશ જણાતો હતો. "અરે ઓ લુચ્ચાઓ, તમે તેની પાછળ દોડો; જો તમે તેને પકડશો નહિ તો તમે બધાય ફાંસીને લાકડે લટક્યા સમજજો."

તુરત સીપાઇઓ ઘોડા ઉપરથી ઉતરી પડ્યા અને તે શૂરવીર બાણુવળીની પાછળ પડ્યા. અમરસિંહ જોકે શરીરે મજબુત હતો અને ચપળતાથી દોડયે જતો હતો છતાં તેને ભાર ઉચકીને—માનકુંવરને લઇને દોડવાનું હતું એટલે આ સીપાઇઓ અને તેની વચ્ચેનું છેટું ઓછું ને ઓછું પડતું ગયું. એવામાં વળી માનકુંવર શુદ્ધિમાં આવી અને તે મોટેથી બુમેબુમ પાડવા લાગી. અમરસિંહે ધાર્યું હોત તો તે કોઇ ઝાડીમાં છુપાઈ જાત પરન્તુ માનકુંવરની બુમોથી હવે તેનાથી ઝાડીમાં સંતાઇ જવાય તેમ નહોતું.

"જો હું મરૂં તો તો લડતો લડતો જ મરી જાઉં" તે મનમાં જ બડબડ્યો.

તેણે એકદમ માનકુંવરને સહીસલામત રાખી શકાય તે માટે એકાદ સ્થળ શોધી કાઢ્યું અને પોતે ઠાકોરના માણસોની સામે થવાનો નિશ્ચય કર્યો. માનકુંવરને નીચે ઉતારી તેને ચૂપ રહેવા વિનતિ કરી. માનકુંવરને તેણે ભયના વાદળની જરાપણ ખબર આપી નહિ, અને પોતે પછી બાજુએ ખસી જઇ ઠાકોરનાં માણસોની સામે થવાને, માર્ગ આગળ આવીને ઉભો. તેના મનમાં પોતાનાં માતપિતાના મૃત્યુના વિચારો આવવા લાગ્યા.

---

## પ્રકરણ ૧૫ મું.

### મેળાપ.

સીપાઇઓ ઠાકોરના હુકમ આગળ લાચાર બન્યા અને ઠાકોરના હુકમને અનુસરી, બાણનો બીલકુલ ઉપયોગ કરવાનું માંડી વાળી સંતાતા સંતાતા અમરસિંહની સામે ચાલ્યા. ઠાકોરને પોતાની પુત્રીને કોઈ જાતની ઇજા થાય નહિ તે માટે બહુ જ કાળજી હતી.

આ હુકમથી સીપાઇઓ નાખુશ થઇ ગયા. અમરસિંહ પાસે ધનુષ્ય બાણ અને પોતે કોઇ પણ અસ્ત્ર ન વાપરવું—માત્ર ભાલાનો જ ઉપયોગ કરવો આ હુકમ તેમને રૂચ્યો નહિ. તેમને ખાત્રી હતી કે તેમની સંખ્યામાં ઘટાડો થયા વગર તેમનાથી અમરસિંહની નજીક જઈ શકાશે નહિ.

અમરસિંહ ચેતી ગયો કે ઠાકોરના સીપાઇઓ તેને ઘેરી લેવાનો ઇરાદો રાખે છે. પરન્તુ બિચારા સીપાઇઓ સામે વેર લેવું તે તેને યોગ્ય લાગ્યું

નહિ. એવામાં જ તેની નજર છેટે દુર્જનસાલ ઉપર પડી અને તેના હૃદયમાં વૈરનો અગ્નિ પ્રદીપ્ત થયો.

"અમરસિંહ; હવે હું સંપૂર્ણ રીતે શુદ્ધિમાં આવી ગઈ છું." પાસે ઉભેલી માનકુંવરે કહ્યું. "તમે મારા પિતાને કોઇ પ્રકારની ઇજા તો કરી નથી ને ?"

"જરા પણ નહિ; પરન્તુ—" અમરસિંહે ઉત્તર આપ્યો અને તે સાથે જ ધનુષ્ય ઉપર બાણનું અનુસંધાન કર્યું.

"પરન્તુ એટલે ?" અમરસિંહના ઉત્તરથી ગભરાયેલી માનકુંવરે સિત્કાર કર્યો.

"તેણે મને ઘણું નુકસાન કર્યું છે. જો, માનકુંવર! તમે એટલું જાણતાં હો......"

"મારે બીજું કાંઇ જાણવું નથી. મારા પિતા ક્યાં છે ?"

"અહીંથી માત્ર થોડે જ દૂર છે, અને તેણે આપણને પકડવાનો હુકમ આપ્યો છે. માત્ર તમને ઇજા ન થાય તે હેતુથી તેણે બાણોનો ઉપયોગ નહીં કરવા જણાવ્યું છે. હવે જો આપણે અહીં જ રહીશું તો ખરેખર તેમના હાથમાં જ સપડાઈ જઇશું. છટકવાનો માત્ર એક જ રસ્તો છે અને તે એ કે આ પાછળના ઝાડ આગળથી પસાર થઇ અદૃશ્ય થઇ જવું. અત્યારે હીંમતની જ જરૂર છે. ઇશ્વર ઉપર ભરોંસો રાખવાનો છે. તમે જો આ પ્રમાણે થથરી મરશો કે બ્હી જશો તો મારૂં કહેવું તમારા ધ્યાનમાં ઉતરશે નહિ. હવે તમારે તમારી મેળે જ છટકવાનો પ્રયત્ન કરવો જોઇએ."

"અમરસિંહ! હિંમત તો મારામાં ઘણી છે પરન્તુ મારા શરીરમાં શક્તિ બીલકુલ નથી." અશ્રુપૂર્ણ નયનોએ માનકુંવર બોલી. "હું પુરી ૨૦ કદમે આગળ જઇશ નહિ તે પહેલાં તો તેઓ મને પકડી પાડશે. અમરસિંહ, હવે મારી જાતની ચિન્તા કરવી મુકી દો અને તમે તમારૂં જ સંરક્ષણ કરો. મારા પ્રાણવલ્લભને મેળવી આપવાને તમે ઘણું કર્યું પરન્તુ ઇશ્વર તે કાર્યમાં સાનુકૂળ હોય એમ લાગતું નથી. ભલે તેની જેવી ઇચ્છા હોય એમ જ થવા દો. પરમાત્મા તમારૂં કલ્યાણ કરો......તમે જ મારા પ્રિયતમને કહેજો કે મારા પિતા આપણો મેળાપ થવા દેશે નહિ......મારૂં હૃદય અને તન બન્ને હતાશ થઇ ગયાં છે...... મારૂં મૃત્યુ નજીક હોય એમ લાગે છે......બસ હવે મારો અન્ત નજીક છે."

"નહિ, નહિ, બહાદુર રજપુતાણી! આમ નાહિંમત થવું ઘટતું નથી." બહાદુર અમરસિંહ બોલ્યો. "હું તમને કદી પણ છોડીને જઇશ નહિ. સરદાર વીરસિંહને તમને મેળવી આપવાનું મેં વચન આપેલું છે અને આ દેહમાં જ્યાંસુધી પ્રાણ છે ત્યાં સુધી તે વચનનો કદી ભંગ થશે નહિ...

જરા પણ નાહિંમત થવાની જરૂર નથી. કદાચ વીરસિંહ પણ આ પાસેના જ જંગલમાં હશે. મારૂં બાણ જે જમીનમાં ખોસેલું છે તે તેના જોવામાં આવ્યું હશે અને તે મારી ખોળમાં જ હશે."

માનકુંવરનાં નેત્રોમાંથી ચોધારે આંસુ ચાલ્યાં જતાં હતાં અને તે વીરસિંહનું રટણ કરી રહી હતી.

માનકુંવરની અરજ સંભળાઈ હોય તેમ એકાએક આખા જંગલમાં વરૂઓનું રડવું શરૂ થયું.

માનકુંવરે ઇશ્વરની પ્રાર્થના કરવા માંડી. તેનું હૃદય ભયથી ગભરાઈ ગયું હતું. પરન્તુ અમરસિંહે તેને હિંમત આપી. વરૂઓનો ભય તેને હતો જ નહિ. "તેઓ તો આપણી મદદે આવે છે" અમરસિંહ મનમાં આનંદ પામતો હોય એમ બોલ્યો. "વરૂઓના રડવાનો અવાજ થવો એ જ અમારી જંગલવાસીઓની નિશાની છે. મેં તેનો જવાબ અમારી સાંકેતિક બોલીમાં આપી દીધો છે અને આપણા મિત્રો થોડા જ સમયમાં અત્રે આવી પહોંચશે. પરમાત્માએ આપણને ત્યજી દીધાં તો નથી જ એમ જણાય છે. મેં એમ પણ સૂચના આપી દીધી છે કે તેઓ જલદી આપણી મદદે આવી પહોંચે."

અમરસિંહે બીજી એક સીસોટી વગાડી અને મદદની તાકીદે જરૂર છે એમ દર્શાવ્યું. જવાબમાં છેટેથી એક અવાજ સંભળાયો.

"માનકુંવર! એ ઉદોજી છે. હવે હિંમત રાખો; જરા પાસેની ઝાડીમાં છુપાઇ જાઓ અને તમે ત્યાં સહીસલામત રહી શકશો; કદાચ કાંઈ આડુંઅવળું તીર આવીને લાગી બેસે નહિ."

માનકુંવરનું હૃદય હવે ભરાઈ આવ્યું, પરન્તુ થોડા જ સમયમાં વીરસિંહની સાથે ભેટ થશે એ આશાથી તેણે અમરસિંહની સૂચનાનો સ્વીકાર કર્યો, અને એક સર્પ જેમ દરમાં પેસી જાય તેમ તે સંતાઇ ગઈ.

સીપાઇઓની નજર ચુકાવવાના હેતુથી અમરસિંહે ત્યાંથી છલંગ મારી અને મોટેથી બુમ પાડી બીજા વૃક્ષના ઓથે સંતાઇ ગયો. એકાએક એક તીર ત્યાં આવ્યું. અમરસિંહની પાસે થઇને તે સરકી ગયું. જવાબમાં અમરસિંહે એક જ તીરથી તે ફેંકનારને જમીનદોસ્ત કર્યો!

"અરે બ્હીકણ બાયલાઓ કેમ આમ ઉભા છો? જાઓ આગળ જાઓ" સીપાઇઓ આગળ વધતા અચકાતા હતા તેમને સ્વસ્તીવાચન કરતાં ઠાકોરે જણાવ્યું. "તમારે તેને હાથે જ મરવું છે કે?"

ઠાકોર આ હુકમ વૃક્ષની ઓથે રહીને આપતા હતા.

આવા જ સંયોગોમાં ઉદોજી, સરદાર વીરસિંહ તથા અન્ય મિત્રો

સાથે ત્યાં આવી પહોંચ્યો. આ ટોળી આવતાં ઠાકોરના સીપાઇઓની જરાય હિંમત રહી નહીં. તેમણે પોતાનાં હથિઆર ફેંકી દીધાં અને શરણ થયા. માત્ર ઠાકોર મનમાં હજારો શ્રાપોનો વર્ષાદ વર્ષાવતા ઝાડીમાં સંતાઇ ગયા. **અમરસિંહ** મિત્રોને જોઇ બહુ જ આનંદ પામ્યો. હવે તેણે **માનકુંવરને** પાછી બોલાવવાનું યોગ્ય ધાર્યું અને તેના પગલે પગલે ચાલ્યો. થોડે જઈ તેણે સાદ કર્યા પરન્તુ કોઇ મળે નહિ! માત્ર તેના સાદનો જ પડઘો સંભળાયો. આ વળી નવું જ સંકટ. પરન્તુ તેમાં પોતાની જ કસુર જોઇને **અમરસિંહ** ત્યાં વિચારમાં પડયો. અચાનક ઠાકોરવાળી દિશામાંથી **માનકુંવરના** જેવો જ સાદ સંભળાયો. તેણે તે તરફ આગળ વધીને જોયું તો ઠાકોરનો એક સીપાઇ **માનકુંવરને** ઉપાડીને પોતાના અશ્વ ઉપર બેસાડી લઈ જવાનો પ્રયત્ન કરતો હતો!

**અમરસિંહના** ધનુષ્ય ઉપર બાણ ચડ્યું અને છુટયું. અશ્વના પેટમાં બાણ ઘુસી જતાં જ તે સીપાઈ અને **માનકુંવર** બન્ને ત્યાં જમીન ઉપર પડ્યાં!

સીપાઇના હાથમાંથી **માનકુંવર** છુટી થઇ ગઇ. સીપાઇએ હવે ઘોડાનું વેર લેવાના ઇરાદાથી તલવારની શોધ કરવા માંડી પરન્તુ તે દુશ્મનને ઓળખી શકે તે પહેલાં તો, અશ્વની પાસે જ તે શબ થઇને પડયો. **અમરસિંહ** **માનકુંવરને** દૂર લઇ ગયો; તેને એવી દેહશત લાગી કે રખે તે સીપાઇના રૂધિરથી તે બાળાનું વસ્ત્ર લોહીવાળું થાય.

**માનકુંવર** હવે શુદ્ધિમાં આવી અને તેણે પોતાનાં નેત્રો ખોલીને **અમરસિંહ** તરફ જોયું. તેની નજરમાં ઉપકારની લાગણી સ્પષ્ટ જણાતી હતી. **અમરસિંહ** પણ માત્ર સામું જ જોઇ રહ્યો.

" બાઈ, તમે આટલે બધે દૂર કેમ જતાં રહ્યાં હતાં? તે સીપાઇએ તમને કેવી રીતે શોધી કાઢ્યાં? આ પેલા સીપાઇઓ તો તેમનાં હથિઆર છોડી દઇને શરણે આવ્યા છે અને સરદાર **વીરસિંહ** પાસે રક્ષણ માગ્યું છે."

" મને સરદાર **વીરસિંહની** પાસે જ લઇ જાઓ! તે સીપાઇએ મને ઓળખી કાઢી અને પછી પકડીને ઠાકોરની પાસે લઈ જવા માંડી હતી. તે તો બોલ્યો હતો કે હવે મને સો મહોરો ઇનામમાં મળશે...પણ તમે કહો છો ને કે સરદાર **વીરસિંહ** આવેલા છે?"

" હા, તે તમારી જ રાહ જુએ છે."

એવામાં જ સરદાર **વીરસિંહ** અને તેના મિત્રો ત્યાં આવી પહોંચ્યા. **માનકુંવર** અને **વીરસિંહ** બન્નેનો મેળાપ થયો. બન્નેને હર્ષાશ્રુ આવ્યાં અને પાસે ઉભેલા મિત્રોએ તેમને આસિર્વાદ આપ્યો. **માનકુંવરે** પોતાના દુરાગ્રહ બદલ ક્ષમા માગી. તે સીવાય તેઓથી વધુ વાતચિત ત્યાં થઇ શકી નહીં.

વીરસિંહ પોતાને અહોભાગ્ય માનવા લાગ્યો. માનકુંવર પણ સુખનાં સ્વપ્નાં જોવા લાગી.

જસીએ અમરસિંહના હાથ ઝાલી તેને આનંદિત કરવાનો પ્રયત્ન કર્યો પરન્તુ અમરસિંહ ઉદાસ હતો. તેણે મેનાને પોતાનાં માતાપિતાની સ્થિતિ કેવી છે તે પુછ્યું. મેનાએ તેને જણાવ્યું કે હું તમારા મકાને ગઇ નહોતી. કાળો એકલો જ ત્યાં ગયો હતો.

"મકનાજી! તમે આજે સવારે મારા પિતાને જોયા હતા? તેમને કોઇ જાતની ઇજા તો થઈ નહોતી ને?" અમરસિંહે હવે મકનાજીને પૂછ્યું.

"જરા પણ ઇજા થઇ નથી; પરન્તુ તેમણે વિચિત્ર સાહસ ખેડયું છે. હું હમણાં જ તને કહી સંભળાવું છું. આજે સવારે જ હું તેમને મળ્યો હતો."

"અમરસિંહ, તું આટલો બધો ઉદાસ કેમ રહે છે?" ઉદાજીએ નજીક આવી સવાલ કર્યો.

"ચિન્તા કરવાનું એક કારણ મળ્યું છે. ઠાકોરના એક સીપાઇએ મને ખબર આપી છે કે મારા પિતાનું મકાન આગથી સળગાવી દેવામાં આવ્યું છે અને મારી માતાને તે આગમાં હોમી દેવામાં આવી છે."

"તેં શો જવાબ આપ્યો?" મકનાજીએ પૂછ્યું.

"મેં કાંઇ જ કર્યું નહિ...તેને પરલોકમાં પ્રયાણ કરાવ્યું...મારે એટલું જ જાણવાની જરૂર છે કે તે ખરૂં બોલ્યો કે ખોટું? હું જાતે જઇને તેની તપાસ કરવા ધારૂં છું. મારાં માતાપિતાનાં દર્શન હું જાતે જઇને કરીશ. જસી, ચાલો આપણે એ જણુ જઇએ."

"અમરસિંહ! જસી તમને બહુ ચાહે છે." ઉદાજીએ ટોળ કરી.

જસી માત્ર સાંભળી રહી અને અમરસિંહ સામું જોઈ રહી.

"જસી! તારો ભાઈ કાળો ક્યાં?" અમરસિંહે પુછ્યું.

"મેં તમને ક્યારનુંએ જણાવી દીધું કે તે ડીસામાં ગયો છે." જસીએ જવાબ આપ્યો.

અમરસિંહને હવે શું કરવું તે કાંઈ સુઝ્યું નહિ. તેના ચહેરા ઉપર ઉદાસીની છાયા સ્પષ્ટ જણાવા લાગી અને વિચારમાં પડી ગયો. તે પોતાની જાત પણ વિસરી ગયો કે તે ક્યાં ઉભો છે. આખરે સરદાર વીરસિંહે તેને શુદ્ધિમાં આણ્યો.

"અમરસિંહ, વખત અમૂલ્ય છે અને એક ઘડી પણ ગુમાવવાની નથી. દુર્જનસાલ હવે આપણા ઉપર વેર લીધા સીવાય છોડશે નહિ, માટે આપણે સત્વરે કોઇક નિર્ણય ઉપર આવવાની જરૂર છે." વીરસિંહે કહ્યું.

અમરસિંહને આ સૂચના બરાબર ગમી અને તેને માટે તેણે પોતાના

બીજા મિત્રોને પણ પૂછયું. આખરે એવો નિર્ણય થયો કે સર્વેએ હાલ તુરત ડીસા જવું અને ત્યાં જઇને જોઇતાં માણસો મેળવી સજ્જ થવું. સાથે એમ પણ નિર્ણય થયો કે અમરસિંહના પિતા જયસિંહને પણ ત્યાં જ તેડી લાવવા અને તે કામને માટે કાળાને મોકલવો.

બધી ટોળી ત્યાંથી ડીસા જવાને સજ્જ થઈ અને થોડા વખતમાં મુસાફરી કરતા કરતા તેઓ ડીસામાં ઉદાજીને મકાને આવી પહોંચ્યા. ડીસા પહોંચતાં જ કાળાને જયસિંહને તેડી લાવવાને મોકલવામાં આવ્યો. તે બહાદુર અને હિંમતવાન્ છોકરો તેજ સાંજે જયસિંહને તેડીને ડીસામાં આવ્યો અને અમરસિંહે તથા જયસિંહ–પિતા પુત્રનો–મેળાપ થયો. બન્નેનાં નેત્રોમાંથી હર્ષાશ્રુ આવી ગયાં. અમરસિંહે જયસિંહ પાસેથી પોતાની માતાની તથા મકાનના નાશની હકીકત સાંભળી. તેનું હૃદય હવે બહુ જ ચીરાયું. ઠાકોર સામેના વેરનો અગ્નિ અતિ પ્રદીપ્ત થયો.

મેના પણ પોતાના ભાઇ વીરસિંહને મળીને આનંદ પામી. વીરસિંહે પોતાને વીતેલાં સંકટો યથાસ્થિત બ્હેનને કહી સંભળાવ્યાં. તે સાથે હજુ પણ ઠાકોરની વિરૂદ્ધતા તેવીને તેવી જ છે તે પણ કહ્યું. મેના માત્ર સાંભળી રહી.

અમરસિંહ અને વીરસિંહ એ બેન્જ વીર રજપુતો સમજતા હતા કે ઠાકોરની સામે હવે લડવું પડશે. ઠાકોરની પ્રકૃતિ એવી છે કે તે વૈર લીધા સીવાય છોડશે નહિ. એટલું જ નહિ પણ રાજકુમારી માનને આપણા કબજામાં રહેલી જોઇ તે સાંખી શકશે નહિ. બન્ને જણે ઉદાજી તથા બીજા ભાઇઓને બોલાવી મસલત કરવા માંડી. જયસિંહ પણ તેમાં સામેલ થયો.

"ઠાકોરની પાસે હાલ કાંઈ એટલાં બધાં તૈયાર માણસો નથી પરન્તુ તે ધારશે તો જરૂર આપણને હેરાન કરશે. આસપાસનાં ગામોમાંથી પણ કેટલાક તીરકામઠાંવાળા કોળીઓ લાવીને તે અવશ્ય મોકલશે." જયસિંહે જ પ્રથમ પોતાનો અભિપ્રાય જણાવ્યો.

"આપણે પણ આ ગામમાંથી થોડાં માણસો તો મેળવીશું." ઉદાજીએ ઉમેર્યું.

"ઠાકોરની સામે હવે યુદ્ધ કર્યા સીવાય છુટકો નથી જ. વીરસિંહ અને માનકુંવર આપણા મહેમાન છે તેમને આશ્રય આપવો, તેમ જ ઠાકોરનાં પુત્રીને બધી મદદ આપવી તે આપણું પરમ કર્તવ્ય છે." અમરસિંહે આખરે જણાવ્યું.

ઠાકોરની સામે લડવાનો દરેકનો નિશ્ચય હતો જ. ત્યાં ચાલેલી મસલત ઉપરથી એમ પણ જણાયું કે ઠાકોરની સામે શરૂઆતમાં તો ટક્કર લઇ શકાશે; જો કે પાછળથી શું કરવું તેનો વિચાર લડાઇનું પરિણામ જોયા પછી કરવાનું છે.

# પ્રકરણ ૧૬ મું.

## જયસિંહનો અંતકાળ.

ડીસામાં જયસિંહ તથા અન્ય મિત્રો વગેરે ઉદાજીની પરોણાગતમાં પોતાનો સમય વ્યતીત કરે છે, અને ઠાકોર તરફથી ક્યારે ચડાઇ આવે તેની રાહ જોઈ તેની સામે બચાવની બધી તૈયારીઓ કરી રહ્યા છે. ગામમાં પણ અમરસિંહ તથા જયસિંહે લોકોને પોતાની તમામ હકીકત જણાવી દીધી છે અને ઠાકોરે કેવો અન્યાય કર્યો છે તે સમજાવી ઠાકોરની સામે ઉશ્કેર્યા છે. આ સમયમાં જયસિંહની પ્રકૃતિ નરમ થઇ છે. તેની પત્નીને મકાનમાં જ અગ્નિ મુકી ઠાકોરના માણસોએ બાળી મુકી હતી એ દૃશ્ય તેની નજર સમક્ષ આવ્યાં કરતું હતું અને તે બનાવે તેના હૃદયને કારી ઘા કર્યો હતો. તેની હિંમત હવે ભાંગી પડી હતી. અનેક વર્ષ જે સ્ત્રીએ તેની સાથે જ રહીને સુખ દુઃખ ભોગવ્યાં હતાં તેની સ્મૃતિ થતાં તેને વૈરાગ્ય આવી જતો અને આ નશ્વર શરીર ઉપરની તેની મમતા ઉડી જતી. તેને માત્ર એક જ વાસના હતી અને તે, અમરસિંહને તેની જાગીર પાછી અપાવવાની. આ કાર્યને માટે તેણે પ્રતિજ્ઞા પણ લીધી હતી. પરન્તુ તે પૂર્ણ કરવાનો અવસર મળી શક્યો નહોતો. આ થોડાં વર્ષોમાં પણ અનેક ઘટનાઓ બની હતી અને તેમાંથી તે નિવૃત્ત થઈ પ્રતિજ્ઞાપાલનના કાર્યમાં પોતાના ચિત્તને પરોવી શક્યો નહિ. હવે તો તેની પ્રકૃતિ નરમ થવાથી તેને તેના પાલનની બીલકુલ આશા રહી જ નહિ અને હવે તે કામ અમરસિંહને સોંપવાનો તેનો નિશ્ચય થયો. બે ત્રણ દિવસથી તેના શરીરે સખ્ત તાવ આવે છે અને તે અમરસિંહને પોતાની પાસે જ રહેવાનો આગ્રહ કરે છે. આજે રાત્રીના ૮ વાગ્યા છે. અમરસિંહ વાળુ કરીને જયસિંહને માટે દૂધ લેતો આવ્યો છે. જયસિંહે તેમાંથી માત્ર પાશેર દૂધ જ લીધું છે. હવે તેનાથી વધુ પીવાતું નથી. અમરસિંહ પાસે બેઠો જ છે. જયસિંહે હવે તેની વાત કરવા માંડી.

"બેટા," જયસિંહ બોલ્યો અને પછી તેણે અમરસિંહનો હાથ ઝાલ્યો. "હવે મારે તને એક પવિત્ર કાર્ય સોંપવાનું છે. આ જીવનમાં જે પુરૂષાર્થ મારાથી ન કરી શકાયો તે જ હવે તારા હાથે કરાવવાનો મારો વિચાર છે."

"પિતાજી, આપના આશિર્વાદથી તે ધ શકીશ. મને તે વિષે જે કહેવાનું હોય તે કહો."

અમરસિંહ હવે સાવચેત થયો. પિતાની બોલવાની શક્તિ ઓછી થઈ છે તેની તેને ખાત્રી થઈ.

"અમરસિંહ! તને ખબર નથી કે તું એક જંગલનો જ રક્ષક નથી પરન્તુ એક જાગીરદારનો પુત્ર છે."

"પિતાજી, એટલી બીના તો આપે મને જંગલમાં કહેલી તે યાદ છે."

"હું તેથી વિશેષ જાણતો હોઇશ કે નહિ તે અત્યારે મને યાદ નથી પરન્તુ જે જાગીર ઉપર તારો હક છે તેને એક સરદાર પચાવી પડયો છે. તે તને પાછી અપાવવી એવી મેં પ્રતિજ્ઞા કરેલી છે અને તે મારાથી પૂર્ણ થઈ શકી નથી. મેં તેનું પ્રાયશ્ચિત્ત કર્યું નથી, પરન્તુ તેનું કારણ માત્ર એ-ટલું જ કે મારે તને આ હકીકત કહેવાની છે. મારી અધૂરી રહેલી પ્રતિજ્ઞા તું જ પુરી કરજે. મારૂં વચન તેં કદી ઉથાપ્યું નથી અને આ વખતે પણ ઉથાપીશ નહિ એવી મને આશા છે."

"પિતાજી, એ પ્રતિજ્ઞાનું પાલન કરવાનું હું આપને વચન આપું છું." અમરસિંહે આમ કહી જયસિંહને વચન આપ્યું. હવે જયસિંહના આત્માને શાન્તિ થઇ. "પરન્તુ પિતાજી, તે જાગીર પચાવી પડનારનું નામ શું છે તે આપ જણાવશો?" અમરસિંહે સવાલ કર્યો.

"હા, બેટા, એ તને હું કહું છું; જો કે અત્યારે તેને તું ઓળખી શકીશ નહીં પરન્તુ આ ઉદાજી અને મારા બીજા મિત્રો તને અવશ્ય ઓ-ળખાવશે. લુણાવાડા રાજ્યમાં જ તે જાગીર આવેલી છે અને તેનો ઉપભોગ હાલ કોણ કરે છે તેની મને હાલ ખબર નથી."

"ઠીક એ તો હું તજવીજ કરીને બધું જાણી લઇશ."

જયસિંહ અને અમરસિંહ પછી સાંજ નિદ્રાવશ થઇ ગયા.

ગામમાં સર્વત્ર લોકો લડાઇની જ તૈયારીઓ કરી રહ્યા હતા. અમર-સિંહ તથા તેના મિત્રો લોકોને હિંમત આપતા હતા અને તેમનું દરેક રીતે રક્ષણ કરવામાં આવશે એમ જણાવતા હતા.

આ તરફ ઠાકોર દુર્જનસાલે કિલ્લામાં જઇ તુરત જ પોતાના સરદા-રોને બોલાવ્યા. તેનામાં વેર લેવાની વૃત્તિ તીવ્રતર થઈ હતી. અમરસિંહ જેવા આજકાલના છોકરાઓ તેને હંફાવે તે તેના મનથી અસહ્ય લાગ્યું હતું. એટલું જ નહિ પણ ગુન્હેગાર વીરસિંહ તથા રાજકુમારીને આશ્રય આપવાની તેણે હિંમત કરી માટે તેનો જડમૂળથી નાશ કરવો એવો જ ઠા-કોરનો નિશ્ચય થયો. ઠાકોરે હવે ૫૦ હથિઆરબંધ માણસોને લઈ તે લો-કોને પકડી આણવાને મૂર્ખસિંહને હુકમ કર્યો. વીરસિંહ અને માનકુંવરને જીવતાં જ પકડી લાવવાં એવી ઠાકોરની સૂચના હતી. પોતે સાથે જવું કે નહિ તે માટે ઠાકોરને વિચાર થયો અને આખરે તે પોતે પણ જવા સારૂ તૈયાર થયા.

સૌથી પહેલાં તેમણે અમરસિંહ વગેરે ક્યાં ક્યાં ગયા અને શું કરે છે તેની તજવીજ કરવા આગળથી કેટલાક માણસોને મોકલ્યા. આ બાતમીદારોએ એવી બાતમી આપી કે તે બધા ડીસામાં ભરાયા છે. આથી ઠાકોર તેમ જ તેમનાં માણસો ડીસા ગયા. ડીસાથી એક ગાઉ છેટે પડાવ નાંખ્યો. અમરસિંહથી હવે આ ખબર અજાણી ન રહી. તેણે ગામમાં સર્વત્ર ખબર આપી દીધી. લોકોને સાવચેત રહેવાનું કહ્યું.

અમરસિંહે લગભગ ૫૦ તીરકામઠાંવાળા કોળીઓ ભેગા કર્યા હતા. તે બધા તીર ફેંકવામાં સારી રીતે પ્રવીણ હતા. અમરસિંહની આટલી શક્તિ હશે એવો ખ્યાલ ઠાકોરને હતો જ નહિ, અને તેથી જ ઠાકોરની તૈયારી જોઇએ તેવી નહોતી.

લડાઇની શરૂઆત કરવી કે કેમ અને તે કરવી તો શી રીતે તે વિષે ઠાકોરે પોતાના માણસો સાથે મસલત ચલાવી. તેમાં એવી સલાહ મળી કે પ્રથમ ગુન્હેગારોની માગણી કરવી અને જો તેઓ તેમને પાછા ન આપે તો પછી હુમલો કરવો. તુરત જ એક પત્ર લખાવી ઠાકોરે એક દૂત મોકલ્યો. તેમાં વીરસિંહ અને માનકુંવરને પાછાં સોંપી દેવાની, તથા અમરસિંહે અને જયસિંહે ઠાકોરની માફી માંગવાની આજ્ઞા કરવામાં આવી હતી. આમ નહીં કરવામાં આવે તો જયસિંહના હકો જપ્ત કરવાની તથા અમરસિંહ વગેરેને કેદ કરવાની ધમકી આપવામા આવી હતી. ઉત્તરમાં અમરસિંહે સ્પષ્ટ જણાવી દીધું કે શરણે આવેલાને પાછાં સોંપવાની ક્ષત્રિઓની રીતિ જ નથી, માટે ઠાકોરે પોતાથી જે બને તે કરી લેવું. બસ હવે ઠાકોર દુર્જનસાલના ગુસ્સાનું પૂછવું જ શું?

માણસોને એકદમ તૈયાર થવાનો તેણે હુકમ આપી દીધો અને રણશિંગુ ફુંકાયું. અમરસિંહ વગેરે પણ ગામ બહાર તૈયાર જ ઉભા હતા. સામસામા તીરોનો વર્ષાદ વર્ષાવવા માંડયો. કોઇનાં હાથમાં તો કોઇના પગમાં તીરો ભોંકાવા લાગ્યાં. અમરસિંહનું દરેક તીર કોઇ ને કોઇ મનુષ્યને ઘાયલ કરતું જ. તેણે પોતાની વિદ્યાનો ચમત્કાર અહીં ઘણી જ સારી રીતે બતાવ્યો. તે ધારત તો ઠાકોર દુર્જનસાલને તેણે ક્યારનાય ધૂળ ચાટતા કરી દીધા હોત પરન્તુ અન્નદાતાનો એવી રીતે અંત આણવાનું તેને બીલકુલ વાજબી લાગ્યું નહિ. જયસિંહે પણ તેને ખાસ સૂચના કરી કે દુર્જનસાલના જીવને જોખમ થવું ન જોઇએ. જયસિંહની તબીઅત જરા સુધરી હતી એટલે તે યુદ્ધમાં સામેલ હતો. તે અમરસિંહની પાસે જ રહેતો હતો અને તે તેને અવારનવાર સૂચનાઓ આપ્યાં કરતો હતો. જયસિંહના આ

ઉમદા સ્વભાવનો બદલો બીજી જ રીતે મળ્યો. અમરસિંહની સાથે વાત કરવામાં રોકાયેલા જયસિંહ ઉપર ઠાકોર દુર્જનસાલે જ એક તીવ્ર અણીદાર તીર ફેંક્યું અને તે જયસિંહના પડખામાં આવીને પેઠું ! જયસિંહ ત્યાં જ પડ્યો. અમરસિંહથી આ કૃત્ય હવે સહન થયું નહિ અને તેણે માણસોને એકદમ જયસિંહને ત્યાંથી ઉપાડી જવાનો હુકમ આપ્યો અને પોતે હવે ઠાકોરને પણ ઘાયલ કરવાનો નિશ્ચય કર્યો. એક તીક્ષ્ણ અને અણીદાર બાણ કાઢી તેને ધનુષ્ય ઉપર ચડાવ્યું. ઠાકોરના જીવનું જોખમ કરવાનું તેને હજુ પણ ઠીક લાગ્યું નહિ. આથી તેણે ઠાકોરને માત્ર ઘાયલ કરવાના હેતુથી જ તે બાણ છોડયું. તેનું બાણ કદી ખાલી જતું નહિ. ઠાકોરનો જમણો હાથ ભેદાયો. ઠાકોરે કારમી ચીસ પાડી અને સરદાર મૂર્ખસિંહનું તે તરફ ધ્યાન ખેંચાયું. તેણે ઠાકોરને ઉચકાવી દૂર ખસેડાવ્યા. મૂર્ખસિંહને હવે લડાઈ ચાલુ રાખવાનું ઉચિત લાગ્યું નહિ. તેનાં લગભગ પંદર વિશેક મનુષ્યો ત્યાં શબવત્ થઇને પડ્યાં હતાં. તેણે તુરત જ લડાઇ બંધ રાખવાનું કહેવરાવ્યું અને બન્ને પક્ષો તીર ફેંકતાં બંધ થયા અને ઘાયલ થયેલાઓને ઉપાડી જવાનું શરૂ થયું. અમરસિંહનાં પક્ષમાં માત્ર પાંચ મનુષ્યોને થોડી ઘણી હાનિ થઈ હતી. સૂર્યાસ્ત પણ થયો હતો. આથી બળતી મશાલોના પ્રકાશવડે ઘાયલ થયેલાં માણસોને ઉપાડી જવામાં આવ્યાં. આજે તો એકે પક્ષની જીત થઇ નહિ. ગામ લોકોમાં પણ કાંઇક હિંમત આવી પરન્તુ તેઓ જાણતા હતા કે ઠાકોર હવે તેમને છોડનાર નથી. તેની પ્રકૃતિ જ એવી છે કે તે હાથમાં લીધેલા કાર્યને પાર પાડ્યા વગર રહેશે નહિ અને ગામની પાયમાલી કરશે. પરન્તુ અમરસિંહના કાર્યના વાજબીપણાને ખાતર તેઓએ આ ભોગ આપવાનો સર્વથા નિશ્ચય કર્યો હતો.

ઠાકોરની છાવણીમાં રાત્રે ઠાકોર તથા તેનાં માણસો એકત્ર થયાં હતાં અને પોતાના પક્ષમાં ખુવારી વધુ થઈ છે એ જાણીને ઠાકોરને અત્યંત ખેદ થયો. તેમને એ જ લાગી આવ્યું કે આવી એક નાની સરખી ટોળીને પણ તે હરાવીને નસાડી શકતો નથી. ઠાકોરે હવે એવી જ સૂચના કરી કે આવતી કાલે કિલ્લામાંથી બીજાં ૫૦ માણસોને બોલાવવાં અને ગામ ઉપર એકદમ ઓચિન્તો હુમલો કરવો. આ વાત સર્વને પસંદ પડી કારણ કે જંગલમાં વધુ પડ્યા રહેવાનું તેઓ બધાને મુસ્કિલ લાગ્યું. ઠાકોરને જમણા હાથે સખ્ત ઘા થયો હતો. તીર કાઢીને તેમને પાટાપીંડી કરવામાં આવી હતી અને જો કે અતિશય પીડા થતી હતી તોપણ પોતે જો પાછો ફરશે તો આ લોકો બરાબર લડશે નહિ એ ભીતિથી તે પાછા ફરતા નહોતા. હવે રાત્રે સૌ જંપી ગયું.

આ તરફ અમરસિંહ પોતાના મિત્રોની સાથે મસલત કરતો બેઠો હતો. સવારમાં ઠાકોર બીજાં માણસો લાવશે એ બાતમી તેને મળી ગઇ હતી અને હવે ટકાવ કરવાનું મુસ્કિલ થશે એ વિચારે તેને મુંઝવણમાં નાંખ્યો. એટલું જ નહિ પણ જયસિંહનું અવસાન હવે નજીક છે અને તે આજની રાત પણ કાઢશે નહિ એમ તેને લાગ્યું. તે હિંમતવાન્ હતો. તે કોઇ પણ આપત્તિથી મુંઝાય એવો નહોતો, પરન્તુ જયસિંહના અવસાનકાળથી તેનું હૃદય બહુ જ મુંઝાયું. આ વિશાળ વિશ્વમાં તેને હવે કોઇ પણ મનુષ્ય અંતરનું સગું રહેશે નહિ એ વિચારે તેને શોકસાગરમાં ડુબાવ્યો. તેણે હવે ઉદાજી તથા બીજાઓને એવી સૂચના કરી કે તેમણે બધાએ વીરસિંહ તથા માનકુંવર વગેરેને લઇને રાત્રે જ ત્યાંથી ચાલ્યાં જવું અને તેણે પોતે જયસિંહની પાસે રહેવાનું સૂચવ્યું. આ વાત કોઇને ગમી નહિ અને કોઇએ માની પણ નહિ. ઉદાજીએ જોઇ લીધું કે જયસિંહ હવે માત્ર એકાદ કલાકનો જ મહેમાન છે. આથી તેણે અમરસિંહને ધીરજ આપી અને સવારમાં સારાં વાનાં થઈ રહેશે એમ કહી તેણે બધાને ત્યાંજ રાખ્યા.

હવે જયસિંહની વેદના વધતી ચાલી અને તે પોતે પણ સમજી ગયો કે તેનો અંતકાળ નજીક છે. તેના મનમાં હજુ પણ અમરસિંહને માટે ચિન્તા થયાં કરતી હતી. આ દુનિયામાં તે નિરાધાર યુવકનો કોઇ સલાહકાર કે સગું નથી તે વિચારથી જ જયસિંહ દુઃખી થતો હતો અને આ અંતકાળે પણ ઠાકોરની સામે તેને વિરૂદ્ધતા થઇ તેથી તેનું દુઃખ અતિશય વધી ગયું હતું. માત્ર તેને દિલાસો એટલો જ હતો કે અમરસિંહને તેણે એક આદર્શ જીવન ગાળનારો મનુષ્ય કેવો હોઇ શકે તેનું સારૂં જ્ઞાન આપ્યું હતું. નાની વયમાં તેણે તેને વિદ્યા સારી રીતે સંપાદન કરાવી હતી અને જગતમાં અનેક સંકટના પ્રસંગોએ કેવી રીતે વર્તવું, કેવા સંયોગોમાં કેવું કાર્ય કરવું, શત્રુમિત્રની સાથે કેમ વર્તવું તે તમામનો તેને સારો અનુભવ કરાવ્યો હતો અને તેમાં અમરસિંહ પ્રવીણ થયો છે એમ પણ જયસિંહને ખાત્રી થઇ હતી. એજ દિલાસો તેને મળતો હતો.

અત્યારે રાત્રીના બે વાગ્યા છે. અમરસિંહને આખા દિવસનો શ્રમ થયો છે છતાં તે હજુ ઉંઘ્યો નથી. પિતાના અવસાનકાળે તેણે પોતાના નિદ્રા કે શ્રમની જરાય દરકાર ન કરવી તે તે સારી રીતે સમજતો હતો. જયસિંહને હવે ડચકાં આવવા લાગ્યાં. તેની ઇચ્છા બોલવાની હતી પરન્તુ તે બોલી શક્યો નહિ. અમરસિંહ સાવધાન થયો. તેણે ઉદાજીને જગાડ્યો અને પોતાની પાસે બેસાડ્યો. જયસિંહે હાથ લંબાવ્યો અને અમરસિંહે પોતાનો

હાથ તેના હાથમાં મુક્યો. બોલવાની ઇચ્છા છતાં બોલી શકાયું નહિ અને આખરે અમરસિંહની નજર સામે દૃષ્ટિ રાખી જયસિંહનો પ્રાણ પ્રયાણ કરી ગયો.

તુરત જ ત્યાં અમરસિંહનાં નેત્રોમાંથી અશ્રુઓ વહેવા લાગ્યાં. ઉદાજીએ બીજા મિત્રો તથા ઘરનાં માણુસોને ઉઠાડયાં અને કોઇને પણ રડવાની મના કરવામાં આવી. મકનાજી, વીરસિંહ વગેરે આવીને અમરસિંહને દિલાસો આપવા લાગ્યાં અને આ દેહની નશ્વરતાનો ઉપદેશ કરવા માંડયો. લગભગ અડધા કલાકે અમરસિંહ શાન્ત થયો અને પછી જયસિંહને અગ્નિદાહ દેવાની વ્યવસ્થા કરવામાં આવી.

## પ્રકરણ ૧૮ મું.

### મરાઠાઓ સાથે ઝપાઝપી.

દુર્જનસાલે બીજા ૫૦ માણુસોની મદદ મંગાવી હતી અને સવારમાં ગામ ઉપર બે બાજુએથી હુમલો કરી તેને સર કરવું એવો તેનો નિશ્ચય હતો. પરન્તુ મનુષ્ય ધારે છે એક અને બને છે બીજું. કિલ્લાથી કાંઇ જુદા જ સમાચાર આવ્યા. ત્યાં ગાયકવાડ સરકાર તરફથી બચા જમાદારની ફોજ ખંડણી ઉઘરાવવા આવેલી.

મુસલમાન બાદશાહોએ મહેવાસી લોકો ઉપર દાબ બેસાડવા માટે ઘણા વિશાળ કિલ્લાઓ બંધાવેલા હતા પરન્તુ હવે તો તેનાં ખંડેરો જ નજરે પડે છે. મુસલમાનોએ આવો બંદોબસ્ત રાખ્યા છતાં તેઓના ખરેખરા બળના સમયમાં પણ તેઓની સત્તા બરાબર રહી હોય એમ લાગતું નથી. જ્યારે મોગલ રાજ્યની પડતી આવી ત્યારે દેશમાંથી થાણાં ઉઠાવી લઇ તેઓએ ત્યાંના તોફાની લોકોને ફાવતું કરવાને દેશ ખુલ્લો મુકી દીધો હતો. મરાઠાઓના આવ્યા પછી સર્વ રીતભાત બદલાઇ ગઇ હતી. મરાઠાઓએ કિલ્લા બાંધ્યા જ નહોતા. તેઓ તો લાગલું જ રાજ્ય સ્વાધીન કરી લેવાનો પ્રયત્ન કર્યા વગર, ખંડણી વસુલ કરી લેતા અને નહિ તો પોતાના રિવાજ પ્રમાણે હુમલો કરતા. પછી જેમ જેમ તેમને પ્રસંગ મળતો તેમ તેમ ખંડણીના દરમાં વધારો કર્યે જતા હતા.

વર્ષાઋતુમાં મહીકાંઠાના જે ભાગમાં પડાવ કરવાની અગત્ય પડતી ત્યાં મરાઠાનું મુલકગીરીનું લશ્કર પડાવ કરીને રહેતું અને બાકીના આઠે મહિના અહિંતહિં ભમ્યાં કરતું.

જ્યારે અઢારમા સૈકાની આખરે મહીકાંઠામાં મરાઠાની સત્તા ઘમવીક-

કાર ચાલતી હતી. મહીકાંઠાની બાબતમાં બ્રિટિશ સરકાર ઇ. સ. ૧૮૧૩ માં મધ્યસ્થ થવા લાગી. તે વેળાએ મેજર બાલેન્ટેને, કર્નલ વૉકરની ચલાવેલી ઉત્તમ રીતિ પ્રમાણે ગાયકવાડની વતી એ પ્રાન્તના ખંડીઆ સંસ્થાનો સાથે ઠરાવ કર્યા, પણ કાંઈ જૂજ ચૂકને લીધે તે ઠરાવ પછીથી બહાલ રાખવામાં આવ્યા નથી તેમ જ રદ્દ પણ નહિ થયેલા. તે વખતે આખો મહીકાંઠો ગાયકવાડ સરકારના બચા જમાદારને સ્વાધીન હતો; તેણે ત્યાં ઘણી ફોજ રાખી હતી અને ગાયકવાડની સત્તા ઘણી સારી રીતે જમાવી તે ટકાવી રાખતો હતો. તેણે સંસ્થાનો પાસેથી ખંડણી લેવાનો કર ઘણો વધારી દીધો હતો અને જેઓ ઉઘાડે છોગે બંડ કરવાને ઉભા થયા તેઓને શિક્ષાએ પહોંચાડ્યા હતા. છતાં લુંટફાટ થતી હતી. બ્રિટિશ સરકારનાં પરગણાંઓમાં કોળી લોકો વારે વારે લુંટફાટ કરવા લાગ્યા અને તેની ફરિયાદો પણ ઘણી આવવા લાગી. સન ૧૮૧૮ માં બચા જમાદારના તાબાની ફોજનો ઘણો ભાગ બીજે ઠેકાણે મદદ આપવા માટે બોલાવી લેવામાં આવ્યાથી તથા પાછળથી તમામ ફોજને પણ પાછી ખેંચી લીધી તેથી આખા મહીકાંઠામાં આગળની પેઠે જ પાછી અવ્યવસ્થા થઇ ગઇ. તે પછી ત્રણ વર્ષે મી. એલ્ફીન્સ્ટન મુંબાઇનો ગવર્નર થઇને આવ્યો તેની સૂચનાથી, મહીકાંઠામાં સુલેહશાન્તિ જળવાય અને વડોદરા સરકારની ખંડણી પણ કાંઇ તોફાન વગર મળે જાય એટલા માટે ત્યાં બ્રિટિશ એજન્સીની સ્થાપના કરવામાં આવી હતી.

ઠાકોર દુર્જનસાલની પાસેથી ખંડણી ઉઘરાવવાને બચા જમાદારનો એક સરદાર બસો માણસોનું લશ્કર લઇને આવ્યો હતો. તેણે કિલ્લામાં ખબર મોકલી અને તે ખબર ઠાકોર દુર્જનસાલને મોકલવામાં આવી.

ઠાકોરને હાથની પીડાથી આખી રાત ઉંઘ આવી નહોતી. તેમાં વળી આ ઉદ્વેગજનક સમાચાર આવતાં હવે તેમની હીંમત રહી નહિ. તેમણે જોઇ લીધું કે અમરસિંહની સાથે હાલમાં વધુ કજીઓ લંબાવવાનું યોગ્ય નથી. સામે બે શત્રુઓ ઉભા થયા તેમની સાથે એકી વખતે દુશ્મનાવટ કરવી તે તેમને પણ મૂર્ખાઈ ભર્યું જ લાગ્યું. ઠાકોરે તુરત જ પોતાનાં માણસોની સલાહ લીધી. તેમાં એવું ઠર્યું કે હાલ વીરસિંહને કબજે લેવાની વાત જ પડતી મુકવી. અમરસિંહને શામ અને દામથી સમજાવવો કે જો તે આ વખતે ઠાકોરની તરફ વફાદાર રહી, ગાયકવાડના લશ્કર સામે મદદ આપશે તો ભવિષ્યમાં તેને તે બદલ સારો બદલો આપવામાં આવશે એટલું જ નહિ પરન્તુ જયસિંહની મૂળ જગોએ તેને સ્થાપન કરવામાં આવશે. માનકુંવરને માટે ઠાકોરનું હૃદય હજુ પણ બળતું હતું પરન્તુ તે વિષે ઠાકોરનો કાંઇ

ઉપાય ચાલે તેમ નહોતું. આથી ઠાકોરે તે બાબતનો વિચાર પણ પછીથી જ કરવો એમ ધાર્યું.

સવાર થતાં જ, ઠાકોરે એક દૂતને **અમરસિંહની** પાસે મોકલાવ્યો અને તેણે બહુ જ સાવચેતીથી બધી વાત સંભળાવી. **અમરસિંહની** તેણે ખાત્રી કરી આપી કે ઠાકોરે આ સંદેશો ખરા દીલથી મોકલ્યો છે. કામ ઉતાવળનું હતું અને **અમરસિંહનો** જવાબ લઇને જ દૂતને પાછું ફરવાનું હતું. **અમરસિંહે** હવે બીજા મિત્રો તથા **વીરસિંહને** બોલાવ્યા. તેમની સાથે મસલત કરી અને આખરે **અમરસિંહના** આગ્રહથી જ ઠાકોરને મદદ આપવાનું ઠર્યું. **માનકુંવર** વગેરે સ્ત્રીઓને તો **ડીસામાં** જ રાખવાનું ઠર્યું અને **અમરસિંહ**, **વીરસિંહ**, તથા બીજા મિત્રો વગેરે મળીને તેમ જ જે તીરકામઠાંવાળા બીજા માણસો મળે તેમને લઇને તેઓએ તુરત જ **માંડવગઢમાં** બારોબાર કૂચ કરવા માંડી. ઠાકોર પણ પોતાની છાવણી ઉપાડીને **માંડવગઢ** આવી પહોંચ્યા. અત્યારે સવારના ૯ વાગ્યાનો સુમાર થયો હતો.

ઠાકોર અને **અમરસિંહ** તેમ જ **વીરસિંહ** હાલને માટે વૈરભાવ વિસરી ગયા. ઠાકોરના દીલમાં **વીરસિંહને** માટે હજુ ડંખ હતો પરન્તુ તે હાલ તો દબાવી જ રાખવો પડ્યો હતો. **અમરસિંહ** અને **વીરસિંહ** નિખાલસ દીલના હતા. તેમના મનમાં કપટનો બીલકુલ લેશ નહોતો. માત્ર **વીરસિંહે** હજુ પણ ઠાકોરનો પૂર્ણ વિશ્વાસ રાખવાનું ધાર્યું નહોતું પરન્તુ **અમરસિંહ** તો ઉદાર અને ખુલ્લા દીલથી જ ત્યાં આવ્યો હતો.

બચા જમાદારના સરદારે આ વખતે દુર્જનસાલ પાસેથી બમણી ખંડણી માગી હતી. ઠાકોરને પોતાને પણ તે બહુ આકરી લાગી હતી અને તેમણે આ વખતે લડવાનો નિશ્ચય કર્યો હતો. ઠાકોરનું એવું ધારવું હતું કે જો એમને એમ, તેની માંગણી પ્રમાણે વધુ ને વધુ ખંડણી આપ્યે જઇશું તો આનો અંત પણ આવશે નહિ અને ખંડણીનો બોજો વધતો જશે, માટે આ વખતે તો તેને હાથ બતાવવો. તુરત જ ઠાકોરે સામો જવાબ મોકલી આપ્યો કે રીતસરની રકમ ઉપરાંત એક પાઇ પણ વધુ મળી શકશે નહિ.

આથી હવે બન્ને પક્ષોમાં તૈયારીઓ થવા લાગી. મરાઠાઓએ આસપાસથી દાણો પાણી આવતાં બંધ કરી દેવાની શરૂઆત કરી અને પછી **માંડવગઢ** ઉપર બે બાજુએથી હુમલો કરવાનો વિચાર કર્યો. **અમરસિંહનો** વિચાર એવો હતો કે બહાર નીકળી મરાઠાઓને બતાવી આપવું કે તેમનાથી આ વખતે કાંઇ વળે એવું નથી. પરન્તુ ઠાકોર અને **વીરસિંહ** એવા મત ઉપર આવ્યા હતા કે કિલ્લામાં રહીને જ બચાવ કરવો અને શત્રુઓને બીજી

રીતે હેરાન કરવા. વર્ષાઋતુ આવવાનો સમય નજીક હતો એથી જ ઠાકોરને આ વિચાર ઠીક લાગ્યો હતો.

પરન્તુ અમરસિંહની સાથે આવેલા તીરંદાજો બહાર જઈ શત્રુઓને હાથ બતાવવાની તીવ્ર ઇચ્છાવાળા હતા. કેટલાકો અમરસિંહની પાસેથી તીર ફેંકવાની વિદ્યા શિખ્યા હતા અને તેની પરીક્ષા આપવાનો આ જ સમય તેમને યોગ્ય લાગ્યો. આથી તેઓએ અમરસિંહને આગ્રહ કર્યો અને અમરસિંહ પણ એ જ વિચારનો હોવાથી તેણે ઠાકોરના ઉપર એનું જ દબાણ કર્યું. આખરે અમરસિંહના મત પ્રમાણે જ ચાલવાનો નિર્ણય થયો.

મરાઠા સવારના પહોરમાં સજ્જ થયા નહતા. તેઓ ગફલતમાં ઘોડદોડ વગેરે સરતોમાં રોકાયા હતા. તેમનું એવું સમજવું હતું કે શત્રુઓ કિલ્લામાંથી બહાર નીકળીને લડવા આવવાના નથી અને જ્યારે ખોરાક ખુટશે ત્યારે આપોઆપ શરણે આવશે. આથી મરાઠા લશ્કરનાં માણસો પણ પાસેનાં ગામડાંઓમાં જઈ લોકોને હેરાન કરતા અને ત્યાંથી અનાજ વગેરે લઈ આવતા. આ ગફલતનું પરિણામ બહુ માઠું આવ્યું.

સવારમાં જ ઠાકોર દુર્જનસાલનું તીરંદાજનું લશ્કર કિલ્લાની બહાર આવ્યું અને કાંઇ પણ ખબર આપ્યા સિવાય મરાઠા લશ્કર ઉપર તીરોનો વર્ષાદ વર્ષાવ્યો, મરાઠાઓ ગભરાયા. તેમણે પોતાનાં હથિઆરો સંભાળવા માંડ્યાં. દુર્જનસાલનાં માણસો મરાઠાઓની અવ્યવસ્થા જોઇ તેમની નજીક જવા લાગ્યાં. અમરસિંહ અને વીરસિંહ સૌથી મોખરે જતા હતા. તેમની પાસે જ ઠાકોર હતા. અમરસિંહનાં બાણોથી મરાઠાઓનાં અનેક માણસો પડ્યાં અને મરાઠા સરદારને પણ અમરસિંહનો ઘણો ભય લાગ્યો. તેણે હવે પોતાની પાસેના એક તીરંદાજને એવી સૂચના આપી કે અમરસિંહ, વીરસિંહ અગર ઠાકોર દુર્જનસાલ એ ત્રણ પૈકીના એકને પાડ્યા સિવાય શત્રુઓ નરમ પડશે નહિ. આ સૂચનાનો અમલ થયો અને ઠાકોર દુર્જનસાલને છાતીમાં એક તીક્ષ્ણ બાણ વાગ્યું. ઠાકોર ત્યાં જ પડ્યા. અમરસિંહને આથી શત્રુઓ ઉપર અત્યંત ક્રોધ ચડ્યો. તેણે રાતાં નેત્રો કરી ત્વરાથી બાણોની વૃષ્ટિ કરવા માંડી અને ઠાકોરને ત્યાંથી ઉઠાવી જવાને વીરસિંહને કહ્યું. વીરસિંહ, તુરત જ માણસો પાસે ઠાકોરને ત્યાંથી ઉપડાવી લઈ ગયો. આ તરફ અમરસિંહ હિંમતથી આગળ ધસ્યે જ ગયો અને મરાઠાઓને ત્રાહ ત્રાહ કરી નાંખ્યા. હવે મરાઠા સરદારને એમ નક્કી લાગ્યું કે આ લોકોની સામે તે હવે ફાવી શકશે નહિ. તેણે તુરત જ પાછા ફરવાનો માણસોને હુકમ આપ્યો અને તેઓ મુઠીઓ વાળીને નાઠા. અમરસિંહે હવે તેમની પુંઠ પકડવી યોગ્ય

ધારી નહીં અને તે હવે પાછો ફર્યો. ખુહારી બન્ને પક્ષમાં થઇ હતી પરન્તુ મરાઠાઓની વધારે ખુહારી થઇ હતી. અમરસિંહ આજની લડાઇના પરિણામથી ઘણો ખુશી થયો હતો. દીલગીરી માત્ર એક જ વાતની હતી અને તે એ જ કે ઠાકોરને કારી ઘા વાગ્યો હતો. તે કિલ્લામાં પાછો ફર્યો કે તુરત જ ઠાકોરની પાસે ગયો. વીરસિંહ તથા અન્ય સરદારો ઠાકોરની પાસે વીંટાઇ વળ્યા હતા.

અમરસિંહે આવી ઠાકોરની જીતના સમાચાર ઠાકોરને આપ્યા. ઠાકોરને આ સમાચાર સાંભળતાં હર્ષનાં આંસુ આવી ગયાં. તેમણે અમરસિંહને માથે હાથ મુક્યો અને પોતાનો અત્યંત રાજીપો જણાવ્યો. તેમણે અમરસિંહને બેટા કહી સંબોધ્યો અને તેને સાબાશી આપી. પરન્તુ ઠાકોરની વેદના દર પળે વધતી હતી. વાગેલું બાણુ ઝેરી હતું તેની ખબર ઠાકોરને હવે જ પડી. શરીરની નસેનસમાં ઝેરની અસર જણાવા લાગી. ઠાકોર વેદનાથી હવે ગભરાવા લાગ્યા.

---

## પ્રકરણ ૧૯ મું.

### અંતકાળ.

ઠાકોરને હવે લાગવા માંડયું કે અંતકાળ નજીક આવ્યો છે. પોતાની વૃદ્ધાવસ્થામાં કરેલાં કાર્યો હવે દષ્ટિગોચર થવા લાગ્યાં. મનુષ્ય જન્મની સાર્થકતા કાંઇ જ થઇ શકી નહીં એમ તેમનો અંતરાત્મા કબૂલ કરવા લાગ્યો. પોતાની પછી કોઇ વારસ નથી. સંતતિમાં માત્ર એક જ કન્યા અને તેને પણ સુખી થયેલી પોતાની નજરે જોઇ શકાઇ નહિ. આ વિચાર આવતાં ઠાકોરને અત્યંત દુઃખ થયું. હવે તેમનું અંતઃકરણ કાંઇ કોમળ થયું. પુત્ર–પુત્રી તરફનું વાત્સલ્ય એ શું છે તેની સમજ આ જ સમયે ઠાકોરને પડી. તેમનું હૃદય હવે ભરાઈ આવ્યું. "માનકુંવરનું આ વિશ્વમાં હવે કોણ? તે કોના આધારે રહેશે? અરે મારાથી તેનું લગ્ન પણ થઈ શકયું નહિ. મારી મતિ હવે મુઝાય છે. હે પ્રભો! તું જ મને આ વિકટ પંથમાંથી બહાર કાઢવા સમર્થ છું." ઠાકોરે અંતરમાં પરમાત્માની પ્રાર્થના કરવા માંડી. તેમની પ્રાર્થના સંભળાઇ અને તેમનું હૃદય કાંઇક નિર્મળ થયું. ચિત્તમાં શાન્તિ વ્યાપી.

પાસે બેઠેલા સરદારો, સૈનિકો, વીરસિંહ અને અમરસિંહ એમાંથી કોઇ બોલતું નથી. આખરે અમરસિંહ બોલ્યો: "બાપુ, આપને જે કાંઇ ઇચ્છા હોય, જે કાંઇ આજ્ઞા કરવાની હોય તે ખુશીથી ફરમાવો. અત્રે આપની આજ્ઞાનું કોઇ પણ ઉલ્લંઘન કરનાર નથી."

ઠાકોર હવે **અમરસિંહ**ની સામું જોઈ રહ્યા. **અમરસિંહે** અપકારને બદલે ઉપકાર કર્યો છે તે બીનાનું ઠાકોરને હવે સ્મરણ થયું. તેમણે **અમરસિંહ**ને પાસે બોલાવી લીધો. અને ધીમેથી જણાવ્યું: “અમરસિંહ, મેં તારૂં અનેક વખત અપમાન કર્યું છે. તારા વ્હાલાં માતપિતાએ મારી સેવા ઘણો સમય કર્યા છતાં મેં તેમનો વિનાશ કરાવ્યો છે. એમ છતાં તેં આ મારા ભયંકર સંકટના સમયે મને અમૂલ્ય સહાય આપી મારા ઉપર ઘણો જ ઉપકાર કર્યો છે. તું જ એક ખરો નર છે. ખરેખર તને ધન્ય છે. તારા ઉપકારનો બદલો શી રીતે વાળવો તે મને કાંઇ જ સમજાતું નથી. પરન્તુ તું મારૂં એક વચન માનીશ?”

“આપની કોઇ પણ આજ્ઞા મને શિરોવંદ્ય છે.” **અમરસિંહે** નમ્રતાથી ઉત્તર આપ્યો.

“મારી—આ વૃદ્ધ પુરૂષની આટલી જ ઇચ્છા છે કે તું મારી પાસેથી તારી ઇચ્છામાં આવે તે વર માંગી લે. હું તારી ઇચ્છા સર્વથા પાર પાડીશ એમ આ સર્વેની સાક્ષીમાં પ્રતિજ્ઞા કરૂં છું.” ઠાકોરે આમ કહી પ્રતિજ્ઞા કરી.

હવે સૌ કોઈ **અમરસિંહ**ની સામું જોઈ રહ્યું છે. તે શું માંગે છે, તેનાં અનુમાન થવા લાગ્યાં. **અમરસિંહ**ના મુખ ઉપર આનંદ કે વિષાદ કોઇ પ્રકારનો વિકાર નહોતો. તેણે મનમાં કેટલોક સમય વિચાર કર્યો કે મારા સ્વાર્થના કરતાં મારા મિત્રનું અધૂરૂં કાર્ય પૂરૂં કરવાની જરૂર છે. આથી તેણે એવી માંગણી કરી કે જેનો કોઇને પણ ખ્યાલ સુદ્ધાં નહોતો. “મારા અન્નદાતા! જો મારા ઉપર આપ પ્રસન્ન થયા હો અને મારી ઇચ્છા આપ પૂર્ણ કરવાના નિશ્ચય ઉપર આવ્યા હો તો સરદાર **વીરસિંહ**ની સાથે જ રાજકુમારીનું લગ્ન કરવાની આપ સંમતિ આપો.”

વીજળીનો જેમ ભયંકર કાટકો થાય તે જ રીતે **અમરસિંહ**નું આ વચન ઠાકોરના કાન ઉપર પડ્યું. **વીરસિંહ** પોતે પણ આશ્ચર્યચકિત થઇ ગયો. **અમરસિંહ** આવો પરોપકારી અને નિસ્વાર્થી મનુષ્ય હશે તેની તેને કલ્પના પણ આવી નહોતી. તે અત્યારે જ **અમરસિંહ**ને ખરા સ્વરૂપમાં જોઇ શક્યો. ઠાકોરની સ્થિતિ જુદા પ્રકારની હતી. તેઓને **અમરસિંહ**ની માંગણી બીલકુલ રૂચિ નહિ. તેમણે હવે **અમરસિંહ**ને કહ્યું કે “મેં નહિ ધારેલું કે તું આવી માંગણી કરીશ. તારે બીજું જે કાંઇ માંગવું હોય તે બેલાશક માંગ. આ તો મારાથી શી રીતે બની શકશે?”

“ઠાકોર સાહેબ, આપવું હોય તો એ જ આપો; મને બીજી કોઈ ઇચ્છા છે જ નહિ.

ઠાકોરથી હવે ના પણ કહી શકાય તેમ નહોતું. ઠાકોરને પોતાનું વચન પાળવાનો મૂળથી જ નિશ્ચય હતો. તેઓએ અદ્યાપિ પર્યંત વચનભંગ કર્યો નહોતો. તેમાં આ મરણકાળે—તેમના પ્રાણ હવે થોડા જ સમયના મહેમાન હતા—તે સમયે તો તેમને પ્રતિજ્ઞાનો ભંગ કરવાનું યોગ્ય લાગ્યું નહિ. આથી તેમને પ્રતિજ્ઞા પાળવાનું ઠીક લાગવા માંડ્યું. વળી હાલના સંયોગો એવા હતા કે ઠાકોરથી બીજું કાંઈ બને તેમ નહોતું. વીરસિંહ અને અમરસિંહે મરાઠાઓ સામે તેમને સારી મદદ આપી હતી. આવા સંયોગો જોઇ ઠાકોરને હવે અમરસિંહની માગણી સ્વીકારવાનો વિચાર આવ્યો. પરન્તુ તેમણે તેમાં એક શરત કરી કે રાજકુમારી માનકુંવરને કોઇ પણ પ્રકારનું દુઃખ પડે નહિ, તેમજ રાજ્યના કોઇ પણ સરદાર અગર અધિકારીએ વીરસિંહની સામેના વિરોધમાં કાંઇ કૃત્ય કર્યું હોય તો તે બદલ વીરસિંહે કાંઈ પણ પગલું લેવું નહિ. આને માટે અમરસિંહે પોતાની જામીનગીરી આપવી.

ઠાકોરના અન્તકાળ સમયની આ ઇચ્છા પાર પડેલી જોવાને સૌ કોઇ પોતાની સંમતિ આપવા લાગ્યા. વીરસિંહ અને માનકુંવરનો હસ્તમેળાપ ઠાકોરની હાજરીમાં કરાવવામાં આવ્યો. ઠાકોરનું દુઃખ હવે ઓછું થઇ ગયું. તેમની માનસિક વેદના દૂર થઈ.

પરન્તુ ઠાકોરનો અવસાનકાળ હવે સમીપ જ હતો. કાતીલ ઝેર પાયેલા બાણના ઘાથી તેમને થતી વેદના હવે ઉગ્ર સ્વરૂપમાં જણાવા લાગી અને પોતાનું મૃત્યુ સમીપ છે એમ ઠાકોરે માની લીધું. તેમણે હવે છેવટે એ પણ જણાવી દીધું કે "મારૂં આ રાજ્યપાટ પણ વીરસિંહને જ સોંપું છું."

આ છેલ્લું વાક્ય બોલતાં જ ઠાકોરનો પ્રાણ છુટી ગયો.

* * * *

ઠાકોરને વિધિપૂર્વક દાહ દેવામાં આવ્યો. કેટલાક દિવસ શોક પળાયો, અને તેમની ઇચ્છા મુજબ વીરસિંહને ગાદી મળી.

* * * *

વીરસિંહ અને માનકુંવરના લગ્નનો ઉત્સવ ધામધુમથી કરવામાં આવ્યો. તે પ્રસંગે નાણું પણ પુષ્કળ ખર્ચાયું. અમરસિંહ પણ ત્યાં જ પોતાનો કાળ વ્યતીત કરે છે. પરન્તુ તેના મનમાં હજુ ચિન્તાએ વાસ કરેલો છે. તેને કોઇ પ્રકારના ભોગવિલાસની ઇચ્છા હતી નહિ. માત્ર જયસિંહે પોતાના અન્તકાળે કરાવેલી પ્રતિજ્ઞા ખુંચતી હતી. જાગીર પાછી મેળવવાને તે પોતે તો બહુ ઉત્સુક નહોતો પરન્તુ પિતાએ કરાવેલી પ્રતિજ્ઞા તેણે પાળવી જ જોઇએ એ તેનો દૃઢ નિશ્ચય હતો. હવે તેણે તે માટે કાંઇ પણ પગલાં ભર-

વાનો નિશ્ચય કર્યો. વીરસિંહ અમરસિંહે કરેલા ઉપકારને વીસરી ગયો નહોતો, અને પહેલાં શું કરવું તેનો તેઓ વિચાર કરવા લાગ્યા.

વીરસિંહે પોતે ભુણાવાડા જઇને ત્યાં લાગવગ ચલાવવાનું વચન આપ્યું અને તે તુરત જ બે ત્રણ દિવસમાં ત્યાંથી રવાના થઇ ગયો. ત્યાં જઇ કેટલીક ખટપટ કરી આખરે તેને પોતાનો પ્રયત્ન સફળ થાય તેમ લાગ્યું. દૈવવસાત્ જાગીર બથાવી પડનાર ગુજરી ગયો. આ સંયોગોમાં અમરસિંહને તેની જાગીર મળી.

આ હર્ષના સમાચારથી અમરસિંહને આનન્દ થયો. સર્વની સંમતિથી વીરસિંહે પોતાની ભગિની મેનાનું અમરસિંહની સાથે લગ્ન કર્યું અને અમરસિંહ ઉપર ઉપકાર કરનારી જસીનું પણ અમરસિંહની સાથે જ લગ્ન થયું. સર્વત્ર આનંદ મંગળ વર્ત્યો.



